

स्व० त्र्यंबक स्मारक ग्रंथमाला

वर्ष २ जुं. पुस्तक ४ थुं.

# વજીરનંદિની ગુલબેગમ

(નવીન ઐતિહાસિક નવલકથા)

અનુવાદકઃ—

મહાશંકર ઇંદ્રજી દવે.

પ્રકાશકઃ—

લાભશંકર જીવરાજ જોશી.

વ્યવસ્થાપકઃ—"સ્વ૦ ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા."

ખાડિયા, દેસાઈની પોળ,—અમદાવાદ.



સંવત ૧૯૭૯ ] આવૃત્તિ ૧ લી [ ઇ. સ. ૧૯૨૩.

કિંમત છૂટક રૂ. ૧-૮-૦

## તોએ શું ?

ગઝલ:

કદી પરમાર્થના કામે,
ગયો આ જાન તોએ શું ?
અને માતૃભૂમિ અર્થે,
થયા કુરબાન તોએ શું ?
દુઃખી દિલનાં દરદ હરતાં,
ગયા ધનધામ તોએ શું ?
પ્રપંચી સ્વાર્થ માળામાં,
રહ્યું ના નામ તોએ શું ?
ખિતાબો રાજ્યદરબારી,
કદી ના મેળવ્યા તો શું ?
તથા ખુશામદો કરવા,
જીગર ના કેળવ્યાં તો શું ?
ન ન્હોયોં ખોફ ખુદાનો,
કરી શક્તિ મુજબ ભક્તિ;
ભલે આલમ પછી બકતી,
હમારે કામ તેનું શું ?

સ્વદેશગીતો.



ટંકશાળમાં ધી અમદાવાદ યુનિયન પ્રીન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડમાં
શા. મોહનલાલ ચીમનલાલે છાપ્યું—અમદાવાદ.

# અર્પણપત્રિકા

શ્રીમાન માન્યવર

રા. રા. નારણલાલ જીવણલાલ ભાઈ

( સાંકડીશેરી )

અમદાવાદ.

આપનો મારી પ્રત્યેનો અપાર સ્નેહ, અગાઉથી મારા પ્રયાસમાં આપની સંપૂર્ણ સહાનુભૂતિ, મારા યત્નમાં સફળતા જોવાની ઉચ્ચ મહત્વાકાંક્ષા વિગેરે શુભ ગુણોથી આકર્ષાઈ એક સ્મરણ તરીકે આપનું નામ આ ઐતિહાસિક નવલકથા સાથે જોડી મને કૃતાર્થ થયેલો હું માનું છું.

તેમજ નિઃસ્વાર્થવૃત્તિથી આ પુસ્તક આપના કર કમળમાં સમર્પિત કરી કૃતાર્થ થાઉં છું. અને પરમાત્મા પ્રત્યે નમ્ર પ્રાર્થના કરૂં છું કે આપને સાહિત્યની ઉન્નતિ જોવા વિશેષ ભાગ્યશાળી બનાવે.

અધિક જેષ્ટ સુદ ૨<br>
તા. ૧૮-૫-૨૩

સ્નેહાધીન,<br>
લાભશંકર જીવરાજ જોશી.

# સ્વીકાર

પુસ્તકો.

(૧) સંસાર સમસ્યા અથવા કલ્પલતા કે વિષવલ્લરી? મૂલ્ય રૂ. ૩–૪–૦ રા. રા. ઠક્કુર નારાયણ વિસનજી તરફથી (૨) સરળ બાળપોથી કિંમત બે આના રા. રા. ડાહ્યાભાઇ તુળસીદાસ ભોજાણી વિગેરે તરફથી (૩) નીતિ-વચન (લેખકના ટુંકા જીવનચરિત્ર સાથે) મૂલ્ય લેખક સ્વ. કરશનદાસ મુળજી. પ્રકાશક રા. રા. જીવનલાલ અમરશી મહેતા. મંત્રી "સ્ત્રીબોધ અને બાળક" માસિક પત્ર. એમના તરફથી. (૪) મહાત્મા રામચંદ્ર મૂલ્ય રૂ. ૧–૮–૦ રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા તરફથી. વગેરે ભેટ મળ્યાં છે.

માસિકો:—'સ્ત્રીબોધ' વાર્ષિક લવાજમ રૂ. ૩–૪–૦ વર્ષ ૬૭ મું અંક ૧ થી ૫ રા. રા. જીવનલાલ અમરશી મહેતા તરફથી. 'ગુજરાત' લવાજમ રૂ. ૮–૦–૦ સાહિત્ય સંસદ તરફથી વર્ષ ૨ જું. અંક ૬ થી ૧૨ તથા પુ. ૩ ના અંક ૧ થી ૩. 'ભારતજીવન' લવાજમ રૂ. ૩–૨–૦ વર્ષ ૩ જું અંક ૧ થી ૨. રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા તરફથી. 'વિશ્વ જ્યોતિ' લવાજમ રૂ. ૩–૦–૦ પુ. ૩ જું. અંક ૫ થી ૬. રા. રા. પ્રભુશંકર નરભેરામ વ્યાસ તરફથી. ઇ. સ. ૧૯૨૩ ની સાલનું કેલેન્ડર રા. રા. એમ. વાડીલાલની કુંપની તરફથી. 'રંગભૂમિ' વાર્ષિક લવાજમ રૂ. ૭–૦–૦ અંક ૧ થી ૨. રા. રા. એ. કે. જોશીની કુંપની તરફથી મળ્યાં છે. જે આભાર સહીત સ્વીકારવામાં આવે છે.

# નિવેદન

ગયા પુસ્તક સાથે અમારૂં પહેલું વર્ષ પુરૂં થયું છે. ચાલુ પુસ્તકથી અમારી ગ્રંથમાળાનું બીજું વર્ષ શરૂ થાય છે. અમને વાચકવર્ગ તરફથી પહેલાં વર્ષમાં જે ઉત્તેજન મળ્યું છે, તે આ વર્ષમાં ચાલુ રહેશે એમ માનીએ છીએ.

પ્રસ્તુત પુસ્તક અફગાનિસ્તાનના ઇતિહાસનું રહસ્ય પ્રકટ કરે છે. જંગલી જાતોમાં પણ જન્મભૂમિ પ્રત્યેનો પ્રેમ કેવી તીવ્ર સ્થિતિમાં પ્રકટ થાય છે, તે આ નવલકથામાં પાનેપાને જણાય આવશે. અમને લાગે છે કે હિંદની સ્વરાજ માગ્યચાહતી પ્રજાને આ નવલકથા પરથી ઘણું જાણવાનું મળશે.

આ ગ્રંથમાળાનું ચાલું વર્ષનું બીજું પુસ્તક 'મીરકાસિમ' છપાય છે. જેમાં સિરાજદૌલા પછીનો રસમય ઇતિહાસ આલેખવામાં આવ્યો છે. તે પુસ્તક પણ ઇતિહાસના શોખિનોને ઘણું પસંદ પડશે.

ચાલુ સાલથી અમે ગ્રંથમાળાના હજાર પૃષ્ઠને બદલે લગભગ સાડા બારસો આપવાનો ઠરાવ કર્યો છે. અને હજુ પ્રજા તરફથી ઉત્તેજન મળશે તો પૃષ્ઠસંખ્યા વધારવા માગીએ છીએ. અત્યારની મોંઘવારીમાં રૂ. ૫-૪-૦ લવાજમમાં મોટા દળદાર ત્રણથી ચાર પુસ્તકો સોનેરી ચાર નામવાળી પાકી બાઇન્ડીંગવાળાં મળે એ ગ્રાહકોને મોંઘુ ન કહેવાય એ નક્કી છે કે છૂટક કિંમત તો અમારે ન છૂટકે વધારે રાખવી પડે છે.

હવે અમે ૧૮૫૭ ના બળવાનો રસમય હેવાલ આપવા ઇચ્છીએ છીએ. એ પુસ્તક લગભગ સાતસો સાતસા પૃષ્ઠોનાં ત્રણ પુસ્તકમાં પુરૂં થશે. અને દરવર્ષે એક એક ભાગ આપવામાં આવશે. તે ઉપરાંત બીજા પુસ્તકોની ચૂંટણી ચાલુ છે.

પ્રુફોમાં છાપખાનાંની ભૂલો રહી ગઇ હોય તો તે દરગુજર કરવા કૃપા કરવી.

ખાડિયા,
જેષ્ટ શુદિ ૨.
તા. ૧૮-૫-૨૩.

વિનીત,

લાભશંકર જીવરાજ જોશી.

જલ્દી મંગાવો! તૈયાર છે!

## ખાસ ઐતિહાસિક વિષયના શોખિનો માટે.

## ( બીજાં વર્ષનાં પુસ્તકો. )

### નીચેનાં પુસ્તકો છપાઈ રહેવાં આવ્યા છે.

૧. વજીરનંદિની ગુલબેગમઃ-[ એક અતિ રસમય ઐતિહાસિક નવલકથા. ] જેમાં એક નિર્બળ જાતિને કેવળ રાજનીતિ ખાતર કેવી રીતે પરાધીન બનાવવામાં આવે છે, તથા એ પરાધીન જાતિ પોતાનું સર્વસ્વ ગુમાવ્યા છતાં સ્વતંત્રાનું રક્ષણ કરવા ખાતર કેટલી હદ સૂધી જાય છે, તે હાલની હિંદની પ્રજાને આદર્શરૂપ ગણાશે.

તે સાથે વજીરનંદિની ગુલબેગમનો કરૂણારસિક ઇતિહાસ વાચકોને જરૂર અશ્રુ પડાવ્યા સિવાય રહેશે નહિ.

૨. મીરકાસિમઃ—બંગાળાના છેલ્લા સ્વતંત્ર નવાબની કરૂણ કથા કેવળ ઐતિહાસિક ઢબે આલેખવામાં આવી છે. અંગ્રેજ કંપનીએ સિરાજદૌલાને પદભ્રષ્ટ કરી શું કર્યું તેની વિગત જાણવા ઇચ્છનારને જરૂર વાંચ્યા સિવાય ચાલે તેમ નથી.

તે સિવાય નીચેનાં પુસ્તકો તૈયાર થવા આવ્યાં છે, તેમાંથી સમયાનુકૂળ ત્રીજું પુસ્તક બહાર પડશે.

૧. ઈ. સ. ૧૮૫૭ ના બળવાનો રૂંવાડાં ખડાં કરે તેવો હેવાલ.

૨. હાસ્યમય-કટાક્ષમય-લેખોનો સંગ્રહ.

૩. એક અતિ ચમત્કારિક ડિટેક્ટીવ નવલકથા.

૪. શિખ યુદ્ધનો ઇતિહાસ

૫. હેસ્ટિંગ્સના સમયનું હિંદ.



# ભુમિકા

રાજનીતિ શાસ્ત્રમાં 'માત્સ્ય ન્યાય' એ એક અદ્દભુત ન્યાય છે, સમુદ્રમાંનાં નાનાં માછલાંને મોટાં માછલાં ગળી જાય છે, તે મુ· જબ આ દુનિયામાં પણ મોટાં નાનાંને તાબામાં રાખે છે, બળવાન નિર્બળને દબાવે છે, ગુલામ બનાવે છે એ બધું 'માત્સ્ય ન્યાય' પ્રમાણે બરાબર ગણાય છે. હાલની સુધરેલી પ્રજા આ 'માત્સ્ય ન્યાયની' ગુલામ છે. જંગલી પ્રજામાં સંઘબળ ઓછું હોવાથી તેનું બળ ઘણાંને પીડી શકતું નથી, ત્યારે હાલની સુધરેલી પ્રજામાં સંઘબળ પ્રબળ હોવાથી તે ઘણાં માણસોને એકી સાથે પીડી શકે છે. જેમ જેમ સુધારો વધતો જાય છે, તેમ તેમ આ 'માત્સ્ય ન્યાય' નું જોર પણ વધતું જાય છે. ઈતિહાસ 'ધર્મ ત્યાં જય' એ નીતિ વાકય કરતાં 'બળિઆના બે ભાગ' એ લોકોક્તિના પક્ષમાં વિશેષ છે. માણસો જેમ નિર્બળ તેમ વધુ ધર્મિષ્ઠ અને જેમ પ્રબળ તેમ ઓછા ધર્મિષ્ઠ આ સિદ્ધાંત ખરો હોય તો માનવુંજ પડશે કે દુનિયામાં અધર્મ પોતાની જયપતાકા ઉડાવી રહ્યો છે, ધર્મ પંગુની માફક નિશ્ચેષ્ઠ થઇ પડયો રહ્યો છે.

એ 'માત્સ્ય ન્યાય' મુજબ હિંદ બળવાન અંગ્રેજ જાતિના પગમાં ઓળોટી રહ્યું છે. અફગાનજાતિ પણ જેમ જેમ સુધરતી ગઈ તેમ તેમ સામ્રાજ્ય મદથી છકી આજુબાજુની જંગલી પ્રજાઓને તાબે કરવા તૈયાર થતી ગઇ. અફગાનિસ્તાનનો અમીર અબ્દુલ રહેમાન એક સામ્રાજ્યવાદી મહાપુરૂષ હતો, તેણે તીક્ષ્ણ દૃષ્ટિથી જોયું કે જમાના સાથે આગળ વધવું હોય, અફગાન જાતિને જીવવું હોય તો આજુબાજુની પહાડી જાતોને તાબેદાર બનાવવીજ જોઇએ. એ વિચાર અમલમાં આણવા માટે તેણે સહુ પહેલાં ખાઇબર ઘાટ આ· ગળ વસતી હાજરા જાતિ પર નજર નાખી. હાજરા જાતિના તાબામાં

અફ્ગાનિસ્તાનનો મોટો માર્ગ હતો. એ માર્ગ વાટે હિંદ સાથે અફ્ગાનિસ્તાન વેપાર ચલાવતું હતું. એ માર્ગ જો નબળી પ્રજાના તાબામાં રહે તો અંગ્રેજોને અફ્ગાનિસ્તાન પર ચઢાઇ કરવી ફાવે, એમ હોવાથી અમીર હાજરા જાતિની સ્વતંત્રતાનાં મૂળમાં કુઠરાઘાત કરવા તૈયાર થયો. ત્યાંથી આપણી આ નવલકથાની શરૂઆત થાય છે.

અફ્ગાન રાજ્યના રીત રિવાજો, અમીર અબ્દુલ રહેમાનની વિચક્ષણતા અને મીરમુન્સી જેવા અમાત્યની પ્રભુભક્તિ આ નવલકથા વાંચનારેને આકર્ષ્યા સિવાય રહેશે નહિ. તે સાથે હાજરા જાતિનો સ્વદેશ પ્રેમ, ગુલામહુસેનની સ્વદેશભક્તિ હિંદની હાલની સ્થિતિમાં કંઇક અંશે મદદરૂપ થશે.

ગુલામહુસેન પ્રબળ અફ્ગાન રાજ્ય સાથે જોડાતાં જે ગેરફાયદા થવાના વર્ણવે છે, તે ગેરફાયદા આપણે અનુભવી ચૂક્યા છીએ. આ વાર્તા આપણી હાલની જિંદગીને પ્રકટ કરનાર હોવાથી દરેક હિંદવાસીએ વાંચવીજ જોઇએ એવો મારો મત છે.

કાબુલમાં ગુલામ તરીકે કામ કરતા હાજરાઓ કરતાં આપણી સ્થિતિ ચઢતા દરજ્જાની નથી, તેઓ જેમ મુંગે મ્હોંએ બધો જુલમ વેઠી લે છે, અને પાછળથી બડબડે છે, તેમ આપણામાં પણ સ્પષ્ટ વક્તાપણું ઓછું થતું જાય છે, થઇ ગયું છે, તેઓના દેશમાં રસ્તા બાંધી સુખશાંતિ ફેલાવવાનાં બ્હાનાં તળે અમીરે તે દેશ કબજે કર્યો, તેજ બ્હાનું અત્યારે અંગ્રેજ સરકાર આપણને બતાવી પોતાના કબજામાં રાખવાનો પ્રયત્ન કરે છે, આ બધી બાબતનું સામ્ય હોવાથી આ નવલકથા હાલમાં દરેક ગુજરાતીઓને પસંદ આવશે એમ લાગે છે.

બીજી નવલકથાઓની પેઠે આ નવલકથામાં દુષિત પ્રેમનું નામ માત્ર નથી. દુષિત પ્રેમને બદલે સ્વદેશપ્રેમ, પ્રભુપ્રેમ, નિમકહલાલીનાં જ્વલંત દષ્ટાંતો ઠેર ઠેર નજરે પડશે. એ આ નવલકથાની વિશેષતા છે.

આ નવલકથા એક બંગાળી નવલકથાનું ભાષાંતર છે, ભાષાંતર ઉતાવળમાં થયેલું હોવાથી કદાચ ભાષાદોષ રહી ગયેલ હશે, પણ મૂળવાર્ત્તાના રસમાં જરાપણ ક્ષતિ થવા દેવામાં આવી નથી.

આશા છે કે ગુર્જર પ્રજા સન્મુખ મારો આ પ્રયત્ન સફળ નીવડશે.

આ સ્થળે મારે સ્વ૦ ભાઇ ત્ર્યંબકલાલ અને તેમના ભાઇ લાભશંકરનો ઉપકાર માનવાની તક જવા દેવી ન જોઇએ. એ બંને ભાઇઓએ મને લખવાની તક આપી તેથી જ હું મારૂં કોઈ પણ લખાણ લખી શક્યો છું.

અમદાવાદ.
જેષ્ઠ કૃષ્ણ ૯ રવિ, સં. ૧૯૭૮ } મહાશંકર ઇંદ્રજી દવે.

# અનુક્રમણિકા.

## ખંડ ૧ લો

# ખંડ ૨ જો

| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ |
| --- | --- | --- |




# એશિયાચો ઉષઃકાળ

અને

# આવતી કાલનો પુરૂષ.

## મહાન દેશભક્ત તત્વજ્ઞાની અરવિન્દ ઘોષ,

## [ મહાન દેશભક્ત યોગી અરવિન્દ ઘોષ. અને પૅાલ રિશારની છબીઓ સાથે. ]

નવજીવના વાચક વર્ગથી 'આવતી કાલનો પુરૂષ' અને 'મહાશય પૅાલ રિશાર' અજાણ્યા નજ હોય. આ પુસ્તક પ્રખ્યાત સંત પૅાલ રિશારના 'The Down over Asia' એ પુસ્વકનું ભાષાન્તર છે. તેમાં સંત પૅાલરિશારે જાપાનનાં વિદ્વાન મંડળસમક્ષ આપેલાં વ્યાખ્યાનોનો સમૂહ છે. જાપાની ભાષામાં તેમજ મહાન્ તત્ત્વજ્ઞાની અરવિન્દ ઘોષના હાથથી અંગ્રેજીમાં પણ તેના તરજુમાં થયા છે. આ ઉપરથીજ પુસ્તકની અગત્ય સ્હેજે સમજી શકાય તેમ છે. લેખકની ભાવના જાતિય-સમાનતા, એશીયાની જાગૃતિ-મુક્તિ-ઐક્ય અને સંસ્કૃતિમાં રહી છે, અને આવી રીતે માનવ જાતને મહત્ત્વની બાબતોની સાધનથી 'આદર્શ પુરૂષ' રચવામાં પ્રગતિરૂપ છે. કૃષ્ણ પરમાત્માનો સાક્ષાત્કાર થયો છે તે મહાન યોગી અરિવન્દઘોષને આવતી કાલના એશિયાના અને જગતના ઉદ્ધારક તરીકે મહાશય પૅાલ રિશાર જાહેર કરે છે. ગુજરાતી પ્રજા વર્ગના લાભ માટે મહાશય પૅાલ રિશારના કહેવાથી આ પુસ્તકનું ગુજરાતીમાં ભાષાન્તર કરવામાં આવ્યું છે. અને દરેક ગુજરાતી બન્ધુએ જરૂર આ પુસ્તક ભારતની વર્તમાન પરિસ્થિતિમાં વાંચવાની જરૂર છે. મૂલ્ય રૂ. ૧—૮—૦

લખોઃ-લાભશંકર જીવરાજ જોશી.

ખાડિયા, દેસાઇની પોળ-અમદાવાદ.

મિરાતે આલમગીરી ... ૩
સત્ય ધર્મજ્ઞાન શિક્ષા ... ૨
કુમુદચંદ્ર ભાગ ૧ ... ૧॥
દશ લાખનો હલ્લો ... ૨॥
કમનશીબ લીલા ભા.૧–૨ ૫॥
અમૃત ઝેર .. ... ૧॥
અભિનવ સંસાર ... ... ૧॥
કલંકિત કાઉન્ટેસ ... ... ૩
વિશ્વલીલા ... ... ૨
બે ભેદી ઉર્ફે ભરમભર્યો
ડીટેકટીવ ... ... ૬
પ્રેમદાદેવી ... ... ૨
રાજયોગી ભા. ૧–૨ ... ૮
પીશાચમંદિર ભા. ૧–૨ ... ૭॥
કરણઘેલો ... ... ૨
દીવાને સાગર ... ... ૩॥
સૌંદર્ય વિજય ભા. ૧ થી ૫ ૧૨॥
કલાપીનો કેકારવ ... ... ૪
કલાપીનો વિરહ ... ... ૨॥
પંચામૃત ... ... ૧॥
શ્રીધર્મ ગીતા ... ... ૨॥
અનંગ વીષ ... ... ૩
અહંગઉઠાવગીર ભા. ૧–૨... ૫
ગઝલ કે મધુરી ... ... ૨

તરૂણ તપસ્વીની ભાગ ૧–૨ ૬॥
અબળાની આત્મકથાઓ... ૨॥
રાક્ષસોની રતિક્રીડા... ... ૨॥
કાશ્મીરનો કેસરી ... ... ૧॥॥
ન્યાયના ખનમાં નીતિ ... ૨॥
સંસાર કે નરકાગાર... ... ૧॥
મધુ માલતી ભાગ ૧–૨... ૪
ગેબી ખૂન ... ... ૨॥
વસંત વીજય ભાગ ૧ થી ૪ ૧૨
કામરૂદેશની કુટીલ કામની. ૨
પીશાચીની કે પ્રેમદા ... ૬॥
ભેદક ખૂન ... ... ૧
પદ્મલતા ... ... ... ૩
ભયંકર પ્રાયશ્ચિત ... ... ૨
કુતરો કે કાળ ... ... ૨
અંગના કે દેવાંગના ... ૧॥॥
ભવાનીનો ભોગ ભાગ ૧–૨ ૩॥
મહારાજા પ્રતાપાદીત્ય ... ૨
મૃગલોચની ભાગ ૧ થી ૧૦ ૨૨॥
કુંદન કુસુમ ભાગ ૧ થી ૮ ૧૦
કબીર કાવ્ય ... ... ૩॥
ભેદી ખજાનો ... ... ૨॥
ચુડેલનો ચમત્કાર ... ... ૩
કાવ્યમાધુર્ય ... ... ... ૨॥

કબીર કાવ્ય ... ... ૩।
નારાયણ ગધગંગા ... ૩।।
ઝાંશીની રાણી ... ... ૩
રતિ સુંદરી ... ... ૨।।
ગોરા ભાગ ૧—૨ ... ૬।।
પૃથુરાજ ચહુઆણ ... ૩
પતિવ્રતા સતિઓ ... ૪
કુમુદકુમારી ... ... ૩
ગુજરાતની જુની વાર્તાઓ ૩
ગુલઝાર ... ... ... ૩
ઘેલી કુસુમ ... ... ૨।।
મુરાદેવી ભા. ૧-૨-૩ ... ૬
દગાબાજ દુનીઆ ... ૨।
ભયંકર ભદ્ર ભા. ૧—૨ ૬।।
સયતાનસદન ડીટેકટીવ વાર્તા ૨।।
રાજા દેવીદાસ ... ... ૩
નાદીરનો દોરદમામ ... ૨।।
રતિશાસ્ત્ર કિંવા કોકશાસ્ત્ર ૩।।
મહાકાળીનું ખડ્ગ... ... ૨।।
કલ્યાણી ... ... ૨।।
રજપૂતોની રંગભૂમિ ... ૨।।
મહારાજ લાઇબલકેશ ... ૨
એંગીકેસ અને વારંટલીલા ૨
વિવિધ સુખાભાસ ... ૪
કિશોરસીંહ ભાગ ૧ થી ૩ ૮।।

મુંબઇના તોલ માપ ... ૪
ડીટેકટિવ હારમાળા ... ૩
ભાગવત મોટું ... ... ૧૦
સ્વરાજ્યને પંથે ... ... ૨।।
મધુરાણી ... ... ... ૩।।
ભજનસાગર ... ... ૩
ગેરૂ વીલાયત ... ... ૫
નખરાબાજ નસીબ ... ૪
માકી ચરીત્રી ... ... ૪
ઓરતાનનું બુલબુલ ... ૫
ગુલાબવાડીનું ગુલાબ ... ૪
સરસ્વતી ... ... ... ૫।।
સુશિક્ષિત સ્ત્રી ... ... ૧
કર્મબંધન ... ... ... ૧।।
નોકરીનો ઉમેદવાર ... ૧।।
મંદારીકા ... ... ... ૩
પૃથુકુમાર ... ... ... ૨।।
સંસારી કે સંન્યાસી ... ૧।।
આજકાલનું હિંદુસ્તાન ભાગ ૧ થી ૪ ... ... ૧૨।
કુંજકીશોરી... ... ... ૨।
બહાદુર બાળા ... ... ૩
ભાગ્યચક્રનો મહામંત્ર ... ૨।।
કાળરાત્રીનું ખૂની ખંજર ભાગ ૧-૨ ... ૬

——:o:——

ॐ तत्सत् परमात्मने नमः



# વજીરનંદિની

# ગુલબેગમ

## ખંડ પહેલો

## પ્રકરણ ૧ લું

### ભવિષ્યવાદિની

---

ભરતખંડના વાયવ્ય ખુણા તરફ હજારો શિખરોથી શોભતા નગાધિરાજ હિમાલયની બરફ સમાન શીતળ ખીણોમાં હાજરા જાંતિનું રહેઠાણ હતું. તેઓનાં નાનાં ગામડાં પર્વતના ઢાળપર વિખરાતા વસ્યાં હતાં. એવાં એક ગામડામાં એક વિશાળ ઝાડતળે ઓગણીસમી

સદીના છેલ્લા વર્ષો દરમિયાન એક દિવસ બપોર પછી પર્વતવાસિની હાજરા સુંદરીઓનું ટોળું જામવા લાગ્યું હતું.

હાજરા જાતિ તે વખતે સ્વતંત્ર હતી, તેઓનો સ્વદેશ અફ્ગાનિસ્થાન સાથે ભળી ગયો નહોતો, અમીર અબ્દુલ રહેમાનના હુકમથી અફ્ગાન સૈનિકોએ દુર્ગમ પર્વતના રસ્તાઓ પોતાનાપર આધાર રાખનારી સ્વતંત્ર હાજરા જાતિના લોહીથી ખરડયા નહોતા. હાજરાની સ્વાધીન ભૂમિપર પૂરતું અનાજ પાકતું, યુવકયુવતીઓ આનંદભેર ગીતો ગાતાં ગાતાં પર્વતોમાં ભટકતાં, અને ભરવાડો પોતાના તાબાનાં ઢોરો સાથે કોઇની બીક રાખ્યા સિવાય પર્વતની તળેટીમાં ઢોરો ચરાવતા.

તે સમયે હાજરાજાતિ સ્વતંત્ર હતી.

હાજરા સુંદરીઓને ત્યાં એકત્ર થવાનું કારણ હતું; તે દીવસે ત્યાં એક બુઢી આવી હતી. એ બુઢીનું નામ હતું મિરિયમ. મિરિયમની ઉમર કેટલી હશે, તે કોઇ કહી શકતું નહિ. તે ક્યાં રહેતી હતી તે કોઇ જાણતું નહોતું; તેનું કોઈ કાયમી વાસસ્થાન નહિ હોય એમ જણાતું હતું. તેની જાતિ ગમે ત્યાં ભટકતી ફરતી હતી. પર્વતે પર્વતે ભટકી મિરિયમ ઘણે દિવસે આ ગામમાં આવી હતી, કંઇક પૈસા મળે એવી તેની ઇચ્છા હતી; પરંતુ તે સાધારણ ભિખારીની માફક ભીખ માગતી નહિ. તે હાથ જોઇ ભાગ્યફળ જાણી શકતી, અને તે જે કહેતી તે હંમેશાં ખરૂં પડતું. ઘણે દિવસે મિરિયમ આવેલી હોવાથી યુવતીઓનાં ટોળેટોળાં પોતપોતાનું નસીબ જાણવા માટે તેને ઘેરી વળ્યાં હતાં; બુઢી એક પછી એક દરેકને તેનો હાથ જોઇ નસીબમાં શું લખ્યું છે, તે કહેતી જાય છે. બુઢીની ભ-

વિષ્ય વાણી સાંભળી કોઇનું મ્હોં મલિન અને અશ્રુપૂર્ણ થાય છે, તો કોઇ આનંદથી પ્રફુલ્લ બને છે; પરંતુ હાથ બતાવ્યા પછી પણ કોઇ ચાલ્યું જતું નથી, બીજાના નસીબમાં શું છે તે જાણવા માટે બધાં બુઢ્ઢીથી થોડે દૂર ઉભાં રહે છે.

અકસ્માત યુવતીઓ જરા બેબાકળી, જરા બીધેલી બની હોય તેમ જણાવા લાગી. તેઓ જેને જોઇ આ રીતે બેબાકળી બની હતી, તે એ પ્રદેશની વજીરનંદિની હતી, તેનું નામ હતું ગુલબેગમ.

હાજરા જાતિના મુખી સરદાર વલીમહમ્મદના કાકાનો પુત્ર સયદ ગુલામ હુસેન, વલીમહમ્મદનો વજીર હતો. ગુલબેગમ ગુલામ હુસેનની મોટી દીકરી હતી. સરદાર વલીમહમ્મદને પણ એક દિકરી હતી, તેનું નામ શીરિન હતું. પરંતુ રૂપ, ગુણ, સાહસ અને બુદ્ધિની તીક્ષ્ણતામાં ગુલબેગમ યુવતી સમાજના અલંકાર રૂપ હતી. અસભ્ય હાજરા જાતિમાં ગુલબેગમ વિધાતાની અપૂર્વ સૃષ્ટિ રૂપે વિરાજતી હતી. ગુલબેગમ પરમાસુંદરી હતી, દૂધમાં અળતો મેળવતાં જેવો રંગ થાય, તેવો તેનો રંગ હતો; તેનો ગાઢો કાળો કેશપાશ, તેનાં વિશાળ નેત્રોની ભમરા જેવી કાળી કીકી, તેની સુંદર ભમરો, તેની લાંબી નાસિકા અને ખિલેલાં કમળ સમાન ગંડસ્થળ તથા પાકેલાં બિંબફળ સમાન અધરોષ્ઠ જોતાંજ તે હાજરાવંશની હોય એમ જણાતું ન હતું; પણ એમ લાગતું હતું કે તે આ એકાંત પ્રદેશની અધિષ્ટાત્રી દેવી છે! ગુલબેગમનું શરીર લાંબુ હતું, ઘણા ખરા હાજરા જાતિના જુવાનો કરતાં પણ તે લાંબી જણાતી હતી; તેના જેથી લાંબી તથા બળવાન યુવતી હાજરાનાં ગામમાં બીજી કોઇ નહોતી. ગુલબેગમ તેના પિતાને વહાલી હતી. વજીર ગુલામ હુસેનને બીજાં છોકરાં

હતાં, તો પણ ગુલબેગમજ તેની આંખની કીકી સમાન હતી. આ ગરીબ પ્રદેશનો સરદાર વલી મહમ્મદ ધનવાન નહોતો, તેનો વજીર ગુલામ હુસેન પણ એક સાધારણ ગૃહસ્થ હતો; પરંતુ ગુલબેગમ રૂપી કન્યા રત્ન મેળવી ગુલામ હુસેન પોતાને ભાગ્યશાળી માનતો હતો. ગુલબેગમ તે વખતે અઢાર વર્ષની હતી.

ગુલબેગમ હરણીની માફક ચંચલ પગલાં ભરતી ભરતી પેલાં ટોળાં આગળ આવી પહોંચી, તેણે ભમર ચઢાવી પૂછયું. "તમે બધાં અહીં આટલી બધી ગડબડ કેમ મચાવી રહ્યાં છો? દિલબહાર! તું પણ આવી પહોંચી છે? શું કંઇ કામકાજ નથી? ડુંગર ખાંડવાનું, વાસણ માંજવાનું વગેરે કામ પૂરાં થયાં છે! જા, ઘેર જા; ત્યાં શું થાય છે? મિરિયમ આવી છે! મિરિયમ, તને મેં તે વખતે શું કહ્યું હતું, તે યાદ નથી?"

બુઢ્ઢી એક યુવતીના હાથની રેખા નીચી નજર કરી જોતી હતી, ગુલબેગમની વાત સાંભળતાં તેણે માથું ઉંચું કરી સ્થિર દૃષ્ટિથી તેના તરફ જોયું. ત્યાર પછી સફેદ દાંતની હારો બતાવી હસતી હસતી બોલી, "મારા પર આટલો બધો ગુસ્સો શા માટે? તમે મને આ ગામમાં આવાની મના કરી હતી; એવી શું ખરેખર તમારી ઇચ્છા છે?"

ગુલબેગમે કહ્યું, "મને મારી ઇચ્છા છુપાવવાની ટેવ નથી; મ્હેં તને કહ્યું હતું કે અમારા ગામમાં તું કદી આવીશ નહિ; અમે તારૂં ખરાબ મ્હોં જોવા ઇચ્છતાં નથી. તું આવી આ પ્રદેશમાંની છોડીઓને ઉશ્કેરી મૂકે છે! ભવિષ્ય તો જાણતી નથી. ફક્ત કેટલીક જૂઠી વાતો કહી જાણે છે. એક જુનુંપાનું વસ્ત્ર મળતાં ગરીબની

છોડીને કહે છે કે તું બાદશાહની બેગમ થઇશ ! તે લોભથી બધું કામકાજ છોડી આકાશ તરફ જોઇ એ દિવસની રાહ જોતી બેસે છે ! અમે તારાં ભવિષ્યકથનમાં વિશ્વાસ રાખતાં નથી. તું સારૂં બોલે તેથી અમને સુખ થતું નથી, ખરાબ બોલે તેથી અમને બીક લાગતી નથી."

એક યુવતીએ પોતાની સખીના કાનમાં કહ્યું, "આપણે હાથ બતાવી આપણું નસીબ જાણી લઇએ, તેમાં એ એટલો બધો ગુસ્સો શા માટે કરે છે ? આપણે બધાં કંઇ વજીરની છોડીઓ નથી. ગુલબેગમ વજીરની છોડી છે, કોઇ સારાં ચોઘડિઆમાં તેનો જન્મ થયો છે; ભવિષ્યમાં તે કદાચ કોઇ નવાબ બાદશાહની બેગમ થશે. પણ આપણે તો સાધારણ ગૃહસ્થની છોકરીઓ છીએ; અત્યારે બાપના કુટુંબમાં વૈતરૂં કરી મરીએ છીએ. પછીથી કદાચ ધણીને ઘેર જઇ બાંદીગીરી કરવી પડશે. તેથી આપણા નસીબમાં સુખ છે કે નહિ તે જાણવાની આપણને ઇચ્છા ન થાય ? તેમાં તેને આટલો બધો ગુસ્સો કેમ ?

મિરિયમે કહ્યું, "વજીર કન્યા, ગુસ્સો કરો નહિ; હું તમારૂં કંઇ નુકસાન નહિ કરૂં, તમને આશીર્વાદ આપી જઇશ. પહાડપર બરફ ખુંદી ઉઘાડા પગે ચાલવાથી બહુજ દુ:ખ થાય છે, મારાપર દયા લાવી મને એકાદ જોડ જુના જોડા આપશો તો આપનો ઉપકાર થશે. તે સિવાય થોડું મીઠું આપો એટલે મારે બીજું કંઇ ન જોઇએ. હું વધુ માગતી નથી, પરંતુ એટલું મળશે એટલે તમારા નસીબમાં શું છે તે કહીશ, ત્યાર પછી એક દિવસ તમને પણ ખાત્રી થશે કે બુઢ્ઢી મિરિયમમાં ભવિષ્ય-કથન કરવાની શક્તિ હતી કે નહિ."

ગુલબેગમ તીવ્ર અવાજે બોલી. " જુના જોડા બક્ષીશ આપવા યોગ્ય ગરીબ માણુસો બીજાં ઘણાં છે કે જેઓ તારી માફક છેતર- પિંડી કરી ગુજરાન કરતાં નથી; તેઓ ખરેખર દયાપાત્ર છે. અને તું શું કરે છે ? દેશોદેશ જૂઠી વાતો કહી નાની નાની છોડીઓને બહેકાવી મૂકે છે ! ઉઠ, અહિંથી ચાલી જા. "

ગુલબેગમના તિરસ્કારથી બુઢ્ઢીનું કાળાં હાલ્લાં જેવું મ્હોં અંધકા- રમય થઇ ગયું. પરંતુ તે ત્યાંથી ગઇ નહિ; તે ગુલબેગમના મ્હોં તરફ ક્રૂર દૃષ્ટિથી જોઇ બોલી, " મારૂં ભવિષ્યકથન કયે દિવસે ખોટું પડ્યું છે ? લછિમનના કાકાના બેટાંઓને શું લુટારાઓ લઇ ગયા નહોતા ? નેકબખ્તના બાપે એક બંદુક માટે નેકબખ્તને બીજાને આપી દીધો નહોતો ? નુકરા સાધારણ ઘરની છોડી છતાં મોટે ઘેર પરણી નથી ? દિલબહારને નસીબના દોષથી બીજાને ઘેર વૈતરૂં કરવું પડતું નથી ? મારી ગણતરી કયાં ખોટી પડી છે તે કહો. "

ગુલબેગમનું મ્હોં ફીકું પડી ગયું; બુઢ્ઢીએ જે કહ્યું તે બધું ખરૂં હતું, બુઢ્ઢીની વાત નાકબૂલ કરી શકી નહિ; તેણે કહ્યું, " દિલબહાર અમારે ઘેર વૈતરૂં કરે છે તે ખરૂં છે, પણ તેમાં શો દોષ છે ? બીજાનો હાથ જોઇ ભવિષ્ય કથન કરી પેટ ભરવા કરતાં તે હજાર ગણું સારૂં છે. "

બુઢ્ઢીએ કહ્યું, " તે ઠીક છે; પરંતુ સુંદરી, તમારા મનમાં શી વાત ભરાઇ રહી છે તે કહો જોઉં ? બમિઅનના નવાબજાદા સાથે સાદી કરવી એ તમારી ઇચ્છા છે ખરૂં, અગર તે કરતાં પણ વધુ ઉંચી આશા છે ? "

ગુલબેગમ ગુસ્સો દબાવી શકી નહિ, તે ગર્જના કરી ઉઠી,

દૂરથા, ડાકેણ, અહિંથી ચાલીજા; જો નહિ જાય તો હું તને દંડા મારી કાઢીશ. તું કેવળ બધાના ખરાબ નસીબનીજ વાત કહે છે! કોઇનું ભલું કરી શકતી નથી, બુરૂંજ કરે છે. હવેથી જો આ પ્રદેશમાં આવીશ, તો પછી તારૂં શરીર કુતરાં પાસે ચિરાવીશ."

બુઢ્ઢી ગુલબેગમનાં વાકયો સાંભળી ઉભી થઇ, અને ગુલબેગમનો હાથ પકડી તીક્ષ્ણ દષ્ટિથી તેની હથેળી તરફ મુહુર્ત્તક વેળા જોઇ રહી; ત્યાર પછી તેણે તેનો હાથ છોડી દીધો; અને ગાંડાની માફક વિકટ હાસ્ય કરી બોલી, " હું ડાકેણ! હું લોકોનું બૂરૂંજ બોલું છું! મને કુતરા પાસે ચિરાવીશ? પણ મને તેની દરકાર નથી, હું જાઉં છું; પરંતુ વજીર-પુત્રી, હું કહી જાઉં છું કે તારો આ ગર્વ ગળી જશે" તારે શત્રુના હાથમાં બંદિની થવું પડશે, બીજાની બાંદી થઈ જીવન ગુજારવું પડશે; તારી એક પણ આશા પૂરી નહિ થાય. ખરેખર તારૂં સત્યાનાશ વળશે તારી આંખોનાં આંસુથી રસ્તાની ધૂળ પલળી જશે. નિરાશ્રિત ભિખારીનુ ભાગ્ય પણ તારાં ભાગ્ય કરતાં સારૂં હશે. તારાં દુઃખથી શિયાળ ને કુતરાં પણ રડશે; છેવટે દુઃખથી, કષ્ટથી, અપમાન અને યંત્રણા સહન ન કરી શકવાથી જો કોઇ દિવસ આંખોના પાણી છાતીપર વહેવડાવી કહીશ કે " મિરિયમ, એક વખત આવ, મને એકાદ આશાની વાત સંભળાવી જા. એકાદ સાન્ત્વનાનું વાકય કહી જા." છતાં પણ મને જોઇ શકશે નહિ તારા દુઃખનાં વાદળાં જો એકત્ર થતાં આવે છે, આકાશની સેંકડો દિશાએથી સેંકડો વજ્ર તારા માથા પર પડશે. સાવધાન, વજીરપુત્રી, જોઉં છું કે કોણ તારૂં રક્ષણ કરી શકે તેમ છે!" બુઢ્ઢી પોતાની ઝોળી ખભે ભેરવી લાકડીના ટેકાથી ચાલતી અદશ્ય થઇ ગઈ."

મિરિયમનાં કઠોર વચનો ગુલબેગમના કાનમાં અથડાવા લાગ્યાં, તે બીકથી સુનમુન થઈ ત્યાંજ ખડી રહી; ક્ષણને માટે તેનું આત્મજ્ઞાન ચાલ્યું ગયું, તેની છાતીના ધબકારા થંભી ગયા ! દારૂણ વેદનાથી તે બંને હાથે છાતી દાબી શૂન્ય દૃષ્ટિથી જોઈ રહી. મિરિયમનો શાપ સાંભળી એકઠી થયેલી યુવતીઓ બીકની મારી જે દિશામાં ફાવ્યું તે દિશામાં દોડી ગઈ; એક ક્ષણ પણ ત્યાં ઉભા રહેવાનું સાહસ કોઈથી થઇ શક્યું નહિ કેવળ ગુલબેગમ એકલી તે રસ્તાની બાજુએ આવેલાં ઝાડની નીચે ઉભી રહી સંધ્યાકાળના અંધકારમાં વાયુથી ડોલતા પાંદડાંની માફક કંપવા લાગી.

---



## પ્રકરણ ૨ જું

### વાદળાંનો જમાવ



બપોર થયા છે. વજીર જમવા બેઠો છે, પરંતુ ખાવાના પદાર્થોને સ્પર્શ ન કરતાં દૂર આવેલા કિલ્લા તરફ જોઇ ગંભીર ચિંતામાં મગ્ન થઇ રહેલ છે.

ગુલબેગમે પિતાને ચિંતામગ્ન જોઇ પૂછ્યું, " પિતાજી, કેમ જમતા નથી ? તમને શું થયું છે ? જમવાની રૂચી નથી ? "

વજીર બોલ્યો, " મા, અત્યારે પેટ ભરી ખાવાનો સમય નથી; મારે માટે થોડી ચા તૈયાર કરી શકશે ? "

ગુલબેગમ પિતા માટે ચા તૈયાર કરવા રસોડામાં ગઇ; તે અસ્ફુટ સ્વરે બોલી, " પિતાજીને આજે આટલા બધા ચિંતાતુર કેમ જોઉં છું ? નક્કી કંઇ બનાવ બન્યો લાગે છે. મને પણ કોઇ અનિર્દિષ્ટ અમંગળનો ભાસ થાય છે. પિતાજીને ભૂખ નથી, એમ તો જણાતું નથી, તે ખાવાનું વિસરી ગયા છે ! આમ કેમ થયું ? "–ગુલબેગમ

ચા તૈયાર કરી લાવી, પિતાની આગળ ચાનો પ્યાલો મૂકયો; એક પ્યાલો પોતાને માટે રાખ્યો.

બીજો પ્યાલો જોઇ વજીર બોલ્યો, " આ પ્યાલો તારે માટે છે કે ? તું પણ મારી પેઠે ચાની ભક્ત બની છે અને તારી રૂચિ મારા જેવી થઇ ગયેલી લાગે છે. ગુલબેગમ, અલ્લાએ તને છોકરો ન બનાવતાં છોડી કેમ બનાવી ? જો તું છોડી ન થતાં છોકરો થાત, તો મને કેટલો બધો આનંદ થાત ! તારૂં શરીર પુરુષની માફક લાંબું છે, તારા બાહુમાં પુરુષ જેટલુંજ બળ છે; તારી સહનશક્તિ પણ પુરુષ જેવીજ છે. મને ખાત્રી છે કે બુદ્ધિમાં પણ તું પુરુષ કરતાં ઉતરતી નથી.

ગુલબેગમે કહ્યું, " પિતાજી, હું જો બુદ્ધિમાં પણ પુરુષ કરતાં ઉતરતી નહોઉં, તો કહો કે આજે તમને આટલા બધા ચિંતાતુર કેમ જોઉં છું ? તમે ખાવા બેઠા છતાં અન્નનો સ્પર્શ ન કરતાં શૂન્ય તરફ જોઇ કંઇક વિચારતા હતા ! તેનું કારણ શું ? કારણ વિના તમે આટલા બધા ચિંતાતુર નહિ બની ગયા હો ! ખરૂં કહો, પિ-તાજી, મારી આગળ કશું છુપાવતા ના. "

વજીર બોલ્યો, " બ્હેન, ખરેખર તું બુદ્ધિશાળી છે, પુરુષ કરતાં પણ તારામાં વિશેષ બુદ્ધિ છે; તને જોઇ મારી મા યાદ આવે છે, જાણે મારી મા શરીર બદલી મારી દીકરી થઇને આવી ન હોય એવું જણાય છે ગુલબેગમ, મારી મા પણ અસાધારણ બુદ્ધિવાળી હતી; તેના બાપનું વાસસ્થાન કયાં હતું, તેનાં માબાપનું ઘર કયાં હતું, તે મેં કદી પણ જાણ્યું નથી; પરંતુ મારી મા જેવી બુદ્ધિશાળી સ્ત્રી આ દેશમાં બીજી એક પણ નહોતી; તેનાં ચરિત્રમાંને હાજરા

રમણીઓનાં ચરિત્રમાં આસમાન જમીન જેટલો તફાવત હતો."

ગુલબેગમ હસતી હસતી બોલી, પિતાજી તમારામાં ને બીજા હાજરાઓમાં પણ આસમાન જમીન જેટલો તફાવત છે; મને લાગે છે કે તમે હાજરા નથી !"

વજીર બોલ્યો, "બ્હેન, તારૂં અનુમાન ખોટું છે; હું અંતરથી ને બહારથી હાજરા છું. પરંતુ મારાં શરીરમાં મારી માનું લોહી વહે છે, તે માટેજ મને મુસાફરી કરવી બહુ ગમે છે; અને તે માટેજ હું વિપત્તિ જોઇ ડરતો નથી. આપણા દેશના લોકો પશુથી પણ અધમ બની ગયા છે, ભારવાહી પશુની માફક જીવન વૃથા ગાળે છે ! તે-ઓમાં કોઇ પણ જાતની ઉચ્ચ આકાંક્ષા નથી, કોઇ પણ મહત્ સં-કલ્પ નથી; થોડું ખાવાનું મેળવી નિશ્ચિંત મને ઉંઘી શકવાથી તેઓ પોતાને સુખી માને છે, તેઓને બીજી વાતો વિચારવાનો સમય નથી; એ જોઇ દુઃખથી મારૂં હૃદય ફાટી જાય છે."

ગુલબેગમ સહાનુભૂતિ બતાવતી કહેવા લાગી "દુઃખ આણવાથી શો લાભ ? પિતાજી, તેઓના નસીબમાં એવું લખ્યું હશે; નસીબથી આગળ વધવાની તેઓમાં તાકાત નથી."

વજીર બોલ્યો, "તેઓ શું કરશે ? તેઓને શું કશું કરવાનું નથી ? શું તેઓ નીચું માથું કરી કાબુલના અમીરની તાબેદારી સ્વીકારશે ? તેઓ કર આપશે ? આપણે સ્વતંત્ર છીએ, અમીરના જેટલાજ સ્વતંત્ર છીએ. અમીર શું આપણને કર આપે છે ? તે જ્યારે આપણને કર આપતો નથી, તો પછી આપણે પણ તેને શા માટે કર આપવો ? જુતાં શું એટલાં બધાં મીઠાં છે ?

ગુલબેગમે કહ્યું, " આપણે તેને શા માટે કર આપીએ ? આપણે સ્વતંત્ર જાતિ છીએ, આપણી આગળ કર માગવાનો કોઇનો પણ અધિકાર છે ?

વજીરે કહ્યું, " મા, તું ખરૂં બોલે છે; પરંતુ તું એ વાત પણ પૂછી શકે કે સેંકડો ગાઉમાં પથરાયેલાં આપણાં આ ગામડાં કોણે શ્મશાન સમાન કરી નાખ્યાં ? કોણે જલાલાબાદની આજુબાજુનાં ગામોમાંનાં લગભગ અરધાં ગામોનો નાશ કર્યો ? પરાક્રાન્ત સિનવારીઓનાં કપાયેલાં માથાંના કોણે તળેટી આગળ ઢગલા કર્યા ? કોના હુકમથી આજે ચો બાજુએ માણસોના લોહીની નદીઓ વહે છે ? "

ગુલબેગમે કહ્યું, " પિતાજી, તમે અન્યાય કરો છો; અમીરે મજબુતાઈથી લુટારાઓને વશ કરી ચારે તરફ શાંતિ સ્થાપી છે. તેની કૃપાથી આજે હજારો ગામડાંના રહેવાશીઓ સુખી થયા છે. લુટારાઓની બીકથી જેઓ હંમેશાં પીડાતા હતા, તેઓ હવે નિશ્ચિંત થયા છે. સિનવારી લુટારાઓનો નાશ થયો છે; તે માટે અમીરપર દોષ શામાટે ચઢાવો છો પિતાજી ? હું તો અમીરનો કશો વાંક જોતી નથી. જો નિષ્પક્ષપાતપણે વિચાર કરીએ તો જણાશે કે સિનવારી લુટારાઓનો નાશ થવાથી તેઓનાં બૈરાં છોકરાંને નુકસાન થયું છે ખરૂં, પરંતુ સાધારણ પ્રજાને તેથી કશું નુકસાન થયું નથી, ઉલટું તેને તો લાભ જ થયો છે. અન્યાયી વાત કરવી એ ઠીક નથી પિતાજી ! "

વજીરે કહ્યું, " તે વાત ખરી છે, સિનવારીઓના નાશથી પૃથ્વીને કોઇ પણ જાતનું નુકસાન થયું નથી, તે હું કબુલ કરૂં છું; પરંતુ જેણે જાદુ અને દાદુઓનો સ્વતંત્રતાનો ધ્વંસ કર્યો છે, તે અડચણ ન પડે તો બીજી જાતિઓની સ્વતંત્રતાનો પણ નાશ કરશેજ, એ બાબતમાં કશો સંદેહ નથી ! "

ગુલબેગમે પૂછયું, ' તેને કોણ અટકાવશે પિતાજી ? "

વજીરે ગર્વપૂર્વક કહ્યું, " હું; અમીરે આપણી પાસેથી રાજકર માગ્યો છે, હું તેને કર આપવાને નારાજ છું. "

ગુલબેગમે કહ્યું, " પિતાજી અમીર સાહેબ એકાએક આપણી પાસેથી કર કેમ માગે છે ? તે શું કોઇ પણ કારણથી આપણાપર ગુસ્સે થયા છે ? આપણો શો દોષ છે ? "

વજીરે કહ્યું, " આપણો અપરાધ ? અપરાધ એ કે આપણે સ્વતંત્ર છીએ, સેંકડો વર્ષો થયાં આપણે સ્વતંત્ર રીતે આ ડુંગરાળ મુલકમાં રહીએ છીએ ! અમીરની પ્રજા વખતો વખત આપણા રાજ્યની સીમા ઓળંગી આપણી સ્ત્રી કન્યાઓને બંદીવાન બનાવી લઇ જતી; આપણે પણ તેઓને એ અત્યાચારનું પ્રતિફળ આપવા માટે તેઓનાં ગામ લૂટતા, તેઓની સ્ત્રીઓને ઉપાડી લાવતા, અત્યારે પણ એવું જ ચાલે છે. "

ગુલબેગમે કહ્યું, " એ તો યોગ્ય છે; અત્યાચાર કરનારને કોણ સજા નથી કરતું ? અત્યાચારનું પ્રતિફળ આપવાને જે અસમર્થ છે, તે કાપુરૂષ છે. "

વજીરે કહ્યું, " પરંતુ એ માટે જ ટંટો ઉભો થયો છે. અમીરની ઇચ્છા છે કે તે એકલો આ મુલકમાં મરદ થઇ રહેશે, અને આપણે બધા સ્ત્રીઓની માફક તેનો હુકમ માની ચાલશું ! તે કહે છે કે તમે તમારા પર કોઇ જુલમ કરે તેને સજા કરી શકો નહિ; મારી પ્રજા સાથે વાદવિવાદ પણ કરી શકો નહિ; માથું નમાવી બધો જુલમ સહન કરો. અત્યાચાર સામાં પગલાં ન ભરતાં બાયલાની માફક શાંતિથી કાળ ગાળવો તેને શું શાંતિ કહી શકાય ? મુળ વાત એ છે

કે કેટલાક અફગાનો આપણી સરહદપર લૂટ કરવા આવ્યા હતા, તેઓએ આપણી રૈયતને બંદીવાન બનાવી રીતસર વેચી નાખેલ છે. આપણી પ્રજા એ જુલમ સહન કરી શકી નહિ, તેણે ગયા અઠવાડિઆમાં એક અફગાન ગામપર હલ્લો કર્યો, તેઓ ત્રણ સ્ત્રીઓ, બે બાળક, સાત ગાયો અને કેટલાંક ઘેટાં લૂટી લાવ્યા.' અમીરે આ સમાચાર સાંભળી ગુસ્સે થઇએ બાબતની નુકશાની ભરી આપવાનું કહેણ મોકલ્યું છે, વળી તેણે કહાવ્યું છે કે જો તમે અમને રાજકર આપશો તથા અમારી તાબેદારી સ્વીકારશો તો અમે અમારો તોફાની પ્રજાને અટકાવી તમારા જાન માલનું રક્ષણ કરશું. પરંતુ જો તમે રાજકર નહિ આપો, અમારી તાબેદારી નહિ સ્વીકારો, તો તમારા પર અફગાન લુટારાઓ ગમે તેટલા જુલમ કરે તે તરફ અમે ઉદાસીન રહીશું; અને જો તમે એ જુલમનો બદલો લેવા તૈયાર થશો, તો અમે તમારાં ગામો બાળીશું, ખેતરો ઉજડ કરીશું, તમારી પ્રજાને ગોળીઓથી વીંધી નાખીશું. આ કેવો ન્યાય? આનેજ તું ન્યાય કહે છે કે?

ગુલબેગમે કહ્યું, "પિતાજી, એક બીજા પ્રતિ આવો જુલમ ગુજારવો એ શું સારૂં છે? આ જાતના જુલમને આશ્રય આપવો એ કોઇપણ રીતે યોગ્ય નથી, આપણે જેમ છીએ તેમ રહીએ, તેઓ પણ જેમ છે તેમ રહે, લૂટફાટથી શો લાભ છે? તેથી બંનેને નુકશાન થશે. હંમેશાં આવી રીતે લૂટફાટ કરવાથી કોઇનું ભલું થવાનું નથી; આ બુદ્ધિમાનનું કામ નથી."

વજીરે કહ્યું, "તારી દાદી જીવતી હોત તો તે પણ આમજ કહેત. મારી પણ ઇચ્છા છે કે આ બંને જાતિ વચ્ચે શાંતિ ફેલાઓ. અફગાન સરદારો જેવા સ્વતંત્ર છે, તેવાજ સ્વતંત્ર હાજરા સરદારો

છે; આપણે જો પરસ્પર પરસ્પરની પ્રજાને શાંત રાખી શકીએ, તો ભવિષ્યમાં દંગાફિસાદનો ભય રહેશે નહિ."

ગુલબેગમે કહ્યું, "એ યોગ્ય છે; આ કાકા સાહેબ આવ્યા, આપ તેની સાથે વાતચીત કરી કર્તવ્ય નક્કી કરો."

સરદાર વલીમહમ્મદે વજીરના ઘરમાં પ્રવેશ કર્યો. સરદારની સાથે વજીરે ઘણી વાર સુધી વાતચીત કરી. વાતચીતમાં નક્કી થયું કે બીજા હજારા સરદારોને એકત્ર કરી તેનો મત પૂછવો; તેઓ સંમત થાય તો કાબુલના અમીર પાસે એક દૂત મોકલવો, તે દૂતે અમીરને જણાવવું કે અમે હવેથી અફઘાન પ્રજાપર હલ્લો કરીશું નહિ; તે સાથે અમીરને એ વિનંતી કરવી કે હવેથી તમારી પ્રજા પણ હજારાના પ્રદેશપર હલ્લો ન કરે તેની વ્યવસ્થા કરવી.

ગુલબેગમે કહ્યું, "અમીર ન્યાયી બાદશાહ છે, તે આ યોગ્ય વાત માનશે."

વજીરે કહ્યું, "ના, તે આપણી વિનંતિ નહી માને; આપણને નક્કી લડાઇ કરવી પડશે. અમીરની સાથે આપણને ભયંકર લડાઇ થશે; તે લડાઇમાં ઘણા માણસો મરી મટશે."

સરદારે કહ્યું, "હા અમીરની સાથે આપણને ભયંકર લડાઈ થશે; એ લડાઇમાં ઘણા માણસો મરી જશે. એ નક્કી છે, પરંતુ છેવટે આપણેજ જીતશું. આપણે પહેલાં પણ જીત્યા હતા, આ વખતે પણ જીતશું, તેમાં કશો શક નથી. અમીરની મરજી હોય તો તે ભલે આપણી વિરૂદ્ધ લડાઇ જાહેર કરે. આપણે હજારો અફગાનોને રણક્ષેત્રપર કાપી નાખીશું; આપણા પૂર્વજોએ જે રીતે શત્રુઓને કાપી નાખ્યા હતા, તે રીતે આપણે પણ તેઓને કાપી નાખીશું."

વજીર દૃઢ સ્વરે બોલ્યો, "પરંતુ આપણે જીત મેળવી શકશું નહિ; આપણે અફગાન સૈન્યને જરાપણ નુકસાન કરી શકશું નહિ. આપણે ગમે તેટલી ચેષ્ટા કરીશું, તોપણ આપણે આપણી સ્વાધીનતા જાળવી શકશું નહિ; આપણી સ્વતંત્રતા જલદી જતી રહેશે. પરંતુ આપણે સામા મ્હોંએ લડી વીરની માફક મરી શકીશું "

ગુલજોગમે કહ્યું, " પિતાજી, તમે એવી વાત કેમ કરો છો ? સેંકડો વર્ષો થયાં આપણા દેશની સ્વાધીનતા કાયમ રહી છે, તે હવે કેમ નહિ રહે ? "

વજીર નિસાસો નાખી બોલ્યો, " બ્હેન, હવે તે સમય નથી, હવે સમય પલટાયો છે; તે સાથે બધા દેશની નીતિ, રીત, આચાર પદ્ધતિ વગેરેમાં પણ બહુજ ફેરફાર થયો છે, લડાઇનાં હથિયારોમાં ઘણોજ ફેરફાર થયો છે, તે સાથે યુદ્ધ કરવાની રીત પણ તદ્દન બદલાઇ ગઇ છે; કેવળ આપણેજ જેવા હતા તેવાજ રહ્યા છીએ; આપણે સમય સાથે દોડી શક્યા નથી. આપણને નક્કી તેનું ફળ ભોગવવું પડશે, અફગાન જાતિ હિંદની ગોરી સરકાર સાથે મિત્રતાના બંધનથી બંધાઇ છે. એ ગોરા લોકો આધુનિક યુદ્ધકળામાં કુશળ છે; તેઓ તોપો, બંદુક અને પૈસા આપી અફગાનોને મદદ કરે છે, આવી અવસ્થામાં અફગાનો સાથે આપણે યુદ્ધ કરીએ, તો આપણી જીતની આશા ક્યાંથી હોય ? આપણા દેશના ઘણા લોકો અફગાનોના પૈસાથી ફૂટશે, ઘણાઓ યુદ્ધમાં પ્રાણ તજશે. એ ભયંકર યુદ્ધમાં કોઈ પણ રીતે જેઓના જીવનું રક્ષણ થશે, તેઓ કાંતો અફગાનોના હાથમાં બંદી થશે, અગર તો તેને શરણ થઇ દુર્લભ પરાધીન જીવન ગાળશે. હું સારી રીતે સમજું છું કે આ સંકટમાંથી આપણી મુક્તિ થવાની

નથી; પરંતુ તો પણ લડાઇ સિવાય બીજો ઉપાય મને જણાતો નથી. કિસ્મતમાં ગમે તે હો, આપણે લડાઇ કરશું, જીવ હશે ત્યાં સુધી અફગાનોની તાબેદારી નહિ સ્વીકારીએ. એ માટે પાયમાલ થવું પડે, કુંટુંબ સહિત મરણને ભેટવું પડે, તોપણ ભલે. ”

હાજરા સરદાર વલી મહમ્મદ ઉત્સાહપૂર્વક બોલ્યો, “ મારો પણ તેજ મત છે. પ્રાણ જાય તો ભલે, પણ અમીરને કર આપશું નહિ; અફગાન જાતિની તાબેદારી સ્વીકારશું નહિ. વળી એટલી બધી નિરાશા રાખવાની જરૂર નથી. લડાઇમાં હારજીત અનિશ્ચિત હોય છે. આપણે શા માટે હારીએ? આપણા બાહુમાં બળ નથી? આપણામાં સંપ નથી? અફગાનોએ હિંદના ગોરા કાફરો સાથે મિત્રતા કરી છે, તેથી આપણે શું ડરી જઇએ? કાફર સાથેની આ મિત્રતાથી અફગાન જાતિનો નાશ થશે. આપણે અમીર વિરૂદ્ધ ‘ જેહાદ ’ પોકારશું જે કાફરનો મિત્ર હોય તેની વિરૂદ્ધ ‘ જેહાદ ’ પોકારવાનો આપણો હક છે. ‘ જેહાદ ’ પોકારતાંજ જણાશે કે અફગાનિસ્તાનના લગભગ અરધા લોકો અમીરની સામા ઉભા છે. અલ્લા અને પયગંબર મહમ્મદનું પવિત્ર નામ લઇ આપણે લડાઇ શરૂ કરશું; ધાર્મિક મુસલમાન માત્ર આપણો પક્ષ લેશે. તો પછી આપણે શા માટે પરાજિત થઇએ? ના, આપણી હાર થશે એવી શંકા રાખતા નહિ આપણે જીત, આપણે અફગાનો પાસેથી ખંડણી લેશું. ” સરદારની ગોળ આંખોમાંથી આગના તનખા નીકળવા લાગ્યા.

પરંતુ વજીરના મુખમાંથી એક પણ ઉત્સાહસૂચક વાક્ય બહાર આવ્યું નહિ; તેણે ચિંતાકુલ ચિત્તે ઉંચી નજર કરી. ગુલબેગમ તીક્ષ્ણ દૃષ્ટિથી પિતાનું અને કાકાનું મુખ જોવા લાગી. કાકાના અહંકારભર્યાં વચનોમાં તેને બિંદુમાત્ર આસ્થા નહોતી.





# પ્રકરણ ૩ જું

## મંત્રણા-સભા



બીજે દિવસે સરદાર વલી મહમદે કેટલાક હાજરા-સરદારોને એકત્ર કરી સભા ભરી.

સરદાર વલી મહમ્મદે પોતાના સહચરોને સંબોધી કહ્યું. "બંધુઓ, અમીર આપણી પાસે ખંડણી માગે છે; પરંતુ આપણે તેને ખંડણી આપવાના નથી, તેની તાબેદારી પણ સ્વીકારવાના નથી. આ બાબતમાં મારી સાથે તમારો કોઇ પણ જાતનો મતભેદ નથી. આપણે અમીરને ખંડણી આપવાની ના પાડશું એટલે અમીર આપણાપર ચડાઇ કરશે. પરંતુ આપણે લડાઇ માટે તૈયાર છીએ કે નહિ એ પ્રશ્ન સ્વાભાવિક રીતે આપણાં મનમાં ઉત્પન્ન થાય; એ સંબંધમાં આપ બધાનો શો મત છે ?"

એક જણે કહ્યું, "આપણે યુદ્ધ માટે સંપૂર્ણ તૈયાર છીએ. આપણે લડાયક જાતિ છીએ, લડાઇ આપણો બાપદાદાનો ધંધો છે; લડાઇથી આપણે બીવાનું નથી."

બીજાએ કહ્યું; "જીતવાની ખાત્રી છે કે ?"

પાડેલા માણસે કહ્યું, "ખાત્રી કેમ ન હોય ? આપણે શું વં-શપરંપરા સેંકડો વર્ષો થયાં યુદ્ધ નથી કરેલ ? આપણે શું કદી પણ સ્વતંત્રતા રૂપી રત્ન વેચ્યું છે ? શત્રુઓને શું આપણી બહાદુ-રીની ખબર નથી ?

વજીરે કહ્યું, "એ બધી વાત ખરી, પરંતુ તે જમાનો તો ગયો; તે કાળમાં જે સંભવિત હતું, તે નાના પ્રકારનાં કારણોથી આ કાળમાં અસંભવિત છે. આપણે પહેલાં શું કર્યું હતું, ને શું ન કર્યું હતું, તેની ચર્ચા કરવાથી અત્યારે કશો લાભ નથી; ભવિ-ષ્યમાં યુદ્ધ જામતાં આપણે શું કરી શકશું, અગર શું નહિ કરી શકીએ તેજ અત્યારે વિચારવાનું છે."

સરદાર વલીમહમ્મદ બોલ્યો, "વારૂ, તેનોજ વિચાર કરો.— સ્મરણાતીત કાળથી આજ સુધી આપણે સ્વતંત્રતાનું રક્ષણ કરતા આવ્યા છીએ, તે કોના બળથી ? આપણામાં સાહસ છે, વીરત્વ છે, આપણી પાસે બંદુક છે, તરવાર છે, તીક્ષ્ણ ધારવાળા છરા પણ છે; યુદ્ધમાં જીત મેળવવા માટે આથી વધુ શું જોઇએ ? આપણને શાનો તોટો છે ?"

વજીર ગુલામહુસેને કહ્યું; "તોટો આજકાલનાં સુધરેલાં હથિ-યારોનો, યુદ્ધ કૌશલ્યનો, અને પૈસાનો છે.

સરદાર વલીમહમ્મદ ઉત્તેજિત ભાવે બોલ્યો, "આપણે શું યુ-દ્ધકળાથી અજાણ છીએ ? આપણા પૂર્વજોમાં યુદ્ધકળાની ખામી નહોતી, તે તેમણે સેંકડો લડાઇઓમાં સાબીત કરી આપ્યું છે; આ-પણે તેનાજ વંશધારો છીએ, આપણે શું તેઓની યુદ્ધકળા ભૂલી ગયા છીએ ? તમે કહો છો કે આપણી પાસે પૈસો નથી; હું પણ

પૈસા નથી એ કબુલ કરૂં છું. પરંતુ તે માટે આપણે ચિંતા શા માટે કરવી જોઈએ ? જેઓ ભાડુતી સૈન્ય લઇ યુદ્ધ કરે છે, તેને પૈસા સિવાય એક મુહૂર્ત પણ ચાલતું નથી. પરંતુ પૈસા વિના આપણું કામ શું અટકવાનું છે ? જેઓ સ્વદેશનાં રક્ષણ માટે ધર્મના રક્ષણ માટે યુદ્ધ કરે તેને વળી પૈસાની શી જરૂર ? આપણે સૈન્યને પગાર તો આપવાનો નથી. ”

ગુલામહુસેને કહ્યું, “ એ વાત ખરી છે; પરંતુ આપણા પૂર્વજોએ જેની સાથે લડાઇ કરી હતી, આપણે તેની સાથે યુદ્ધ કરવાનું નથી. હાલમાં આપણે જેની સાથે લડાઇ કરવાની છે, તે આધુનિક યુદ્ધકળાથી કેળવાયલા છે; તે રણકૌશલ્યથી આપણે જાણીતા નથી; આ બાબતમાં આપણે તેના કરતાં ઉતરતા છીએ. કાબુલનો હાલનો અમીર તેના પૂર્વજોની માફક યુદ્ધવિદ્યાથી અજાણ નથી, તેના પૂર્વજો બંદુકને તરવાર લઇ યુદ્ધ કરતા, આપણે પણ તેમજ કરતા; પરંતુ અત્યારે તે વખત નથી, અમીરે તે સમયનાં હથિયારોનો ત્યાગ કર્યો છે. ચાલુ જમાનાની ‘ હેનરીમાર્ટિની ” રાઇફલ કેવી છે, તે તમે જાણો છો ? ”

સરદાર વલીમહમ્મદે કહ્યું, “ એ ગોરાલોકની બંદુક છે; બહુજ સારી બંદુક છે, પરંતુ સપાટ જમીનપરજ તે કામ કરી શકે. આપણા ડુંગરાળ મુલકમાં તેની ઉપયોગિતાનો હું સ્વીકાર કરી શકતો નથી, આ દેશના મુશ્કેલીથી ચઢી શકાય તેવા પર્વતો આપણા દુર્ભેદ્ય ડુંગરાળ કિલ્લાઓ છે, તે “ હેનરીમાર્ટિની ” રાઇફલની બીક રાખતા નથી. ”

એક અનુચરે કહ્યું, “ એ ચર્ચાની શી જરૂર છે ? આપણે

ગોરાસૈન્ય સાથે તો લડાઇ કરવા જતા નથી."

ગુલામહુસેને કહ્યું, "તે ખરી વાત છે; પરંતુ આપણે જેની સાથે યુદ્ધ કરવાનું છે, તેઓ આ 'હેનરીમાર્ટિની' લઇ યુદ્ધ કરે છે; વળી તેઓ પણ આપણી પેઠેજ પર્વતોમાં ભટકનારા છે. ન ચઢી શકાય તેવા ડુંગરાળ રસ્તા તેઓનાથી અજાણ્યા નથી, વિકટ ગિરિપ્રદેશ, દુર્ભેદ્ય ડુંગરાળ કિલ્લા તેઓનું લીલાક્ષેત્ર છે. તમે શું એમ માનો છો કે કાબુલનો અમીર ગયેલાં દસ વરસ કેવળ ઉંઘીજ રહ્યો છે? હિંદના ફિરંગીઓ સાથે તેને મિત્રતા થઇ છે; તેઓ તોપો, બંદુકો આપી, પૈસા આપી, સૈન્ય આપી તેને મદદ કરે છે. મેં તે વખતે કાબુલ જઇ જોયું છે કે સત્તર અઢાર ગોરા ગોલંદાજ અમીરના કાર્યમાં નિમાયા છે; તેઓ તોપો બંદુકો અને દારૂગોળો તૈયાર કરે છે. કારખાનાનો દરેક વિભાગનો ભાર એક એક કેળવાયેલ ગોરાના હાથમાં મુકાયલો છે. તેઓનાપર એકેક અફગાન સરદાર દેખરેખ રાખે છે. આ બધું મેં નજરોનજર જોયું છે."

એક જણે પુછ્યું, "નજરોનજર જોયું છે, કે વાત સાંભળી છે?"

વજીરે કહ્યું, "હા મેં નજરોનજર જોયું છે."

ત્યારબાદ વધુ વાદવિવાદ ન કરતાં વજીર થોડા વખત માટે ધીરે ધીરે ત્યાંથી ચાલ્યો ગયો.

એક સરદારે કહ્યું, "ગુલામહુસેનનો શો વિચાર છે, તે સમજાતું નથી. તેના મુખે અફગાનજાતિની આટલી બધી પ્રશંસા કેમ? વજીર નિમકહરામી તો નહિ કરે?"

બીજા માણસે કહ્યું, "ગુલામહુસેન નિમકહરામ? તોબા!

તોબા ! તોપણ તે જરા દબાઇ ગયો હોય એમ જણાય છે; તેને વિશ્વાસ બંધાઇ ગયો છે કે હાજરા અફગાન સાથેની લડાઇમાં હારી જશે, હાજરા જાતિનું હવે ભલું થવાનું નથી ! આવો વિશ્વાસ તદ્દન ખોટો છે. આપનો શો મત છે, સરદાર સાહેબ ? "

સરદાર વલીમહમ્મદે કહ્યું, "મારો મત ? સંકલ્પની દૃઢતામાં શું આપણે અફગાનોથી ઉતરતા છીએ ? ના, નક્કી આપણે ઉતરતા નથી. ખુદાએ આપણને જે દુર્ભેદ્ય પ્રાકૃતિક કિલ્લો આપેલો છે, અફગાન જાતિની શક્તિ હોય તો તેઓ તેપર ભલે હલ્લો કરે; આપણા ડુંગરાળ પ્રદેશમાં તેઓની 'હેનરીમાર્ટિની' ની શક્તિ પરીક્ષા ભલે થાય. ફિરંગીઓની બંદુકની આપણને બીક નથી. પર્વતનાં ઉંચાં શિખરોની અંતરાળમાં આવેલી દુર્ગમ ગુફાઓ આપણા કિલ્લા છે. ફિરંગીઓની બંદુકો ત્યાં કંઇ કામ કરી શકવાની નથી. બંદુક કરતાં ઉત્કૃષ્ટ અસ્ત્ર આપણા હાથમાં છે; ઘણા દિવસોથી આપણે એ હથિયારો વાપરતા આવ્યા છીએ. મેં મારા સ્વદેશવાસીઓને કાફરો સાથે લડાઇ કરવાને ઉશ્કેર્યા છે. એટલુંજ નહિ. ઘણાખરા અફગાનો પણ અમીરના જુલમથી કંટાળ્યા છે; તેઓ આપણને મદદ કરશે, એ બાબતની તેઓએ મને કબુલાત આપી છે. મેં અમીરની વિરુદ્ધ રીતસર જેહાદ જાહેર કરી છે."

એક શ્રોતાએ કહ્યું, "વાહ, આપતો બરાબર સાવચેતીથી આગળ વધ્યા જણાઓ છો ! તોપછી આપણે કોની બીક રાખવાની છે ? ગાજીઓનું પરાક્રમ સહન કરે, એવો વીર આ પ્રદેશમાં કોણ છે ? ફિરંગીઓ પણ ગાજીના નામથી કંપે છે ! ગાજીને હાથે ફિરંગીઓનાં ટોળે ટોળાં નાશ પામ્યાં છે, મેં તે નજરોનજર જોયું છે;

ફિરંગીઓની રાઇફલગાળીનો પ્રતાપ ઓછો કરી શકી નથી. તેઓનાં શબથી જુગુલિકની ખીણ ( Gugdulber vulluy ) ભરાઇ ગઇ હતી. સમળી અને ગીધોએ ઘણા દિવસ સુધી તેઓનાં સડેલાં મુડદાં ખાધાં હતં; તેઓની વહાલી રાઇફલ ગુપચુપપણે તેઓનાં શબ પાસે પડી હતી ! હું જાણું છું, આપ પણ કદાચ જાણતા હશો કે આપણા દેશના એક માણસે એવી એક રાઇફલ મેળવવા માટે પોતાની કન્યા વેચી નાખી હતી ! એ કામ ઠીક કર્યું હતું એ હું કહેતો નથી; પરંતુ તેને ચાર છોડીઓ હતી, છોડીઓનો વિવાહ કરવાનું મુશ્કેલ થઇ પડયું હતું; માટે એક છોડી આપી એક રાઇફલ મેળવવામાં તેણે તદ્દન મૂર્ખાઇ કરી નથી. તેની એ રાઇફલ બહુજ સુંદર બંદુક છે; એવો એકાદ રાઇફલને માટે હું મારી અનેક મૂલ્યવાન સામગ્રી પણ દેવાને તૈયાર છું. ”

સરદાર વલીમહમ્મદે કહ્યું, “ હું પણ ઉત્કૃષ્ટ રાઇફલને માટે ઘણી કિંમતી સામગ્રી દેવા તૈયાર છું. ”

વજીર ગુલામહુસેન એ વખતે તે ઠેકાણે આવી પહોંચ્યો, તેણે એ સાંભળી કહ્યું, “ તમારી કન્યાને દેવા તૈયાર છો કે નહિ ? ”

વલીમહમ્મદે કહ્યું, “ કોને ? મારી શેરિનને ? ના, ના, મારે એ એકજ છોડી છે. અલ્લાની મહેરબાનીથી મારે કશો તોટો નથી, હું તેને યોગ્ય પાત્રને સોંપીશ, યોગ્ય સાસરવાસો પણ આપીશ. ”

ગુલામહુસેને કહ્યું, “ હવે નકામી વાત છોડી દો. કાબુલના અમીર પાસે સંધિનું કહેણ લઇ એક દૂત મોકલવાની જરૂર છે. અમીરને જે લખવાનું છે તેનો કાચો મુસદ્દો મેં તૈયાર કર્યો હતો; હું તે લેવા ગયો હતો. હું એ મુસદ્દો વાંચું છું, તમે બધા સાંભળો. ”

ગુલામહુસેન પત્ર વાંચવા લાગ્યોઃ—

" અમારા મિત્ર અને પાડોશી, અફગાનિસ્તાનના મહા પરાક્રમી વીર ચુડામણિ અમીર બહાદુરની સેવામાંઃ—

આપનો પત્ર વાંચી અમે જાણ્યું કે હાલમાં અમારા સ્વદેશી લોકોએ આપની સરહદમાં લૂટ કરવાથી આપ અમારા તરફ ગુસ્સે થઇ તે બાબતની નુકશાની માગો છો. આપની પ્રજાએ અમારા રાજ્યમાં પ્રથમ લૂટ ન કરી હોત તો આપની એ માગણી ન્યાયયુક્ત થાત, એ અમે કબુલ કરીએ છીએ; પરંતુ આપની પ્રજાજ આ બાબતમાં પ્રથમ રસ્તો બતાવનારી છે. અમારી પ્રજાએ બદલો લેવાની ઇચ્છાથીજ આપની હદમાં લૂટ કરી છે, માટે અમે આપની નુકસાની ભરી આપવાની માગણી કબુલ કરવાને બંધાઇ શકતા નથી. આપના પત્રપરથી જણાય છે કે પાડોશીઓ વચ્ચે આ પ્રકારે લૂટફાટ થાય તે આપ સમર્થન કરતા નથી અને બંને રાજ્ય વચ્ચે મિત્રતા સ્થપાય એ જોવાને આપ આતૂર છો. આપ માગણી કરો છો કે અમે જો આપને ખંડણી આપીએ, તો તે ખંડણીના પૈસા આપ અમારાજ રાજ્યનાં રક્ષણ માટે વાપરશો. આપની પ્રજા અમારા રાજ્યમાં લૂટફાટ ન કરી શકે તે માટે આપ અમારા રાજ્યમાં લશ્કરી અમલદાર નીમશો, ચોકીદારોની પણ વ્યવસ્થા કરશો. આના જવાબમાં અમારે એ કહેવાનું છે કે અમે પણ એવી લૂટફાટના હિમાયતી નથી; અમે પણ શાંતિના અભિલાષી છીએ. આપ જો આપની પ્રજાને વશ રાખો, અમારા રાજ્યમાં લૂટફાટ કે ખૂન ન કરી શકે, તેની વ્યવસ્થા કરો; તો અમે પણ અમારી પ્રજાને આપનાં રાજ્યમાં લૂટફાટ કરવાની—આપની પ્રજાની ધનસંપત્તિ લૂટી લેવાની મના કરશું. જો તેમ છતાં અમારી પ્રજા આપના

રાજ્યમાં કંઇ નુકશાન કરે, તો તે નુકસાની ભરી આપવાને અમે બંધાઇશું. આમ થતાં આપને અમારી પાસેથી ખંડણી લેવાની જરૂર પડશે નહિ. આપણે બંને પક્ષ સાવચેત રહેશું તો કજીઆખોર પરગણામાં લશ્કર મોકલવાની પણ જરૂર પડશે નહિ. અમને ખાત્રી છે કે અમારી આ વાજબી માગણી તરફ આપ ધ્યાન આપશો અમે આપના હિતેચ્છુ મિત્રને મદદગાર છીએ; અમારી આંતરિક ઇચ્છા છે કે ભવિષ્યમાં આ સદ્‌ભાવ હંમેશનું કાયમરૂપ પકડે!

પત્ર વાંચ્યાબાદ વજીરે કહ્યું. "આ પત્રમાં તમારે વધુઘટુ કરવા જેવું છે"

એક જણે કહ્યું, "હા છે, આપણે કંઇ અમીરના મિત્ર કે મદદગાર નથી, અમીરનો વંશ જાય તેથીજ આપણું ભલું છે, આપણે તેજ માગીએ છીએ, આવી સ્થિતિમાં આવી જૂઠી વાત લખવાની શી જરૂર?"

એક દરબારીએ કહ્યું, "અમીર ગાદીએ બેઠો ત્યારથી તેની પ્રજાએ આપણા દેશમાં લૂટ કરી આપણને જે નુકસાન કર્યું છે, તે નુકસાન અમીરે પ્રથમ પૂરૂં કરી આપવું જોઇએ, એમ કરે ત્યારપછી તેની સાથે સલુકાઇભર્યો વ્યવહાર ચલાવવો જોઇએ."

એક ત્રીજા માણસે કહ્યું, "અમીર આપણી પાસે ખંડણી માગે છે? કેટલો બધો ગર્વ! આપણે સ્વતંત્ર છીએ, આપણે અમીરને કર આપશું? આપણે પણ અમીર પાસે ખંડણી માગી શકીએ; પત્રમાં એ વાતનો ઉલ્લેખ કરવો જોઇએ.

સરદાર વલીમહમ્મદ નિઃશબ્દે દરબારીઓનો વાદવિવાદ સાંભળતો હતો. તેઓની વાત પુરી થતાં તે દઢસ્વરે બોલ્યો, "તમે

આ ગાંડાઇ મૂકી દો. પત્રમાં જે કંઇ લખ્યું છે, તેનો એક વર્ણપર જૂઠો નથી, વજીરની કોઇપણ માગણી ગેરવાજબી નથી. આ પત્ર લઇ કાબુલ જવા માટે તમે ત્રણ દૂત નક્કી કરો. દૂતની સાથે અમીરને કંઇ ભેટ મોકલવી પડશે. આપણી પાસે જે કંઇ છે તેજ મોકલાવશું તો ચાલશે, થોડાં ઘેટાં, બકરાં અને થોડું રેશમી કાપડ મોકલશું તો બસ થશે. હું ગુલામહુસેનને દૂતરૂપે કાબુલ મોકલવા ઇચ્છું છું; તમારો શો મત છે?"

ઘણા વાદવિવાદ બાદ વજીર ગુલામ હુસેન અને બીજા બે દરબારીઓને દૂત તરીકે કાબુલ મોકલવાનું અને બે દિવસ પછી રવાના થવાનું નકી કરવામાં આવ્યું.





## પ્રકરણ ૪ થું

### વજીરની ચિંતા

સરદાર વલીમહમ્મદ અને તેના અનુચરોએ ધાર્યું હતું કે અમીરની સાથે લડાઈ જાગતાં અમે અમારાં બાહુબળવડે અને ગાજીઓની મદદથી સ્વતંત્રતા સાચવશું; અમીર કોઇપણ રીતે આપણો ડુંગરાળ મુલક કબજે કરી શકશે નહિ, અફગાનોનાં લોહીથી હાજરાની ભૂમિ રંગાશે, અને અમીરનું સૈન્ય હારી નાસી જશે. સરદાર વલીમહમ્મદ સુખનાં સ્વપ્નોમાં મશગુલ હતો; પરાજયનો સંદેહ એક ક્ષણને માટે પણ તેના હૃદયમાં પેઠો નહોતો.

પરંતુ વજીર ગુલામહુસેન કૂટ રાજનીતિજ્ઞ હતો; તે અમીરની શક્તિ જાણતો હતો; તે સ્પષ્ટ જોઇ શકતો હતો કે વલીમહમ્મદ ગમે તેટલું અભિમાન રાખે પણ ધર્માંધતાથી કંઇપણ સુફળ મેળવવાની ઇચ્છા અસંભવિત છે; ધર્માંધ ગાજીઓની મદદથી પણ લડાઇમાં જય મળે તેમ નથી. અમીરનાં કેળવાયલાં લશ્કર આગળ આયુધડ હાજરા સૈન્ય છિન્નભિન્ન થઇ જશે, હાજરાના પર્વતોનાં શિખરપર અફગાનપતિનો વિજયવાવટો ફરકશે; હાજરાની સ્વતંત્રતા હંમેશને માટે

જતી રહેશે. ગુલામહુસેન વિચારવા લાગ્યો, આમ થતું અટકાવવાનો ઉપાય શું ?

ગુલામહુસેન માતૃભૂમિની સ્વતંત્રતાને જીવ કરતાં પણ અધિક ગણતો હતો. તે વીરપુરૂષ હતો, સાંસારિક સુખ-શાન્તિ, સામાજિક માન આબરૂ,—એ બધું સ્વદેશનાં કલ્યાણ આગળ તે તુચ્છ ગણતો હતો. તે તેની એકની એક પત્ની હાલિમાને ચાહતો હતો ખરો; પરંતુ તેની પુત્રી ગુલબેગમજ સંસારમાં તેનું એકમાત્ર બંધન હતું. ગુલબેગમના જેવી રૂપવતી ને ગુણવતી બાળા તે વખતે હાજરા જાતિમાં એકપણ નહોતી. ગુલબેગમના શરીરમાં ઘણા પુરૂષો કરતાં અધિક બળ હતું, બુદ્ધિમાં પણ તે ઘણાખરા પુરૂષો કરતાં શ્રેષ્ઠ હતી. અફગાન સાથેનાં યુદ્ધમાં જો હાજરાલોકો હારે અને બંદીવાનરૂપે અફગાનિસ્તાનમાં મોકલાય, અથવા જો યુદ્ધમાં સમગ્ર હાજરાજાતિનો પ્રદેશ સ્મશાન તુલ્ય થઇ જાય તે બધું ગુલામહુસેન સહન કરી શકે, પરંતુ ગુલબેગમની જરાપણ અગવડ કષ્ટ કે અપમાન તે સહન, કરવાને અશકય હતો. ગુલબેગમનું ભવિષ્ય વિચારતાં તે ભારે ચિંતામાં પડયો.

વજીર ગુલબેગમનું શું કરવું, તે નક્કી કરી શકયો નહિ. કન્યા વિવાહયોગ્ય ઉમરની થઇ છે, તેનો વિવાહ કરવોજ પડશે. તે હાજરાજાતિનો અગ્રેસર હોવા છતાં સામાજિક પ્રથા ઓળંગવી એ તેનાથી બની શકે તેમ નહોતું; પરંતુ વિવાહ કરી કન્યાને પારકી બનાવવી, એ પણ તેનાથી સહન થતું નહોતું. તેને ધાર્યું હતું કે કોઇ પણ દરિદ્રના રૂપવાન અને બુદ્ધિવાન પુત્રની સાથે કન્યાનો વિવાહ કરી જમાઇને ઘેર રાખીશ, કન્યાને કદીપણ સાસરે મોકલીશ નહિ.

પરંતુ ગુલબેગમને યોગ્ય વર હાજરાજાતિમાં એક પણ નહોતો, તેપણ તે જાણતો હતો; અયોગ્યપાત્રને પોતાની કન્યા સોંપવાની તેની ઇચ્છા નહોતી. તે શું જાણી જોઇને વાનરના ગળામાં મોતીની માળા પહેરાવશે ? તેની કન્યા કોઇ ગરીબ મૂર્ખ ખેડુતના પુત્રને વરમાળા પહેરાવશે ? ના, તે કોઇપણ હાજરા યુવકના હાથમાં કન્યા સોંપશે નહિ. તે હાજરા સરદારનો વજીર હતો, તેની આબરૂ ચોગમ ફેલાયલી હતી, તેની પદવી ગૌરવવાળી હતી: તે શું બમિઅનના નવાબના પુત્રને જમાઇ કરી ન શકે ? બમિઅનના નવાબને વીશ વર્ષનો પુત્ર હતો, અફગાનિસ્તાનના રાજવંશમાં તેનો જન્મ હતો. વજીરે નકી કર્યું કે આ વિવાહની માગણી સ્વીકારવા માટે વિનંતિ કરવા બમિઅનના નવાબ પાસે દૂત મોકલવો. બમિઅનનો નવાબ તેની દીકરીનો સસરો થાય તો હાજરાજ્યનું પણ ભલું થાય; રાષ્ટ્રીય સંકટમાં તે દીકરીના સસરાની મદદ મેળવી શકે.

અમીરની પાસે દૂત તરીકે ગયા પહેલાં ગુલામહુસેને આ વિચાર નકી કર્યો; પરંતુ તે ઉચ્ચાભિલાષીને કૂટનીતિજ્ઞ હતો. કાબુલ જતી વેળા તેના મનમાં આવ્યું કે મારી કન્યા શું અમીરના મહેલને લાયક નથી ? અમીરનાં હારેમમાં ગુલબેગમ જેવી સુંદરી ને ગુણવતી સ્ત્રીઓ કેટલી છે ? અફગાનિસ્તાનનો યુવરાજ ત્યારે સત્તર વર્ષની ઉમરનો હતો; તેની સાથે ગુલબેગમનો વિવાહ ન થાય ? હું અમીરના દરબારમાં ગયાબાદ છુપી રીતે આ વિવાહની વાત ઉચારૂં તો શો વાંધો છે ? પરંતુ મિસર અને તુર્કીના સુલતાનો જેની સાથે લગ્નસંબંધથી જોડાવા માગે છે, તે શું ગુલામહુસેન જેવા સાધારણ સરદારના વજીરની કન્યાને પુત્રવધૂરૂપે સ્વીકારવાની સંમતિ આપશે ? ના, ના, પરંતુ ન બનવાનું હોય તે બને એવી ઘટના આ સંસારમાં

બન્યા કરે છે; કેટલાયે રાજાઓના દરબારમાં સાધારણ મંત્રીઓની દીકરીઓ પટરાણીપદ ભોગવે છે. ગુલબેગમના નસીબમાં શું તેટલું સુખ છે ?

જો વજીરની ઇચ્છા પૂર્ણ થાય, તો હાજરાજાતિનો એક મહાભય દૂર થાય અમીરે હાજરારાજ્યને અફગાનિસ્તાન સાથે જોડી દેવાનું ધાર્યું છે; પરંતુ ગુલામહુસેનની કૂટરાજનીતિથી વિના રક્તપાતે બંને રાજ્યોનું મિલન થઇ શકે. ગુલબેગમ જો અમીરના દિકરા વેરે પરણે તો પછી તેને હાજરાજાતિની રાણીરૂપે ગ્રહણ કરવાની કોણ ના પાડે ? એ ખરૂં કે ગુલામહુસેન હાજરાજાતિનો અધિપતિ નથી, પરંતુ તેના દાદા હાજરાજાતિના અધીશ્વર હતા. રાજાની પ્રપૌત્રીને રાજ્યની રાણી થવાનો નક્કી અધિકાર છે. અમીરના ગુસ્સામાંથી હાજરાપ્રદેશને બચાવવાનો આ એકજ રસ્તો છે, બીજો નથી. ગુલબેગમનો પુત્ર હાજરાજાતિનો સુલતાન થાય તો બધી બાજુ સચવાય તેમ છે. હાજરાજાતિ એ સુલતાનના તાબામાં સ્વતંત્રજાતિ તરીકે ન ગણાય, તોપણ તેનો બચાવ બીજી કોઇપણ રીતે થાય તેમ નથી. હાજરાજાતિનો લોપ થાય, તે કરતાં આવી નામની પરાધીનતા વધુ વાંછનીય છે. એમ ગુલામહુસેનને જણાયું.

પરંતુ ગુલામહુસેન જ્યારે હાજરાજાતિનો અધિપતિ ન હોય, તો પછી તે પોતાની કન્યાને હાજરા-સિંહાસનપર બેસારવાની માગણી કેવી રીતે કરી શકે ? અમીર સ્વતંત્ર હાજરાપ્રદેશને પોતાનાં રાજ્ય સાથે મેળવી દેવા માગે છે. એ વાત શું યોગ્ય છે ? હાજરાપ્રદેશને તાબેદાર બનાવવાનો તેને શો અધિકાર છે ? હાજરા-સિંહાસનપર તેનો દાવો પહોંચતો નથી, કદાચ ગુલામહુસેનનો દાવો પહોંચી

શકે ખરો; તે જાતે હાજરા છે. તેના દાદા રાજા હતા; માટે તેની કન્યાને અમીર પુત્રવધૂરૂપે કબુલ કરે, હાજરાપ્રદેશને રાણી તરીકે ભલે નીમે, આવી માગણી ગેરવાજબી નથી.

તોપણુ એકાદ ગુંચવાડાને સ ગુલામહુસેનના મનમાં ઉત્પન્ન થયો. તેણે વિચાર્યું કે જો ગુલબેગમને પુત્ર ન થાય તો હાજરા સિંહાસન માટે ભવિષ્યમાં વાદવિવાદ ઉત્પન્ન થાય ખરો. પરંતુ એટલી બધી વાત વિચારવા જતાં કોઇપણ કાર્યમાં આગળ વધાય નહિ. વળી ગુલબેગમ તંદુરસ્ત તથા બળવાન યુવતી છે, તેને છોકરું ન થાય એવો શક રાખવાનું કારણ પણ શું છે? ખુદાની જેવી મરજી તે પ્રમાણે થશે; ગુલામહુસેને નક્કી કર્યું કે તે આ તક મૂકી દેશે નહિ. ગમે તે ઉપાયે અમીર આગળ આ વાત પહોંચાડવી. નકામી લડાઇ કરી લોહી વહેવડાવ્યા કરતાં જો યુક્તિથી કાર્ય સરતું હોય તો અમીરના જેવો કૂટબુદ્ધિવાળો રાજા તે તક કદી પણ જવા દેશે નહિ, એવો ગુલામહુસેનને વિશ્વાસ હતો; તેને જરા શાંતિ વળી તેણે નક્કી કર્યું કે હું ભિખારીના વેશમાં અમીરના દરબારમાં હાજર થઇશ નહિ; સ્વતંત્ર રાજ્યના વઝીરની માફક દવાદમાથી જઇશ. આ બધી વાતનો વિચાર કરી તેણે પોતાના ઉત્તમોત્તમ વસ્ત્રાદિ કાઢી પેટીમાં ભર્યાં, ઘોડાના તબેલામાં જઇ વીણી વણીને ઉત્કૃષ્ટ ઘોડો શોધી કાઢ્યો, અને એક નોકરને પણ સાથે લીધો.

નક્કી કરેલા દિવસે સહચારિઓ અને નોકર સાથે ગુલામહુસેન કાબુલ તરફ ચાલ્યો; રાજ્યના આગેવાનો થોડે દૂર સુધી તેને વળાવવા ગયા. થોડાજ કલાકમાં તેઓ અફગાનિસ્થાનના દુર્ગમ પહાડોમાં અદૃશ્ય થઇ ગયા.

---



## પ્રકરણ ૫ મું

### ગુલામહુસેનની વિષ્ટિ

---

વજીર ગુલામહુસેન યોગ્યસમયે પોતાના સહચરો સાથે કાબુલ આવી પહોંચ્યો, તેઓને નક્કી કરેલા દિવસે અમીરના દરબારમાં બોલાવવામાં આવ્યા. અમીરનો દરબારહોલ બહુજ વિશાળ હતો; તે ઓરડાની એક બાજુએ અમીરની રાજગાદી હતી, બીજી બાજુએ દરબારીઓને બેસવાનાં આસનો હતાં.

અમીરે સભ્યતાથી હાજરાદૂતોને માન આપ્યાબાદ કહ્યું, "હાજરાજાતિ મહેનતુ, સાહસિક અને સહનશીળ છે; હું તેમના ગુણની કદર કરૂંછું, તેઓની મિત્રતા મને ગમે છે. પરંતુ તેઓ અફગાન નથી; જો તેઓ પોતાના ઇલાકામાં વાસ કરતા હોત, તો મારે તેની સાથે કંઈ ગડમથલ થાત નહિ. પરંતુ તેમની વસ્તી વધવાથી સ્વદેશમાં તેઓનો સમાસ ન થઇ શકવાથી તેઓએ મારા પ્રદેશમાં પ્રવેશ કરી ત્યાં વસવાટ આરંભ્યો છે. ઘોરપ્રાંતમાં ઘણા હાજરા વસે છે, પરંતુ ઘોરપ્રાંત મારા રાજ્યમાં છે. હાજરા મારા મુલકમાં વસે છે, પરંતુ મને કર આપતા નથી, મારી તાબેદારી પણ

કસ્નીારતાં નથી ! તેઓનું દૃષ્ટાંત જોઇ બીજી ડુંગરાઉ જાતિ પણ ઇચ્છાપૂર્વક મારા મુલકમાં રહે છે, પરંતુ મારૂં ઉપરિપણું સ્વીકારતી નથી. હાજરા મારી આગળ અપરાધી છતાં તેઓને સજા કરવાની મારી ઇચ્છા નથી; પરંતુ રાજાએ જે કરવું જોઇએ તે ન કરતાં ઉદાસીન રહેવાથી હવે મારો રાજમહિમા લુપ્ત થશે; માટે રાજનીતિને ખાતર મેં નક્કી કર્યું છે કે આખા અફગાનિસ્થાનમાં ફક્ત એકજ રાજા રહેશે, આખું અફગાનિસ્થાન તેની સત્તાતળે રહેશે; એ રાજ્યની એકજ રાજધાની રહેશે, અને તે સાથે એકજ લશ્કરી કેન્દ્ર, અને સમગ્રરાજ્યમાં એકજ રાજકોષ રહેશે. એ એકજ અફગાન રાજાના ઇસારાથી આખો દેશ વ્યવસ્થિત થશે; એક છત્ર અફગાન રાજ્યમાં બીજી કોઇપણ વ્યકિત સ્વતંત્ર રાજારૂપે રહી શકશે નહિ. મારો આ સંકલ્પ કાર્યમાં પરિણુત કરવા ખાતર મે હાજરાજાતિ પાસે કર માગ્યો છે; તેઓએ સ્વીકારવું પડશે કે તેઓ મારી પ્રજા છે. મારી આ માગણી જરાપણ ગેરવાજબી નથી, હું તેઓની પાસેથી જે કર વસુલ કરીશ, તે તેઓનાંજ સુખ માટે વાપરીશ. તેઓના દેશમાં અત્યારે સારા રસ્તા નથી, હું સારા રસ્તા બંધાવી આપીશ; તેઓના જાનમાલનું સંરક્ષણ કરીશ. તેઓ શત્રુના હાથથી પીડા ન પામે તે માટે હું ત્યાં સૈન્ય રાખીશ, પહેરગીરો મોકલીશ. તેઓએ આપેલો કર હું ખાઇ જઇશ નહિ, તેમ કરવાની મારે જરૂર નથી; કારણ કે ખુદાની કૃપાથી અફગાનીસ્તાનના અમીરના ખજાનામાં પુષ્કળ નાણું છે. "

અમીરનું ભાષણ સાંભળી દરબારીઓએ એક વાકયે તેનું સમર્થન કર્યું; એટલુંજ નહિ પણ ગુલામહુસેનના સોબતી હતો પણ આ દલીલોને ગેરવાજબી ઠરાવી શક્યા નહિ.

ગુલામહુસેને કંઇપણ વાત ન કહેતાં એક પત્ર લખી ખાનગી રીતે એકવાર અમીર સાથે મેળાપ કરવાની વિનંતિ કરી, અમીરના એક અમાત્યે ગુલામહુસેનને જણાવ્યું કે અમીર સાહેબ આપની વિનંતિ સંબંધી વિચાર કરશે.

લગભગ એકાદ કલાક પછી ગુલામહુસેન અને તેના સોબતીઓને રજા આપવામાં આવી. રજા આપતાં પહેલાં વજીર ગુલામહુસેનને એક ઉત્તમ પોશાક અને એક તરવાર ખિલતતરીકે આપવામાં આવી.

અમીરના દરબારનો ભપકો અને અશ્વર્ય જોઇ હાજરાકૂતો નવાઇ પામ્યા. આવા આતુલ ઐશ્વર્યશાલી મહાપરાક્રમી નરપતિ સાથે વિવાદમાં ઉતરવું એ ગરીબ અને મુઠીભર હાજરાજાતિને માટે અસંભવિત અને ગાંડાઇ સરખું હતું, તે ગુલામહુસેન અને તેના બંને સહચારિઓ સમજી ગયા. પરંતુ ગુલામહુસેન આ વિષ્ટીનાં ફળથી સંતોષ પામ્યો નહિ. તે વિચારવા લાગ્યો, મારી અભિલાષા પૂર્ણ થાય તોજ કાબુલમાં પગ મૂક્યો સાર્થક થાય. પરંતુ એ આશા પૂરી થશે કે? અમીર મને ખાનગી મુલાકાત આપશે? હું હાજરાજાતિના ભલા માટે જે માગણી કરૂં તે અમીર સ્વીકારશે?

ગુલામહુસેન આ બધા વિચારો કરતો કરતો દરબારહોલની બહાર આવ્યો, એ વખત અમીરના એક ઉમરાવે તેની પાસે આવી ધીમેથી કહ્યું, "બપોર પછીની નમાજ પૂરી કરી આપ મારે ઘેર આવશો. મારો નોકર આપના ઘરને બારણે આપની રાહ જોશે; તેની સાથે આપ મારે ત્યાં આવી શકશો."

ઉમરાવનાં વચનો સાંભળતાં ગુલામહુસેનનું હૃદય આનંદથી ઉછળવા લાગ્યું તેણે જાણ્યું કે અમીર મારી પ્રાર્થના સ્વીકારવાનો હોવાથીજ મને ઉમરાવને ઘેર જવાની આજ્ઞા થયેલી હશે. ગુલામ હુસેન આડાતેડા વાતો વિચારતો ઘેર પહોંચ્યો. પોતાને કહેવાનો સંદેશ અમીરને કઇ રીતે પહોંચાડવો તે બાબત તે મનમાં ગોઠવણી કરવા લાગ્યો. તે સમજ્યો કે કઠોર પરીક્ષા થવાની છે; તેમાં જો હાર ખાધી તો નક્કી દેશનું ભલું નહિ થાય; તેમાં જો સફળ થાઉં તો દેશનું હિત સધાશે, તે સાથે મારા વંશનું સૌભાગ્ય અને મારી વહાલી દીકરીનાં સુખની સીમા રહેશે નહિ; પરંતુ જો હું હાર ખાઉં તો શું થાય? તો ભયંકર અનર્થ થશે, એ અનર્થની વાત યાદ લાગી ગુલામ હુસેનનો ચહેરો ચિંતાતુર બન્યો.

બપોરની નમાજ પૂરી કર્યાબાદ સંધ્યાકાળ પહેલાં ગુલામ-હુસેન સાધારણ વસ્ત્રો પહેરી મુસાફરખાનાની બહાર આવ્યો; બહાર એક રસ્તો હતો, રસ્તો બહુ સાંકડો હતો; તેની બંને બાજુએ ઉંચી ઉંચી દિવાલો હતી; અફગાન નગરો સિવાય બીજે કોઇ સ્થળે આવી દિવાલો જોવામાં આવતી નથી. ઘરો માટીથી બનાવેલાં છતાં બધાંને મેડાઓ હતા; મેડા પર બારીઓની હાર શોભતી હતી, બારીઓ આગળ નાના નાના ઝરૂખા બહાર પડતા હતા.

ગુલામહુસેન તે માર્ગે થોડાં ડગલાં આગળ વધ્યો, ત્યાં તેણે જોયું કે કેટલાક અફગાન બાળકો રસ્તાપરથી દોડયા જાય છે, અને બે ચાર દુબળા, ભૂખ્યા કુતરા જીભ બહાર કાઢી આમ તેમ ફરે છે. એક સ્ત્રીએ પોતાના મેડાની બારીમાંથી મેલાં પાણીનું વાસણ ઢોળ્યું; વજીર સાવચેત ન રહ્યો હોત તો તે તેના માથા પર પડત!

ગુલામહુસેને જોયું કે એ મેહુ પાણી નથી, પણ લોહી છે ! રસ્તાપર લોહીનો રેલો ચાલ્યો; તે જોઇ ક્ષણને માટે તેનું હૃદય કંપ્યું. આ શું માણસનું લોહી તો ન હોય ? કદાચ તે ઘરમાં કોઇ પશુ મારી નાખવામાં આવ્યું હતું, તેનું એ લોહી હતું; સ્ત્રીએ તે ઘડામાં લઇ સરિયામ રસ્તા પર રેડયું હતું. બે કુતરા એ લોહી આગ્રહપૂર્વક ચાટવા લાગ્યા; પરંતુ ગુલામહુસેનની તે તરફ નજર નહોતી; શુભ કાર્યે જતીવેળા લોહીનું દર્શન થયું, તે અમંગળ થવાનું ચિન્હ છે કે નહિ તે બાબત તેનાં હૃદયમાં ઘોળાવા લાગી એ દરમિઆન એક બળવાન કુતરાએ આવી પેલા બે કુતરાને કાઢી મૂકી તે લોહી ચાટવાની શરુઆત કરી.

થોડી વાર પછી કાબુલી સોદાગરનો વેશધારી એક માણસ રસ્તાની બાજુએ આવ્યો. એણે રસ્તાપરથી નીચા વળી એક પત્થર લઇ પેલા ક્ષુધાતુર કુતરાના કપાળમાં માર્યો. કુતરો ભસતો ભસતો ચાલ્યો ગયો. ત્યારે તે વ્યક્તિએ ગુલામહુસેન પાસે આવી સાવચેત નજરે ચોતરફ જોયું; અને કોઇપણ બાજુએથી માણસને આવતું ન જોતાં ગુલામહુસેનને ધીમે સ્વરે કહ્યું, ડાબી બાજુને રસ્તે ચાલ્યા જાઓ; થોડે દૂર એક રોટીવાળાની દુકાન આવશે, ત્યાંથી જમણી બાજુએ સીધા ચાલ્યા જજો; નકી કરેલે સ્થળે હું આપને મળીશ. એટલું કહી ઉત્તરની રાહ ન જોતાં તે ઉતાવળે પગલે ચાલ્યો ગયો; તે ચાલતાં ચાલતાં પાછુંવળી જોવા લાગ્યો કે ગુલામહુસેન પોતાની પાછળ આવે છે કે નહિ.

ગુલામહુસેન સમજી ગયો કે તે નોકર પેલા ઉમરાવનોજ છે. પરંતુ તે આટલી બધી સાવચેતી કેમ રાખે છે, મને સાથે લઈ જતો નથી

તેનું કારણ શું એ પ્રશ્નો બરાબર ન સમજવાથી તે બહુજ નવાઇ પામ્યો, તે એક રોટીવાળાની દુકાને આવી પહોંચ્યો, પેલા માણસે કહ્યા મુજબ તેણે જમણી બાજુનો રસ્તો લીધો. લગભગ દસેક મિનિટ ચાલ્યા બાદ તેણે જોયું કે પેલો માણસ રસ્તા વચ્ચે ઉભો છે. તેણે તેના કાન આગળ મ્હોં લાવી કહ્યું, " મારી પાછળ ચાલો. "

થોડીવારમાં ગુલામહુસેન એક વિશાળ બારણાના ફાટક પાસે આવી પહોંચ્યો, અને પોતાના ભોમિઆના ઇસારાથી પેલી હવેલીમાં તેણે પ્રવેશ કર્યો. તેણે જાણ્યું કે મારે જ્યાં જવાનું છે તે સ્થાન આજ છે.

ગુલામહુસેન એક લાકડાની બનાવેલી સીડી આગળ આવી પહોંચ્યો, તેના ભોમિઆએ કહ્યું, " આપ આ સીડીપર ચઢી બીજે માળે જાઓ, ત્યાં અમારા આગા સાથે આપનો ખાનગી મેળાપ થશે.

બીજા માળના એક ઓરડામાં પૂર્વોક્ત ઉમરાવ સાથે ગુલામ હુસેનનો મેળાપ થયો. ઉમરાવે તેને ગાલિચાપર બેસવાનું જણાવ્યું; તે દરમિઆન એક નોકરે એક મોટા થાળમાં ચાના પ્યાલા લાવ્યો. ઉમરાવે ગુલામહુસેનને એક પ્યાલો ચા પીવા માટે આપી, અને પોતે એક બીજો પ્યાલો લીધો. બંને મુગે મોંએ ચા પીવા લાગ્યા, ચા પી લીધા બાદ નોકર બારણાં બંધ કરી ધીરે ધીરે બીજે ઠેકાણે ચાલ્યો ગયો.

ત્યારબાદ ગુલામહુસેને વાત ઉપાડી ગયો. " આપ સાહેબ એક ઉમરાવ છો, તે હું જાણી છું; પરંતુ આપ કયાં કામમાં નીમાયા છો, આપનું નામ શું, તે જાણી શકયો નથી; પ્રથમ આપની ઓળખાણ જાણવા માટે મને બહુજ ઉત્કંઠા થઇ છે. "

ઉમરાવે કહ્યું, " મારૂં નામ અલિમહમ્મદખાં છે. હું અમીરનો

મીરમુન્શી અને ખાનગી સલાહકાર છુ. આપ શા માટે અમીર સાહેબ સાથે મળવા માગો છો, તે આપને પૂછવાનો મારા માલિક તરફથી મને હુકમ થયો છે. અમીર સાહેબ અજાણ્યા લોકો સાથે ખાનગી મેળાપ કરતા નથી; તોપણ જો આપની સાથેની વાતચીત પરથી મને એમ જણાય કે હજુરની સાથે ખાનગી મેળાપ કરવાની આપને ખાસ જરૂર છે, તો તેઓ સાહેબ આપની માગણી પૂર્ણ કરે પણ ખરા. પરંતુ આપ શા માટે મળવા માગો છો, તે સહુ પહેલાં મને જણાવવાની જરૂર છે. અફગાન જાતિ અતિશય સંશયી છે; જો તે જાણે કે અમીર વિદેશી સરદાર સાથે ખાનગી વાતચીત કરે છે, તો તેઓ તેના પર ખરાબ ઇરાદાનો આરોપ મૂકવા તૈયાર થાય છે; તે સિવાય કદાચ તે અમીર પ્રત્યે ગુસ્સે થાય એવો પણ સંભવ રહે છે."

ગુલામહુસને અલિમહમ્મદની વાતમાં અવિશ્વાસ રાખ્યો નહિ; અને તેમની સાવચેતી પ્રશંસનીય છે, તે પણ તેને સમજાઇ ગયું. ગુલામહુસેને પોતાની ઇચ્છા અલિમહમ્મદને જણાવી, અલિમહમ્મદે તેનો મર્મ લખી લીધો; પરંતુ તેણે કોઇ પણ પ્રકારનો અભિપ્રાય આપ્યો નહિ.

ગુલામહુસેનની વાત પૂરી થયા બાદ અલિમહમ્મદે પૂછ્યું. "આપને આથી વધુ બીજું કંઇ કહેવું છે ?"

ગુલામહુસેને કહ્યું, "ના, મારે આ સિવાય બીજું કશું કહેવાનું નથી. અમે કેવાં સંકટમાં આવી પડયા છીએ, તે આપ સમજ્યા હશો; આવી અવસ્થામાં અમારે શું કરવું, તે બાબતમાં આપનો મત જાણવા ઇચ્છું છું. અમારા સ્વદેશીઓ સારી સલાહ ગ્રહણ કરવા તૈયાર છે. મારી માગણી સાંભળી અમીરસાહેબ શો મત આપશે, એ બાબત આપ શું કહો છો ?"

મીર મુન્સીએ કહ્યું, "તેનું અનુમાન કરવાની શક્તિ મારામાં નથી; અમીરનો સ્વભાવ કેવો છે, તે આપ જાણતા હો તો સમજી શકો કે તેના મનની વાત જાણવી એ કોઇથી પણ સંભવિત નથી."

ગુલામહુસેને કહ્યું, "આપ હંમેશાં તેની પાસે રહો છો, આપની સાથે છુપી વાતચીતો પણ થાય થાય છે; તો પછી આપ તેમના મનની વાત ન જાણી શકો, તે માની શકાતું નથી. પરરાષ્ટ્ર સંબંધમાં તેમનો મત આપનાથી અજાણ્યો નહિજ હોય."

મીરમુન્સીએ કહ્યું, "હા, પરરાષ્ટ્ર નીતિ સંબંધી તેમના વિચારો મારાથી અજાણ્યા નથી."

ગુલામહુસેને કહ્યું, "ત્યારે શું આપ એમ કહેવા માગો છો કે અમારૂં રાજ્ય પરરાષ્ટ્રની હારમાં બેસી શકે તેવું નથી? હું શું વિદેશી રાજાનો દૂત નથી? અમે સેંકડો વર્ષો થયાં સ્વતંત્રતા ભોગવતા આવ્યા છીએ, પણ ગણતરીમાં લેવા યોગ્ય નથી?"

મીરમુન્સીએ કહ્યું, "મેં તો તેવું કશું કહ્યું નથી."

ગુલામહુસેને કહ્યું, "હા સ્પષ્ટ રીતે કહ્યું નથી, પરંતુ એ સિવાય આપનો બીજો શો અભિપ્રાય હોઇ શકે?"

મીર મુન્સી મ્હોં બગાડી બોલ્યો, "આપની વાતચીત પરથી જણાય છે કે આપ લોકોનો અભિપ્રાય તેના પેટમાંથી બહાર કઢાવી શકો છો! વારૂ, અમીર સાહેબે આજ દરબારમાં આપને જે જે કહ્યું તે પરથી તેના મનનો અભિપ્રાય શો છે તે સમજ્યા છો?"

ગુલામહુસેને જોયું કે મીર મુન્સીનો સુર ફર્યો હોંસાતોસી ન કરતાં ચુપ રહેવામાં ડહાપણ જોયું. તેને મુંગો જોઇ

મીર મુન્સીએ કહ્યું, " આ સ્થિતિમાં આપે શું કરવું જોઇએ, તે આપે થોડીવાર પહેલાં પૂછ્યું હતું. હું આપને એ બાબત અતિ સહેલથી પળાય તેવો ઉપદેશ આપવા ઇચ્છું છું."

ગુલામહુસેને શાંતિથી મીર મુન્સીના મુખ તરફ જોયું, પરંતુ તેનું મ્હો જોઇ વજીરની ક્ષીણ આશા પણ જતી રહી.

મીરે મુન્સીએ ગંભીરતાથી કહ્યું, " આપ હાજરાસરદારના વજીર છો, આપની વાતની કિંમત થોડી નથી; આપ સ્વદેશમાં જઈ પ્રજાને સમજાવો કે અમીરને રાજકર આપવાથી ઉપકાર સિવાય અપકારનો સંદેહ રાખતા નહિ. આપના દેશમાં એક પણ સુગમ રસ્તો નથી; પશુનાં ગમનાગમનથી પડેલાં પગલાં જોઇ આપના દેશના વેપારીઓ વેપાર ખેડે છે; એ વેપાર પણ ખરી રીતે વેપારના નામને યોગ્ય નથી. આપના ખજાનામાં પૈસો નથી, કાયમી ફોજ નથી, યોગ્ય અસ્ત્ર-શસ્ત્ર નથી; કોઇપણ વિદેશી રાજા આપનાપર ચઢાઇ કરે તો તેની સામે બચાવ કરવાનું કશું સાધન નથી. અમીરની ઇચ્છા છે કે આપ બળવાન બનો, આત્મરક્ષા કરવાને સમર્થ થાઓ. તેની મરજી છે કે આપની કાયમી ફોજ થાય, આપના હાથમાં યોગ્ય હથિયારો હોય, આપની દોલતની વૃદ્ધિનો રસ્તો નિષ્કંટક થાય. પૈસો એજ બધી શક્તિનું મૂળ છે, આપ સમૃદ્ધિશાળી બનો, એવી તેમની ઇચ્છા છે."

ગુલામહુસેન મીરમુન્સીને વધુ બોલવા ન દેતાં બોલી ઉઠયો, " અમે રાજનીતિ શાસ્ત્રમાં વિદ્વાન નથી; માટે અમીર અમારા તરફ દયાળુ થઇ જે હુકમ કરે તે અમારે પાળવોજ જોઇએ, એમ માનવાને અમે તૈયાર નથી. આપ કહો છો કે અમારા દેશમાં એકપણ સરળ

રસ્તો નથી; પરંતુ અમે ઇચ્છીએ તો શું દેશમાં સુગમ રસ્તા તૈયાર ન કરી શકીએ ? સેંકડો વર્ષો થયાં અમે તેમ ન કર્યું તેનું કારણ એ કે અમને રસ્તાનો અભાવ જણાયો નથી; પશુનાં પગલાં જોઇ એક ગામથી બીજે ગામ જવાની અમને ટેવ પડી ગઇ છે. પર્વતોજ અમારા દુર્ભેદ્ય કિલ્લા છે. અમારામાં એવો બુદ્ધિમાન કોઇ નથી કે જે દુર્ગમ રસ્તાને સુગમ કરી બહારના શત્રુનો આનંદ વધારે. ત્યારપછી આપ કહો છો કે તમારી પાસે કાયમી ફોજ નથી, કાયમી ફોજપરથી જો પગારી ફોજની ઓળખાણ થતી હોય તો અમે સ્વીકારીએ છીએ કે તેવી ફોજ અમારી પાસે નથી; પરંતુ આપ પણ જાણો છો કે અમારા દેશનો દરેક માણસ લડવૈયો છે; સ્વદેશનાં રક્ષણ માટે તેઓ બધા બંદુક પકડી શકે છે, અને જીવ આપતાં પણ અચકાતા નથી; છતાં અમે શું સૈનિક શબ્દને લાયક નથી ? તોપણ અમારી પાસે ઉત્કૃષ્ટ હથિઆરો નથી, તે માનવાની અમને ફરજ પડે છે. મને ખાત્રી છે કે કોઇપણ બહારનો શત્રુ જો કદી પણ અમને તાબેદાર બનાવે તો તે કેવળ તેનાં હથિઆરોનાં બળથીજ, એમ હોવાથીજ હું સ્વદેશને માટે ઉત્કંઠિત થયો છું. અમારી પાસે એટલો બધો પૈસો નથી કે એ ખોટ પૂરી પડે. વેપાર સિવાય અમે ધનવાન થઇ શકશું નહિ, એ વાત પણ આપે જણાવી છે; પરંતુ અમારા પાડોશીઓમાંના કોણ વેપાર નથી ખેડતા ? વેપારને બહાને તેઓ અમારા રાજ્યમાં પ્રવેશ કરશે એટલે અમારી પાસે જે થોડું ઘણું ધન છે, તેપણ તેની થેલીમાં જશે. ત્યારે અમારા દેશમાં બનતી ચીજોના ભાવ વધે ખરા, પણ તેથી અમારી ગરીબાઇ દૂર થઇ શકશે નહિ, ઉલટું અનાવશ્યક ક્લેશ-નથી અમારી તૃષ્ણા દહાડે દહાડે વધતી જશે. માટે એ વાદવિવાદથી

કશો લાભ નથી. વારુ, અમીર સાહેબને અમારી ડુંગરાળ રેતીનાં રણુ સમાન જમીનનો લોભ કેમ થયો છે, તે હું જાણવા માગું છું અહીં આવી જોતાં જણાય છે કે તેનો તો કશો તોટો નથી; તો પછી અમારી પહાડી ભૂમિ તેની કંઇ સમૃદ્ધિ વધારવાની હતી? આટલી પહાડી જમીન માટે તો તેઓ અમારૂં હિત ઇચ્છવા વ્યાકૂળ થઇ ગયા જણાય છે!"

મીર મુન્સીએ હસતાં હસતાં કહ્યું, " પહાડ પહાડનો અભાવ પૂરે છે. પરંતુ આપ પાયામાંજ ભૂલ કેમ કરો છો અમીર સાહેબ આપના પહાડો ખાઇ જવા માગતા નથી; તેની ભૂખ એટલી બધી પ્રબળ નથી કે તે પહાડને પચાવી શકે. તે આપના રાજકાર્યમાં હાથ નાખવાને ઇચ્છતા નથી; તો પણ તેની એટલી તો ઇચ્છા છે કે તમારા દેશમાં તેમનું થોડું સૈન્ય રહે એ બધું સૈન્ય આપનેજ મદદ કરશે આપના રાજ્યની બંને બાજુએ બે કાફર રાજાઓ છે; તેઓ ધીરે ધીરે આપના તરફ વધે છે; આપનાપર હલ્લો કરી તેઓ આપનું રાજ્ય પચાવી ન પાડે તેની વ્યવસ્થા એ સૈન્ય કરશે. આપ એ ઇચ્છો છો કે નહિ? આપનું રાજ્ય અફગાન ફોજદ્વારા સુરક્ષિત કરવાથી અમીરને શો લાભ? એ પ્રશ્ન આપના મનમાં ઉત્પન્ન થાય ખરો. તેનો જવાબ એટલોજ છે કે અમીર પોતાના કોઇપણ હરીફને પોતાના રાજ્યની હદ પાસે આવવા દેવા ઇચ્છતા નથી. તેઓમાંના કોઇ આપના પહાડો કબજે કરે, તો ત્યાં તેઓ મૂળ નાખે; તો અમીર સાહેબની હજારોની ફોજ એ મૂળ કાઢી નાખવાને શક્તિમાન થાય નહિ. અફગાનિસ્તાનની ચારે બાજુ એ ઉંચા પર્વતોની હારો દિવાલની માફક ઉભી છે, તે ઓળંગી કોઇ પણ બહારનો શત્રુ અફગાનિસ્તાનમાં પેસી શકે તેમ નથી;

કેવળ બેજ માર્ગોથી વિદેશમાંથી અફગાનિસ્તાનમાં પ્રવેશ કરી શકાય છે. એ બંને રસ્તાઓ હાલમાં સંપૂર્ણ અરક્ષિત અવસ્થામાં છે, હા, અરક્ષિત સિવાય બીજું શું કહું? જેઓ આધુનિક રણકૌશલ્યથી અજાણ્યા છે, જેઓના દેશમાં ઉત્કૃષ્ટ તોપો, બંદુકો કે દારૂગોળો નથી, તેઓ તો બૈરી જેવા છે; એવા લોકો જે ઘાટોના રક્ષક છે, તે ઘાટોને અરક્ષિત કહેવામાં હું કશું ખોટું કરતો નથી, કોઇ પણ યુદ્ધ નિપુણ, દૃઢ પ્રતિજ્ઞ, બળવાન જાતિ થોડા પ્રયત્નથીજ એ બંને ઘાટો કબજે કરી અફગાનિસ્તાનની સરહદ આગળ આવી શકે; આવી શંકા હોવાથી અમીર સાહેબ શું મુંગા બેડા રહી શકે? એ બે રસ્તાઓમાંનો એક રસ્તો આપના દેશમાં, અને એક બીજા દેશમાં છે; એ છેલ્લા રસ્તામાં હાલ તુરતમાં કશી ચર્ચાની જરૂર નથી. અત્યારે આપના દેશનો રસ્તો જો સુરક્ષિત થાય તો અમીર સાહેબને નિરાંત વળે. આપ આપના દેશમાં ખુશીથી રાજ્ય ચલાવી શકો; પરંતુ આપનાથી ચાલુ સ્થિતિમાં એ રસ્તો સુરક્ષિત બની શકે તેવી સભાવના નથી. મેં જે બે કાફર રાજાઓની વાત જણાવી, તેઓએ તે પ્રદેશના રસ્તાઓ પર તીક્ષ્ણ નજર રાખી છે. કઇ બાજુએથી આપણાં રાજ્યમાં સહેલાઇથી પ્રવેશ કરી શકાય, તે પણ તેનાથી અજાણ્યું નથી. તેઓએ આપનો દેશ જીતી લેવાનો નિશ્ચય કર્યો છે; આપનો ડુંગરાળ મુલક જીતવાથી તેનો કશો લાભ નથી. તો પણ તેઓ તમારો મુલક જીતશે; કારણ આપના ડુંગરાળ પ્રદેશ પછી આવતું સમૃદ્ધ રાજ્ય તરફ તેમને લોભ છે. તેઓ જાણે છે કે ત્યાં કેટલીક રેજિમેન્ટ રાખતાં અનાયાસે ઉત્તર અને દક્ષિણ દિશાઓમાંથી આવતાં અગણિત સૈન્યને તે રેજિમેન્ટ અટકાવી શકશે. અમીર સહેબ કોઇ

કોઇ કાફર જાતિ સાથે વેપાર સંબંધથી જોડાયેલ છે, એ સિવા
બીજાં કારણોથી પણ તેઓ તેની વિરૂદ્ધ લડાઇ જાહેર કરી શ
તેમ નથી. પરંતુ આપની સાથે તો કશી સંધી થઇ નથી; આપ જ
સુધી સ્વતંત્ર જાતિ તરીકે ઓળખાવશો, ત્યાં સુધી તેઓ આપ
વિરુદ્ધ કોઇ પણ બહાને અનાયાસે યુદ્ધ જાહેર કરી શકશે; અ
સહેલાઇથી આપને હરાવી આપનું રાજ્ય તાબે કરશે. પરંતુ
આપનું રાજ્ય અફગાનીસ્થાનનો ભાગ લેખાય તો તે સંધિથી તેઓ
આપનાં રાજ્ય પર કદી હલ્લો કરી શકશે નહિ.

ગુલામહુસને પૂછ્યું, " જો તેમજ હોય, જો આપનાં રક્ષ
માટે અથવા બહારના શત્રુનો હલ્લો અટકાવવા માટેજ અમારાં રાજ
સાથે ઘનિષ્ટતા સ્થાપવાની આપને ફરજ પડતી હોવ, તો આ
અમારી પાસેથી કર માગવા માટે અને અમારા દેશમાં રસ્તા બંધાવ
માટે આટલાબધા તત્પર કેમ છો ? "

મીરમુન્સીએ કહ્યું, " આપ અમીરની પ્રજા છો, એ સ્વીકાર
એટલે આપને અફગાનિસ્તાનના કાયદા માનવા પડશે. અમીર
તાબાના જુદા જુદા પ્રદેશના રહેવાશીઓ જે કાયદા પાળે છે, તે બ
કાયદા પાળવાની આપને ફરજ પડશે. અમીરની બધી પ્રજા કર આપે
માટે આપને પણ કર આપવો પડશે. મારી વાત સાંભળો, હું આ
મિત્રભાવે ઉપદેશ આપું છું; હું ખરેખર આપનો હિતેચ્છુ છું, અ
અમીર સાહેબની માગણી પાછી ઠેલશો નહિ. તેની વિરુદ્ધ વર્તશો નાં
આપ તેની માગણી સ્વીકારશો તો આપને કશું નુકસાન નહિ થ
પરંતુ આપ જો તેની વિરૂદ્ધ વર્તશો તો આપની વિપત્તિની હદ રહ
નહિ. અમીર બાહુબળથી આપનો દેશ તાબે કરશે; આપના પર્વતો

ગુફાઓમાં આગ લગાડશે; તે આગથી આપની પર્ણકુટીઓ, ખેતરો વગેરે બધું ખાખ થઇ જશે. અફગાન સૈનિકોની બંદુક અને તરવારોથી જે બચશે, તેને દાસદાસીરૂપે અફગાનિસ્તાનમાં લાવવામાં આવશે; હાજરાનો પ્રદેશ શ્મશાન ભૂમિ સમાન થઇ જશે. અમીર કેટલો દૃઢ છે, કેવો કઠોર હૃદયનો રાજા છે, તે આપ જાણતા નથી. હું આપને સલાહ આપું છું, કે આપ સ્વદેશમાં જઇ આપના સરદાર અને દેશ-વાસીઓને હિતોપદેશ આપી આ માગણી કબૂલ કરાવો; બધી બાજુની અવસ્થા સમજાવતાં તેઓ નક્કી અમારી માગણી કબુલ કરશે. તેઓનો શો મત છે, તે આપ મને જણાવશો. આપ જો અમીરને રાજકર આપી અધીનતા નહિ સ્વીકારો તો થોડાજ દિવસોમાં અમારૂં સૈન્ય આપનાં રાજ્ય પર હુમલો કરશે; ત્યારે ગુલામગીરીમાં બંધાવા સિવાય બીજો એક પણ રસ્તો નહિ રહે; કેવળ અનર્થક જનક્ષય થશે, નરશોણિતથી હાજરા પ્રદેશના પર્વતો રંગાશે, મને બહુ ફુરસદ નથી, મારે હજુ ઘણું કામ છે; માટે હવે નકામો વાદવિવાદ કરી સમય વિતાડવાની જરૂર નથી, માટે આપ હવે જઈ શકશો. ”

ગુલામહુસેનને પોતાને ઉતારે પાછું આવવું પડયું. તેણે બે દિવસ પછી એક વાર ફરીથી મીરમુન્શીની ખાનગી મુલાકાત લીધી, અને અમીરનો મત ફરવાનો સંભવ છે કે નહિ, તે જાણવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તેની આશા પૂર્ણ થઈ નહિ. મીરમુન્શીએ તેને વાતવાતમાં જણાવી દીધું કે “ હાજરા જાતિ સાથે લડાઇ શરૂ થતાં જો કોઇપણ હાજરા સ્વેચ્છાથી અમારી તાબેદારી સ્વીકારશે, તો તેને કાબુલમાં આશ્રય આપવામાં આવશે; અને લડાઇ પૂરી થયા બાદ માનપૂર્વક તેને સ્વદેશ મોકલી તેની બધી સંપત્તિ પાછી સોંપવામાં આવશે. એ

સિવાય જો કોઇપણ હાજરા બંડ સમાવવાનો પ્રયત્ન કરે, સ્વદેશનું ભલું કરવા માટે બંડખોર મુલ્લાંઓનાં ઉશ્કેરણીભર્યા ભાષણોના રદીઆ આપે, અથવા બંડમાં ન ભળતાં અમીરના પક્ષનું સમર્થન કરે, તેને યુદ્ધ પૂરૂં થયા બાદ અમીર દરબારમાંથી જે ઇનામ મળશે, તે તેણે સ્વપ્નમાં પણ ધાર્યું નહિ હોય. એટલુંજ નહિ પણ તેનાં કાર્યની મોટાઇના પ્રમાણમાં તેને હાજરા પ્રદેશના સુબા તરીકે પણ નીમવામાં આવે એવો સંભવ છે; ખરી રીતે ભવિષ્યમાં તે બુદ્ધિમાન વ્યક્તિજ હાજરા જાતિનો સરદાર થશે.

ગુલામહુસેન સમજ્યો કે આ સાધારણ લાલચ નથી; અને ઇસારા મુજબ કાર્ય કરતાં હું પણ એ પદ મેળવી શકું, અને મારી લાંબા કાળની આશા પાર પાડી શકું. પરંતુ હું શું આ ઇનામની લાલચથી સ્વદેશને ગુલામ બનાવું? સ્વદેશદ્રોહી થઇ રાજ્યનું ઉંચું પદ ઇનામ તરીકે મેળવું?—ના, હું તેમ કરી શકવાનો નથી—તેણે થોડીવાર વિચાર કરી કહ્યું, " આપ શું એમ કહેવા માગો છો કે જો કોઇપણ હાજરા પોતાનું જીવન અને દોલત કાયમ રાખવા માટે સ્વદેશદ્રોહી થાય, પરાધીનતાની કઠિન બેડીઓ સ્વજાતિના કંઠમાં પહેરાવી આપનું ભલું કરે,—તો તેના એ સ્વદેશદ્રોહ અને સ્વજાતિ પ્રત્યેના વિશ્વાસઘાતના ન માફ કરી શકાય એવા ગુના સબબ આપ તેને ઉંચામાં ઉંચી પદવી આપશો? હું સ્વીકારૂં છું કે અમારી માતૃભૂમિમાં એવા સ્વદેશ-દ્રોહી બાયલાનો તોટો નથી; માટે લાલચની મદદ લઇ આપ સફળ થઇ શકશો; પરંતુ હું તો એવી માગણીને અપમાનનું બીજું નામજ જાણું છું."

મીરમુન્સીએ કહ્યું, " આપ મારી વાતનો અવળો અર્થ લઇ

નકામા દીલગીર થાઓ છો; દરેક બાબતની સારી ને નરસી એમ બે બાજુઓ હોય છે. સારી બાજુ ન જોતાં કેવળ બૂરી બાજુ જોવી એ વિદ્વાન માણસનું કાર્ય નથી. આપ જે કાર્યને સ્વદેશદ્રોહ અથવા સ્વજાતિ પ્રત્યેની વિશ્વાસઘાતકા માની દિલગીર થાઓ છો, હું તેજ કાર્યને સ્વદેશ અને સ્વજાતિનાં ભલાંનો પ્રયત્ન માનું છું. જે વ્યક્તિ સ્વજાતિને ધ્વંસના માર્ગમાંથી સુખશાન્તિના માર્ગમાં લઇ જવાનો પ્રયત્ન કરે,–સ્વદેશને ભયંકર દુર્દશામાંથી બચાવવા ખાતર બળવાનનો આશ્રય ગ્રહણ કરે, તે સ્વદેશ અને સ્વજાતિનો શત્રુ કે જે અદૂરદર્શી વ્યક્તિ પોતાનું બળ ન જાણતાં મૂઢતા વશતઃ નાનાં પતંગની પેઠે સળગતી આગમાં કુદી પડે, અને બીજાને પણ પોતાનું અનુસરણ કરવાનું કહે, અને એવી આત્મહત્યા આબરૂના વિષય તરીકે જાહેર કરતાં ન અચકાય, તે સ્વદેશનો શત્રુ, સ્વજાતિદ્રોહી ? વજીર સાહેબ, આપ મારી વાત ધીરજથી વિચારી જોશો."

ગુલામહુસેને કહ્યું, "અમે અસભ્ય હાજરા છીએ, અમે આપની સાથે વાદવિવાદમાં જીતી શકીએ નહિ; પરંતુ સ્વજાતિની પ્રીતિ, સ્વદેશપ્રેમ કેવી વસ્તુ છે, તે અફગાનિસ્તાનમાં આવી અમારે શીખી જવું પડે તેમ નથી. એ બાબતમાં હું આપની સાથે કદીપણ એકમત થઇ શકીશ નહિ."

મીરમુન્સીએ કહ્યું, "આપ એમ કેમ કહો છો ? આત્મહત્યા કરવામાં બહાદુરી નથી, આબરૂ પણ નથી. હાજરાજાતિ જો આજે પૃથ્વીનાં પૃષ્ટપરથી નાશ પામે, તો તેમાં આપને શો લાભ ? આપ સ્વધર્મી અમીરની તાબેદારી સ્વીકારવાને તૈયાર નથી; પરંતુ થોડા દિવસો પછી કાફરો આપના પ્રદેશને તાબે કરી, આપના દેશનાં

બાળકો અને યુવાનોને પરધર્મમાં વટાળશે, આપની સ્ત્રીઓનું સન્માન નષ્ટ કરશે, સભ્યતા ફેલાવવાને બહાને મદ્યના પ્રવાહથી આપનો ડુંગરાળ પ્રદેશ પલાળી મૂકશે, ત્યારે આપ સમજી શકશો કે આ કરતાં તો અમીરની તાબેદારી સ્વીકારવી એ હજારગણું સારૂં હતું એવો દિવસ જે પ્રયત્નો કરવાથી ન આવે, તે માટે યથાસાધ્ય પ્રયત્નો કરવા એ દરેક સ્વદેશ હિતેચ્છુઓનું કર્તવ્ય છે. જેઓની બુદ્ધિહીનતાથી વિદેશી રાજાની તાબેદારીના પંજામાં સપડાવાની સંભાવના છે, એવા દેશનાયકને હું સ્વદેશદ્રોહી તથા સ્વજાતિદ્રોહી માનું છું."

ગુલામહુસેન નીચું માથું કરી વિચાર કરવા લાગ્યો, તેણે મીરમુન્સીના ભાષણ સામી દલીલો ન કરતાં રજા લીધી. તેના સોબતીઓએ પણ યોગ્ય સમયે આ વાત સાંભળી.

થોડા દિવસો બાદ ગુલામ હુસેન અનુચરવર્ગ સાથે સ્વદેશ ગયો. જતી વખતે અમીરે તેને જણાવી દીધું કે છ માસની અંદર જો મારી માગણી કબુલ કરવામાં નહિ આવે તો હું હાજરા પ્રદેશ કબજે કરવા લશ્કર મોકલીશ.





## પ્રકરણ ૬ ઠું

### વરસવા તૈયાર થયેલ વાદળી



હાજરા પ્રદેશના નાયકોમાં કેવળ બેજ માણુસો સમજી ગયા હતા કે હવે અમીરની સાથે લડાઇ કરવીજ પડશે. એ બે માણુસો તે સરદાર વલીમહમ્મદ અને વજીર ગુલામહુસેન હતા. ગ્રીષ્મ અને વર્ષાઋતુ ચાલી ગઇ, શિયાળો આવ્યો; બરફથી પર્વતો છવાઇ જવા લાગ્યા. પરંતુ ગુલામહુસેને અમીરના દરબારમાં દૂત ન મોકલ્યો. અમીર સમજી ગયો કે હાજરાજાતિ સહેલાઇથી તાબેદારી સ્વીકારશે નહિ; તેણે હાજરાઓના ડુંગરાળ પ્રદેશ માણુસોનાં લોહીથી તરબોળ કરવાનો નિશ્ચય કર્યો.

શીઆળો પૂરો થવાને બહુવાર નહોતી, તે વખતે એક દિવસ સાંજરે ગુલામહુસેનની સાસુ એકાએક જમાઇને પેર આવી. ગુલામ-હુસેનનું સાસરૂં અમીરના રાજ્યની હદથી બહુ દૂર નહોતું. બુઢ્ઢીએ પોતાના જમાઇને જણાવ્યું કે અમારાં ગામમાં સંભળાય છે કે અફ-ગાનો જેમ બને તેમ જલદી અમારૂં ગામ લૂટવા આવશે. આ સમાચાર

સાંભળી ગામડાના લોકો જેને જ્યાં શઠ્યું ત્યાં નાસભાગ કરે છે; વિપત્તિ આવી પડવાનો સંભવ હોવાથી હું આપને ઘેર આશરો લેવા આવી છું. આ સમાચાર સાંભળતાંજ ગુલામહુસેનનું મ્હોં કાળું શાહી જેવું થઇ ગયું; જેમ બને તેમ જલદી અફગાનોના વિજય ડંકા વાગવા માંડશે, એ બાબતમાં તેને શક રહ્યો નહિ. તેણે નક્કી કર્યું કે જો મરવું તો વીરની માફક મરવું; જીવની બીકથી શત્રુના હાથમાં સ્વતંત્રતારૂપી રત્ન આપી દેવું નહિ. હાજરાજાતિ હંમેશને માટે સ્વતંત્ર છે; આજ અમીરનો ક્રોધ જોઇ હાજરા તેની તાબેદારી સ્વીકારશે? કદીપણુ નહિ. પરંતુ તે એ પણુ સમજી ગયો કે યુદ્ધફળ અમારે માટે સારૂં નથી; આ યુદ્ધમાં હાજરાજાતિનો નાશ અનિવાર્ય છે. જેઓ જીવશે; તેને પણુ ગુલામની તિરસ્કારવા યોગ્ય જિંદગી વેઠવી પડશે. તોપણુ મીરમુન્સીના ઉપદેશ મુજબ કાર્ય કરવાની તેની અગર સરદાર વલીમહમ્મદની વૃત્તિ ન થઇ. કોઇપણુ સ્વતંત્ર ચિત્તવાળા હાજરા અમીરની તાબેદારી સ્વીકારવા તૈયાર ન થયો.

ગુલામમહમ્મદ સ્વદેશનાં ભવિષ્યની ચિંતામાં મશગુલ હોવા છતાં સરદાર વલીમહમ્મદ ક્ષણુકાળ માટે પણુ નિરૂત્સાહી થયો નહિ; તેની એવી સમજ હતી કે અફગાન જાતિ આપણા કરતાં અસંખ્ય બળવાન હોવા છતાં, તે કદી પણુ આપણા દુર્ગમ ડુંગરાળ પ્રદેશમાં પેસી શકશે નહિ; જો કોઇ પણુ અફગાન સેનાપતિ થોડું-ઘણું સૈન્ય લઇ આ પર્વતવાળા પ્રદેશમાં પેસવાનું સાહસ કરશે તો પર્વતોનાં શિખરોપરથી પથરાઓ ફેંકી હાજરાઓ તેનો નાશ કરી નાખશે; જો વધુ સૈન્ય લઇ પ્રવેશ કરશે તો ભૂખમરો વેઠી મરશે. અફગાનોનો નાશ કરવા યોગ્ય સૈન્યની જરૂર હોવાથી સરદાર વલી-

મહમ્મદ જુદાં જુદાં ગામડાંઓમાં દૂતો મોકલવા લાગ્યો; અમીરનો દ્વેષ કરનારા ધર્માંધ મુલ્લાંઓ તેને મદદ કરવા લાગ્યા, તેઓએ પોતાનાં રાજ્યમાં અમીર વિરૂદ્ધ જેહાદ જાહેર કરી દીધી. વજીર ગુલા-મહુસેને એ બાબતમાં જરાપણ ઉત્સાહ બતાવ્યો નહિ; તે ઘેર બેઠો બેઠો રાત દહાડો વિચાર કરવા લાગ્યો કે હવે કરવું શું? પરંતુ કોઇ પણ કર્તવ્ય તે નક્કી કરી શક્યો નહિ. તોપણ સ્વદેશના બચાવ માટે તનતોડ મહેનત લેવાનો તેને વિચાર કરવો પડ્યો નહિ.

એક મહીનો વીતી ગયો. અકસ્માત એક દિવસ અમીરનાં રાજ્ય-ની સીમાપર આવેલાં એક ગામડાંના સરદારને અફગાન સેનાપતિ ફરિદશાહે એક જરૂરી રૂક્કો મોકલી જણાવ્યું કે "હું પચાસ ઘોડા-સ્વાર સૈન્ય સાથે એક દિવસમાં તમારા ગામમાં આવીશ; તે સૈન્ય માટે જરૂર જેટલાં ઘરો અને સરસમાન જેમ બને તેમ જલદી તૈયાર રાખવામાં ભૂલ કરશો નહિ."

એ સરદારે આ હુકમ મળતાંજ છુપી રીતે જુદાં જુદાં ગામ-ડાંઓના રહેવાસીઓ પાસે દૂત મોકલ્યા. દૂતો સાથે કહેવડાવ્યું કે "જો અફગાન ફોજ પ્રજાપર જુલમ કરે તો તેમને સજા કરવી પડશે, માટે તૈયાર થઇ આવવું." આ બાબતને સરદાર વલીમહમ્મદે પણ ટેકો આપ્યો.

ત્યારબાદ સેનાપતિ ફરીદશાહને એવી મતલબનો પત્ર લખવામાં આવ્યો કે, "આવાં નાનાં ગામડામાં આટલા ટુંકા સમયમાં એટલા બધા લોકોને અડચણ વગર રાખી શકાય તેટલાં ઘરને ખોરાક એકઠો કરી શકવાની સંભાવના થોડીજ છે, તોપણ તે માટે પ્રયત્ન કર-વામાં કચાશ રાખવામાં આવશે નહિ; વળી ગામની પ્રજાને જો અફ-

આન ફોજને માટે નક્કી કરેલાં ઘરનું ભાડું અને સરસામાન માટે યોગ્ય કિંમત મળશે તો તેઓ પોતાની શક્તિ મુજબ અફગાન વીરોને આદર આપવાની વ્યવસ્થા પણ કરશે; પરંતુ આ સંબંધમાં નકીપણે કંઇ કહી શકાય તેમ નથી.”

બે દિવસ પછી ત્રણ ઘોડેસ્વારો એ પત્રનોજવાબ લાવ્યા, જવાબ અત્યંત ભયજનક હતો! સેનાપતિ ફરિદશાહે લખ્યું હતું કે:—

“ અરે ગુલામના બચ્ચાઓ, મારા આ ત્રણ સ્વારો કે જે આ હુકો લાવે છે, તેઓ મારાં સૈન્યને માટે યોગ્ય ઘર ગામમાં મળી શકશે કે નહિ, ખોરાકી મળશે કે નહિ, તેની ખોળ કરશે, તેઓ જે જે ઘર પસંદ કરે તે તે ઘરના માલિકોએ બધો સરસામાન પૂરો પાડવો પડશે. આ હુકમ પાળવામાં નહિ આવે, અથવા હુકમ પાળવામાં વાર લાગશે, અથવા સ્વારોને કોઇપણ પ્રકારની અડચણ નડશે, તો ગામના લોકોને એ બેઅદબી માટે સખ્ત શિક્ષા ભોગવવી પડશે; એ શિક્ષામાંથી બાળકો પણ બચી શકશે નહિ. ”

ઘોડેસ્વારો તો જાણે નવાબના દીકરા! તેઓ ગામમાં પેસતાંજ ઘોડાપરથી બોલવા લાગ્યા, અરે બેવકુફો, ચા ક્યાં, ખાંડ ક્યાં, જલદી લઇ આવો. ચા પી લીધાબાદ અમારે ઉત્તમ ખાણું જોઇએ. ગોસ્ત તદ્દન તાજુંજ જોઇએ; વળી ચોખા ને આટો જેમ બને તેમ ઉંચી જાતનો જોઇએ, જલદી લાવો, આ પીધા બાદ અમે ઘરો જોવા નીકળશું.

ગામના સરદારે કહ્યું, “ એક પણ ઘર ખાલી નથી; વળી ઘરો એટલાં બધાં અસ્વચ્છ છે કે હજુર રહી શકે તેવું એક પણ ઘર નજરે પડતું નથી.”

એક ઘોડેસ્વારે કહ્યું, “ તેનો વિચાર અમારે જ કરવાનો છે;

મીરસાહેબે દીલગીર થઇ કહ્યું, "મારૂં વસવાનું ઘર આપને આપું તો મારૂં કુટુંબ ક્યાં જઇ રહે ?"

ઘોડેસ્વારે કહ્યું, "કેમ, પેલું બકરાં બાંધવાનું મકાન છે, ત્યાં તું કુટુંબ સાથે રહેજે! જંગલી હાજરાઓ માટે એજ લાયક રહેઠાણ છે."

મીર સાહેબે કહ્યું, "ઘોડારમાં અથવા બકરાં બાંધવનાં ઘરમાં રહેવાની મારાં કુટુંબને ટેવ નથી; તેમાં પણ અત્યારે શિઆળો છે, ત્યાં રહેવાથી રાત્રે થંડીથી મરી જવાય તેવું છે."

ઘોડેસ્વારે તરવાર મ્યાનમાંથી અડધી બહાર કાઢી, કઠોર અવાજે કહ્યું, "ટેવ નથી! જુએ છે ? આ હથિયાર બહાર કાઢતાંજ અમારો હુકમ પળાશે ત્યાર પછી કોઇ પણ જાતનું બહાનું કાઢવાની તને ફુરસદ મળવાની નથી."

એક બીજા ઘોડેસ્વારે તે ઘોડેસ્વારના કાનમાં કહ્યું, "આપણે આટલો બધો મિજાજ કરવો પાલવે તેમ નથી; આપણે ત્રણજ છીએ, બધા લોકો આપણા પર હલ્લો કરે તો આપણે માર્યા જઇશું–" ત્યાર પછી તેણે મોટેથી કહ્યું, "ચાલો, પ્રથમ ચા પી લઇએ; એ દરમિઆન તેઓ ઘર સાફ કરી રાખશે."

ત્રણે ઘોડેસ્વારોએ ચા પીધા લીધાબાદ મીરસાહેબે તેમની આગળ આવી કહ્યું, "મેં મારી બીબીને છોકરાં સાથે તેની બ્હેનને ઘેર મોકલી દીધી છે. આપ મારાં ઘરમાં હવે ખુશીથી રહી શકશો."

એક ઘોડેસ્વારે ચાનો પ્યાલો નીચો મૂકી રૂમાલથી દાઢી મૂછ લૂછતાં લૂછતાં કહ્યું, "તારી બીબી તારી બીબીની બહેનનું ઘર ક્યાં છે?"

અસ્વચ્છ ઘરોજ અમે જોવા માગીએ છીએ. ઘર ખાલી નથી, એ અડચણ કોની આગળ મૂકે છે ?"

ગામના સરદાર મીર સાહેબે કહ્યું, "હજુર, પહેલાં ઘોડાપ-રથી નીચે ઉતરો, થોડી વિશ્રાંતિ લો; ચા હમણાં જ આવે છે. આપ ચા પીધા સિવાય ગામમાં જશો તો ચા ઠંડો થઇ જશે."

એક બીજા ઘોડેસ્વારે કહ્યું, "ઠંડો થઇ જાય તો બીજી વખત બનાવી લાવશો; અમે શું અહીં ઠંડો ચા પીવા આવ્યા છીએ ?"

મીરસાહેબે કહ્યું, "એ ખરૂં, પણ ચા બીજી વખત તૈયાર કરતાં વાર લાગશે; સેનાપતિ સાહેબે આજ્ઞા કરી છે કે કોઇ પણ બાબ-તમાં આપને વિલંબ ન થાય."

ત્રીજા ઘોડેસ્વારે કહ્યું, "તું બહુ વાચાળ છે, અમે તારી વાત સાંભળવા ઇચ્છતા નથી. અમે હુકમ આપીએ તે તરત તારે બજા-વવાનો છે. પહેલાં તારાંજ મકાન અમને બતાવ, ત્યારબાદ બીજાનાં ઘર જોઇશું. ચાનું પાણી ગરમાગરમ રહે એવી પેરવી કર, અમે ગમે ત્યારે ચા પીશું.

મીરસાહેબ દીલગીર થઇ ઘોડેસ્વારોને પોતાનું મકાન જોવા લઇ ગયા. તે સમજી ગયા કે અત્યારે આ લોકો સાથે વાદવિવાદ કરવો એ નિષ્ફળ છે; ચારે તરફનાં ગામડાંના લોકોને અહીં એકઠા થવાનો વખત થયો નથી.

મીર સાહેબનાં મકાનો જોઇ એક ઘોડેસ્વારે કહ્યું, "તારાં મકાનમાં જે કેટલાક ઓરડા છે, તે અમને પૂરા પડે તેમ નથી. તર-તમાં તો આ બધા ઓરડાઓ અમારે માટે સાફ કર."

મીરસાહેબે કહ્યું, "તે બીજી શેરીમાં છે, ત્યાં થોડી જગા ાઈ શકશે, એમ હોવાથી મેં તેમને ત્યાં મોકલ્યાં છે."

ઘોડેસ્વારે કહ્યું, "એ મકાનો પણ અમારે માટે ખાલી કરવાં ાડશે. એ મકાનોના માલિકને હજુ સુધી કેમ સમાચાર મોકલ્યા ાથી ઉલ્લુ ?"

મીર સાહેબે બહુજ મહેનતે ગુસ્સો સમાવી કહ્યું, "આપ ાધાં ઘર કબજે કરો, તો પછી અમારાં બૈરાં છોકરાં ક્યાં રહેશે ?"

ઘોડેસ્વારની આંખો લાલ થઇ, તેણે ગુસ્સાથી કહ્યું, "સુવર, મેનો ખુલાસો હમણાંજ આપુંછું, એમ કહી તેણે મીરસાહેબના ગા-ાપર જોરથી લાત મારી, સાથે સાથે કહ્યું, "તેઓને ઝાડતળે રાખ, ાતભાગી હાજરા જાનવર જેવાજ છે, તેઓ શું ઝાડ નીચે રહી ાકતા નથી ?

મીરસાહેબ ગામમાં સહુથી વધુ આબરૂદાર ગૃહસ્થ હતા, તેઓ ોતાની જિંદગીમાં કદી પણ આ રીતે અપમાન પામ્યા નહોતા; ેનું ઉન્નત મસ્તક અપમાનથી માટી ભેગું થઇ ગયું, આંખોમાંથી આંસુઓ નીકળી પડયાં તો પણ તેણે ગુપચુપપણે એ અપમાન પણ ાઠી લીધું, કારણ કે મદદ કરનારા હજુ સુધી આવી પહોંચ્યા નહોતા.

રસ્તાપર માણસનું જણ્યું ફરકતું નહોતું, કોઇ પણ બાજુએ ાણુસો જણાતાં નહોતાં, તે જોઈ એક સ્વારે પૂછ્યું, "આ ગામના ારદો ક્યાં ગયા છે ? તેઓને અમે કેમ જોઇ શકતા નથી ?"

મીરસાહેબે કહ્યું, "તેઓ પહાડપર ઘેટાં ચરાવવા ગયા છે. ાજુર હુકમ આપે તો હું તેઓને બોલાવી લાવવા એક છોકરો મો ાલું; તેઓ આવે તો મકાનો જલદી સ્વચ્છ થશે."

મીરસાહેબ ક્યા ઉદ્દેશથી ગામના લોકોને બોલાવવા ઇચ્છતા હતા, તે મૂર્ખ અફગાનો જાણી શક્યા નહિ. તેઓના હુકમથી મીર સાહેબે એક છોકરાને તેઓની આગળ મોકલ્યો; ત્યાર બાદ પોતે ઝાડુ લઇ બમણા ઉત્સાહથી ઘરો વાળવા લાગ્યા,–પરંતુ તેની નજર પહાડ તરફ હતી.

મીર સાહેબની આવી તત્પરતા છતાં અફગાન ઘોડેસ્વારો તેમને અતિ અશ્લિલ ભાષામાં ગાળો આપવા લાગ્યા, તે સાથે બધા હુજરાઓની ચૌદ પેઢીઓ સુધીની ગાળો આપવા લાગ્યા, તેઓની સ્ત્રીઓ, કુમારિકાઓ પ્રતિ પણ અતિ નઠારી ભાષા વાપરવા લાગ્યા; તોપણ મીરસાહેબની ધીરજ ન ગઈ! તેની આ સહનશક્તિથી અફગાન ઘોડેસ્વારોના ગુસ્સાનો પાર રહ્યો નહિ. એક ઘોડેસ્વારે ગુસ્સાભેર આગળ વધી મીરસાહેબની લાંબી દાઢી પકડી, અને તેને જોરથી લાતો મારતાં મારતાં રસ્તાપર લઇ જવામાં આવ્યા; ત્યાં તે તેને જમીનપર નાખી જેમ ફાવે તેમ માર મારવા લાગ્યો.

રસ્તાથી થોડે દૂર આવેલી એક ઝુંપડીની બારીમાંથી એક સ્ત્રીએ આ દૃશ્ય જોયું, તે શાંત રહી શકી નહિ. તે સ્ત્રી એક તીક્ષ્ણ ધારવાળો છરો લઇ ઉન્માદિની માફક મીરસાહેબ પાસે આવી પહોંચી, અને મીરસાહેબને માર મારનાર ઘોડેસ્વાર સાવચેત થાય, તે પહેલાં તેણે તેની ડોકપર એવો ઘા કર્યો કે તે ઘાથી તેનાં માથાં સહિત અરધું ગળું કપાઇ ખાંધની બાજુએ ઝુલવા લાગ્યું! તે તરતજ જમીનપર પડી લોહીના પ્રવાહમાં તણાવા લાગ્યો. બીજા અફગાન ઘોડેસ્વારો પેલી સ્ત્રીપર હલ્લો કરવા આગળ વધ્યા, પરંતુ તેઓની આશાપૂર્ણ થઇ નહિ; ગામના લોકો ટોળાંબંધ થઇ " માર,

માર, " કરતા ત્યાં આવી પહોંચ્યા. ઘોડેસ્વારો બચાવ માટે તરવાર ખુલ્લી કરી તેઓનાપર કુદી પડયા; ચાર પાંચ હાજરા ઘવાયા. પરંતુ બે સ્વારો ગામના બધા લોકો વિરૂદ્ધ ક્યાં સુધી ટકી રહે? તેઓ પણ થોડા વધુ પ્રમાણમાં ઘવાયા, છેવટે જીવ બચાવવા માટે મરી ગયેલ સાથીને ત્યાંજ છોડી પોતે ઘોડાપર બેસી નાઠા. હાજરાઓ તેની પાછળ દોડી શક્યા નહિ.

રસ્તામાં અનેક સ્ત્રી પુરૂષો એકઠાં થયાં હતાં. એક સ્ત્રીએ ઘવાયેલ અફગાન ઘોડેસ્વારોને પૂછ્યું, તમે અહીં કેમ આવ્યા હતા?"

ઘોડેસ્વારે અસ્ફુટ સ્વરે કહ્યું, "સેનાપતિના હુકમથી. ખુદાની દોહાઇ, મને જરા પાણી આપો, બહુજ તરસ લાગી છે!"

એક હાજરાએ કઠોર સ્વરે કહ્યું, "શું, તને પાણી આપીએ? તેં અમારી સાથે કેવો વ્યવહાર ચલાવ્યો છે, તે યાદ આવે છે? તારા સોબતીઓએ અમારા માણસોનાં કેટલાં ખૂન કર્યાં છે તે જો. હજુ પાણી માગે છે!"

એક સ્ત્રીએ કહ્યું, "આપો, એને પાણી આપો; તેની તરસ છિપાવો." સ્ત્રીએ એક ખોબો લોહીવાળો કાદવ લાવી ઘવાયેલા સૈનિકના મોંમાં નાખ્યો! તે નિસાસો નાખી બોલ્યો." તોબા!" ત્યારબાદ આંખો મીચી અતિ કષ્ટે બોલ્યો, "આજે તમે લોકોએ અમને જે દુઃખ દીધું છે, તેજ દુઃખ તમે પણ સહેશો; તમે આગમાં બળી મરશો."

મરવા પડેલા અફગાન સૈનિકના આ શાપથી હાજરાઓનો ગુસ્સો સળગી ઉઠયો. એક જણે કહ્યું. "આગ! બહુ સારી વાત, એ વાત અત્યાર સુધી આપણા મનમાં આવી નહોતી! લઇ આવો અગ્નિ, અગ્નિવડે આને સળગાવી દઇએ."

ગામના લોકોએ ચિતા સળગાવી મરવા પડેલા અફગાનને તેમાં ફેંક્યો. ત્યાર બાદ તેઓ તે ચિતાની પ્રદક્ષિણા કરતા કરતા ઉન્મત્ત પિશાચની માફક નાચવા લાગ્યા!

પરંતુ તેઓને એ બીભત્સ આનંદનો વધુ વખત મળ્યો નહિ; અરધો કલાક જતાં ન જતાં કોલાહલ મચ્યો કે, " કુતરા! કુતરા! અફગાનોના શિકારી કુતરા આવે છે; નાસો, નાસો, હવે બચીએ તેમ નથી!"

પરંતુ કોણ ક્યાં નાસે? બાળક બાલિકા ભયથી દિગ્મૂઢ થઇ ઉભાં; સ્ત્રીઓ થોડે દૂર નાઠી પણ બચાવ કરી શકી નહિ, પુરૂષો પણ નાસી શક્યા નહિ. બાળકોનાં રૂદનથી, સ્ત્રીઓના આર્ત્તનાદોથી, પુરૂષોના વિકટ ચિત્કારથી ગામ ગાજવા લાગ્યું. કુતરાઓ ગામના લોકોનુ માંસ કાપી ખાવા લાગ્યા.

આ કુતરા અફ્ગાન સેનાપતિની સારમયફોજ હતી! ભયંકર જણાતા બળવાન કાબુલી કુતરા સાથે ચિત્તાનો સમાગમ કરાવી આ કુતરા ઉત્પન્ન કરવામાં આવતા! તેઓ સાક્ષાત્ યમદૂત જેવા જણાતા હતા; અફ્ગાનિસ્તાન સિવાય બીજે ક્યાંય એ કુતરા જોઇ શકાતા નથી. અફ્ગાન સેનાપતિ ફરિદશાહ પાસે એવી એક સારમેય રેજિમેન્ટ હતી; સેનાપતિના ઇસારાથી તે રેજિમેન્ટની હિલચાલ થતી હતી, અફગાન સેનાપતિના ઇસારાથી તે રેજિમેન્ટ હાજરાઓનાં ગામપર આવી ચઢી, તેઓએ સ્ત્રી પુરૂષોનાં શરીર ચીરી નાખ્યાં; એક પણ મનુષ્ય અક્ષત રહ્યું નહિ!

થોડીજવારમાં ઘોડાના દાબડા, હથિઆરોનો ખડખડાટ અને બંદુકોના અવાજથી એ પર્વતમાં આવેલું ગામડું ગાજી ઉઠયું. સેનાપતિ ફરિદશાહે સૈન્ય સાથે તે ગામમાં પ્રવેશ કર્યો! તેની આંખો-

માંથી અગ્નિ ઝરતો હતો, તેનાં મુખનો ભાવ પિશાચ સમાન જણાતો હતો. તે ગામના લોકોની દુર્દશા જોઇ, કુતરાઓથી ધવાયેલાં સ્ત્રી પુરૂષો ને બાળકોના મર્મભેદી આર્તનાદ શ્રવણ કરી દાંત પીસી બોલવા લાગ્યો, "રડો, રડી મરો! હું એક પણ પ્રાણીને જીવતું રાખીશ નહિ. ગામમાં આગ લગાડીશ, ગામનો નાશ કરીશ." ત્યારબાદ સેનાપતિની આજ્ઞાથી હાજરાઓની ઝુંપડીઓમાં આગ મૂકવામાં આવી; ઝુંપડીઓ ભડભડ કરતી સળગવા લાગી. ત્યારપછી દરેક હાજરા સ્ત્રી પુરુષોને પકડી તે આગમાં ફેંકવામાં આવ્યાં. ઘણાંખરાં જીવતાં સળગી મુવાં; દુર્ગંધથી ચારે બાજુ ગંધાવા લાગી. એ ભયંકર દૃશ્યનું વર્ણન કરતાં લેખણ કંપે છે; માટે હે વાંચકો, એ હૃદયવિદારક શોચનીય દૃશ્ય પર અમે પડદો નાખીએ છીએ.[1]

---

૧ આ વર્ણન અતિશયોક્તિમય નથી; ફરિદશાહ ઐતિહાસિક વ્યક્તિ છે. તે હોશિયાર સેનાપતિ હોવાથી અમીર અબદુલ રહેમાનનો વિશ્વાસુ હતો; અમીરના દરબારમાં તેનું બહુમાન હતું. આ સેનાપતિને માટે અમીર અબદુલ રહેમાનના રાજ્યકાળનો ઇતિહાસ લખનાર લખે છે કે:-મેં એક દિવસ એક અફગાન ગૃહસ્થને પૂછયું હતું કે સેનાપતિ ફરિદશાહ કેવો માણસ છે? તેના જવાબમાં તેણે બંને હાથો ઉંચો કરી કહ્યું, "ફરિદશાહ માણસ નથી, નરદેહધારી રીંછ છે, ના, રીંછ કરતાં પણ તેનો સ્વભાવ વધુ ભયંકર છે, રીંછ આત્મરક્ષા માટેજ પ્રાણીહત્યા કરે છે, ભોજન માટે પણ પ્રાણી હત્યા કરે છે, પરંતુ આ નરરૂપી જાનવર તો કેવળ મજા જોવા માટેજ નરહત્યા કરે છે;" માણુસ બહુજ પીડા પામી કેવી રીતે મરે છે, તે જોવામાં તેને બહુજ આનંદ આવે છે! તેના કુતરા તેના જેવાજ સ્વભાવના છે. તે તેના ખાસ મિત્રો છે.



## પ્રકરણ ૭ મું

### વજીરનો સંકલ્પ

વજીર ગુલામહુસેન એક દિવસ કામ સબબ બીજે ગામ ગયો હતો, બીજે દિવસે સવારમાં તે પાછો ફર્યો, ઘેર આવી તે તરતજ વલીમહમ્મદને મળવા ચાલ્યો.

વલીમહમ્મદ તે વખતે એક પત્ર વાંચતો હતો; પરંતુ તે સારી રીતે લખી વાંચી શકતો નહોતો, તેથી ગુલામહુસેનને આવેલો જોઈ તેણે તરત એ પત્ર વજીરના હાથમાં મૂકયો. પત્ર હાથમાં આપતાં કહ્યું, "આજ સવારે અફગાન સેનાપતિ ફરિદશાહના તંબુમાંથી આ પત્ર આવ્યો છે; પત્રમાં શું લખ્યું છે, તે બરાબર સમજી શકતો નથી; ફક્ત એટલું સમજાય છે કે એકાદ છોડીને તેની પાસે મોકલવાની છે. તમે એ વાંચો તો."

ગુલામહુસેને કહ્યું, "ફરિદશાહની પાસેથી આવેલા પત્રમાં તે સારા સમાચાર કયાંથી હોય. મને જણાય છે કે જેમ બને તેમ જલદી લડાઇની તૈયારી કરવી પડશે. અમીરે મને જે કહ્યું છે, તે નકી કાર્યમાં મૂકાશે. આપણને ઘરબાદ વિનાના નહિ કરે ત્યાં સુધી

તેને શાંતિ વળશે નહિ. મને લાગે છે કે આપણને ઘરબાર છોડી, દેશ છોડી નાસવું પડશે."

ગુલામહુસેન સરદાર સાંભળે તેવા અવાજે પત્ર વાંચવા લાગ્યો; પરંતુ થોડું વાંચ્યા બાદ ચુપ રહ્યો; વ્યગ્રતાથી એ પત્ર પહેલેથી છેલ્લે સુધી મનમાં વાંચી ગયો; તેની આંખો પર ભયનાં ચિહ્ન પ્રકટ થયાં. છેવટે તે પોતાના ઉદ્દગાર દબાવી ન શક્યો; તે દીલગીરીથી બોલ્યો, " અલ્લા ! તારા મનમાં શું આમ હતું ? ના, હું તેમ કરી શકીશ નહિ. જીવ હશે ત્યાં સુધી એમ કરી શકીશ નહિ."

સરદાર વલીમહમ્મદ બોલ્યો, " શી બીના છે વજીર ? પત્રમાં શું છે ? તમે આમ કેમ બોલો છો ? અલ્લાની દોહાઇ, મને જલદી કહો, સેનાપતિએ શું આપણને તાબેદારી ન સ્વીકારવા માટે કોઇ જાતની બીક બતાવી છે ? શું છે તે જલદી કહો."

વજીરે કહ્યું, " મારૂં સત્યાનાશ વળ્યું. સેનાપતિ ફરિદશાહ ગુલબેગમને પોતાની પાસે મોકલવાનું લખે છે ! જો તેનો હુકમ ન માનું તો આપણો સ્વદેશ સપાટ કરી મૂકવાની બીક બતાવે છે. મારી પ્રાણપ્રિય બેટી ગુલબેગમ એ નરપિશાચની બાંદી બનશે ? એ વનફુલ શું એ કુતરાના ચરણમાં રગદોળાવા ખિલ્યું છે ? ના, હું મારામાં પ્રાણ છે ત્યાં સુધી ગુલબેગમને એ રાક્ષસ પાસે મોકલી શકીશ નહિ. આનું નામ શું લડાઇ ? આવા કામાંધ પશુ શુ અમીરનો સેનાપતિ ! તેના રાજ્યનો સ્તંભ ? "

સરદારે કહ્યું, " સેનાપતિએ શું લખ્યું છે, તે વાંચી સંભળાવો."

વજીરે વાંચ્યું, " મેં સાંભળ્યું છે કે તમારા વજીરને એક ખૂબસુરત લડકી છે, તેનું નામ ગુલબેગમ છે; હું એ બાઇને માગું છું.

માટે તમે જેમ બને તેમ જલદી તેને આ પત્ર લાવનાર સાથે મોકલશો. હું આ બાબતમાં કોઇ પણ પ્રકારની વાત સાંભળવા માગતો નથી. મારો હુકમ નહિ માનવામાં આવે તો હું પોતે તમારા ગામમાં આવી બળજોરીથી તેને લઇ જઇશ, અને મારો હુકમ નહિ માનવા બાબત તમારા દેશનો નાશ કરીશ, ગામેગામ આગ લગાડીશ. હું તો જે બોલું તેજ કરું છું. એ વાત ધ્યાનમાં રાખશો. ”

સરદારે કહ્યું, “ સેનાપતિ ફરિદશાહ અને તેની કુતરા ફોજ, એ બેમાંથી કોણ વધુ નિર્દય છે, તે કહેવું કઠણ છે. મેં સાંભળ્યું છે કે તેના કુતરા જ્યાં જાય છે, ત્યાં બધાને ફાડી ખાય છે ! આવા શયતાનને અમીરે સેનાપતિનાં જવાબદારીવાળાં પદ પર નીમ્યો છે !

વજીરે કહ્યું, “ હવે આ સંબંધમાં આપનો શો મત છે તે કહો. મને લાગે છે કે ફરિદશાહે ખોટી બીક બતાવી નથી, ગુલબેગને નહિ મોકલીએ તો જરૂર તે પોતાની કુતરાફોજ લઇ અહીં હાજર થશે. પત્ર લાવનાર ક્યાં છે ? તેને પૂછો તો ખરા કે અમીરનો સેનાપતિ અહીંથી કેટલે દૂર છે. પરંતુ એ વાત પૂછવાથી શું વળે તેમ છે ? કદાચ પત્ર લાવનાર જુઠું બોલશે ! એક વાત બને તેમ છે, આપણે થોડો વખત માગીએ; તે દરમ્યાન કર્તવ્ય નકી કરી શકશું. ”

સરદારે કહ્યું, “ વખત માગવાથી કંઇ વધુ સગવડ થાય, એવું જણાતું નથી. વજીર, મારી સલાહ માનો; સેનાપતિ ફરિદશાહ સાધારણ માણસ નથી, તે અમીરનો જમણો હાથ છે, તેનું માન અમીર દરબારમાં અસાધારણ ગણાય છે; તેની શક્તિ પણ તેવીજ છે. ગુલબેગમ મારી કન્યા હોત તો હું ફરિદશાહને જમાઇ તરીકે સ્વીકારત;

જો તે ગુલબેગમની સાથે નિયમ મુજબ સાદી કરે તો તેને તેના હાથમાં સોંપવામાં શો દોષ છે ? ગુલબેગમ જેવી સુંદર છે, તેવીજ બુદ્ધિવાળી છે. તે બે વર્ષમાં તો ફરિદશાહને ગુલામ કરી મૂકશે, તેના નાકમાં નાથ નાખી ગમે તેમ ફેરવી શકશે ! વળી ફરિદશાહ તમારો જમાઈ થાય, તો આપણને પણ કોઇ જાતની અડચણ નહિ રહે; અમીરના ગુસ્સામાંથી તે આપણો બચાવ કરી શકશે. એક છોડી આપી જો આટલો લાભ મેળવી શકાય તેમ હોય તો પછી તેમાં અડચણ જેવું કશું નથી. હું પત્ર લાવનારને બોલાવી તેની આગળ માગણી કરૂં, શું કહે છે ? ”

ગુલામહુસેન બોલ્યો, “ આપનાં વચનો ઝેરી છરીની માફક મારા હૃદયને ભોંકાય છે; મારી વિનંતિ છે કે આપ એ બાબતમાં મને કશું કહેતા નહિ, આપ કોની સાથે ગુલબેગમની સાદીની વાત કરો છો, તેનો વિચાર કરી જોયો છે ? ફરિદશાહ શું ગુલબેગમને યોગ્ય છે ? આપ જાણતા નથી કે તેના હારેમમાં તેની પરણિયત સ્ત્રી અને રખાતોની સંખ્યા પચાસ કરતાં વધુ છે ! ગુલબેગમ તે ટોળામાં ભળશે ! પોતાની વાસના પૂર્ણ કરવા માટે અને આપણને અપમાનિત કરવા માટે તેણે ગુલબેગમને પકડી લાવવા માટે માણુસ મોકલ્યું છે, તે શું આપ સમજી શકતા નથી ? જો એ નર પિશાચને એક પણ બીબી ન હોત, જો તે ગુલબેગમને બેગમ જેટલાં આદરમાન સાથે રાખત, તો પણ હું તેના હાથમાં કન્યા સોંપત નહિ. એ રાક્ષસનો કોળીઓ થવા કરતાં ગુલબેગમનું મરણ હજાર દરજ્જે વાંછનીય છે. ફરિદશાહ નરચર્મધારી હોવા છતાં માણુસ નથી; તેને પશુ કહીએ તો ખુદાએ બનાવેલાં પશુઓનું અપમાન થાય છે. તે મનુષ્યરૂપી શયતાન છે; તેનામાં બિંદુ માત્ર મનુષ્યત્વ નથી. ગુલબેગમનું એ શયતાનના

હાથથી એ રાક્ષસના કોળીઆથી રક્ષણ ન કરી શકું, તો હું મારે હાથે પ્રાણપ્રિય કન્યાને મારી નાખીશ. તેથી ગુલબેગમને ગુમાવીશ પણ મારા વંશના અપમાનથી તો છૂટીશ.

સરદાર વલીમહમ્મદ હતાશ થઇ બોલ્યો, "ત્યારે હવે શો ઉપાય? આપણે કેવી રીતે આ વિપત્તિમાંથી છૂટીએ! એક છોડી માટે આખા દેશનું સત્યાનાશ વાળવું, દેશના બધા લોકોને દુઃખી કરવા એ શું યોગ્ય છે? વજીર, તમે આટલા બધા સ્વાર્થી ન થાઓ."

ગુલામહુસેન ગુસ્સે થઇ બોલ્યો, "ત્યારે શું તુચ્છ પ્રાણને માટે એક નિરપરાધી કોમળ કન્યાને રાક્ષસના હાથમાં સોંપવી! જીવ શું એટલો બધો કિંમતી છે? સરદાર થઇ આવી તિરસ્કાર કરવા જેવી માગણી કરતાં આપને શરમ થતી નથી? આજે આપ પ્રાણના ભયથી કાતર બની આ વાત કહો છો, પરંતુ આપજ એક દિવસ બોલતા નહોતા કે અમીર સાથે લડાઇ થતાં આપણે નક્કી જીતશું, અમીર કદી પણ આપણા પર્વતોમાં સૈન્ય મોકલી શકશે નહિ જો મોકલશે તો તેઓ જીવતા પાછા ઘેર જઇ શકશે નહિ." આપનો આ ગર્વ ક્યાં ગયો? આપ જેને આબરૂનો વિષય માનો છો, તે અપમાનનું બીજું નામ માત્ર છે; આપણાં અપમાન માટેજ સેનાપતિ ફરિદશાહે આવી અન્યાયી માગણી કરી છે. આપ એમ ન ધારતા કે તે મારી દીકરીને અપવિત્ર કરી શાંત થશે. આપણું નખોદ વાળવું એજ તેનો ઉદ્દેશ છે; આપણને તાબેદાર બનાવવા એજ અમીરની પ્રતિજ્ઞા છે. એ પ્રતિજ્ઞાથી તેને કોણ પાછું વાળશે? વળી જો કન્યાદાન કરવાથીજ શાંતિ મળવાની હોય તો આપ આપની કન્યા શેરિનને એ નર રાક્ષસ પાસે મોકલી શકો છો. શેરિન પણ સુંદર છે, તે ફરિદશાહને

ગુલામ બનાવી દેશે; આપ પણ મહાપ્રતાપી અફગાન સેનાપતિના સસરા થઇ મનમાં રાજી થશો."

વજીરની વાત સાંભળી સરદાર વલીમહમ્મદ અતિશય ગુસ્સે થયો; વજીરને મ્હોંએ તેણે કદી પણ આવો કઠોર તિરસ્કાર સાંભળ્યો નહોતો. તેણે કહ્યું, "ફરિદશાહે મારી કન્યા માગી નથી; તે મારી કન્યાનું નામ પણ જાણતો નથી, સૌભાગ્યે મારી દીકરી બહુજ શરમાળ છે, તમારી ગુલબેગમની પેઠે નિર્લજ નથી. વધારામાં હું મારી કન્યા રૂપાળી ને ગુણવાળી છે, એવી જાહેરમાં બડાઇ કરતો ફરતો નથી. માટે મારે દીકરી છે કે નહિ તે પણ બીજા લોકો જાણતા નથી. હવે તમે તમારી પુત્રીને કેવી રીતે બચાવશો તેનો ઉપાય શોધી કાઢો; શેરિન તમારી છોડીની માફક મારા ગળાંનો ભાર થઇ પડી નથી."

ગુલામહુસેને કહ્યું, "ભાઇ, અત્યારે વાદવિવાદનો સમય નથી, આપની સાથે ટંટો કરવાની મારી મરજી નથી, નરપિશાચ ફરિદશાહના હાથમાંથી આપણે કેવી રીતે છુટીએ, તે નકી કરવું જોઇએ. તેને શો જવાબ આપવો? હું તો કશું નકી કરી શકતો નથી.—આપ અમારા સરદાર છો, આ દેશના રાજા છો, આપની શી સલાહ છે તે કહો."

ગુલબેગમની મા અંતરાળેથી સરદાર અને વજીરની વાતચીત સાંભળતી હતી; તે એમ સમજી કે પોતાના પતિની ઓછી બુદ્ધિથીજ આ પીડા આવી પડી છે. તે પોતાના પતિ આગળ આવી બોલવા લાગી, "હું કયારની કહેતી આવી છું કે ગુલબેગમની ઉમર થઇ છે, તેની સાદી કરી દો; પરંતુ તે વખતે મારી વાત તમે માની નથી, અત્યારે તેનું ફળ ભોગવો. જો અત્યાર સુધીમાં છોડીની સાદી કરી

દીધી હોત તો અત્યારે આમ માથે હાથ મૂકી વિચારવું ન પડત. કેટલાય માણસોએ ગુલબેગમ સાથે પોતાના છોકરાની સાદી કરવા આપને વિનવ્યા હતા, પરંતુ કોઈની વિનંતિ આપે સ્વીકારી નથી! તેઓના શાપ આપને હાડોહાડ લાગ્યા છે. હવે મારી સલાહ માનો, ગમે તેની સાથે ગુલબેગમની સાદી કરી દો, અને ફરીદશાહને લખી મોકલોકે ગુલબેગમની સાદી થઈ ગઈ છે, માટે તેને મોકલી શકતો નથી. ફરિદશાહ જો તે વાત ન માને તો તે ભલે તમારા જમાઈ સાથે લડાઈ કરે. આપણી પાસે તો તે પછી કંઈ માગણી નહિ કરી શકે?

ગુલામહુસેન આીનાં વચનો ન સાંભળતાં સરદારને કહેવા લાગ્યો, " મેં એક ઉપાય નક્કી કર્યો છે. આપ મહમ્મદજાનને ઓળખો છો, પહાડની પેલી બાજુએ તેનું મકાન છે. મહમ્મદજાનના પિતાએ થોડા દિવસ પહેલાં ગુલબેગમની સાથે મહમ્મદજાનની સાદી કરવાનું કહેણ મોકલ્યું હતું; પરંતુ તેના વંશની આબરૂ ન હોવાથી, તેમાં પણ મહમ્મદજાન મારો જમાઈ થવા યોગ્ય ન હોવાથી મેં એ વિનંતિ પર ધ્યાન આપ્યું નહોતું. મેં મહમ્મદજાનને ઘણા દિવસ પહેલાં જોયો હતો, ત્યારે તે બાળક હતો, તેનો બાપ ખરાબ નહોતો; પણ તે વાંચી લખી જાણતો નહોતો, અને એકલસૂરો હતો."

વલીમહમ્મદે કહ્યું, " હા, હું તેને ઓળખું છું, ગયા શિઆળામાં તે મરી ગયો છે; બહુજ બુઢો થઈ મરણ પામ્યો છે."

ગુલામહુસેને કહ્યું, " તે ભલે મુઓ, મહમ્મદજાન તો જીવે છે; અને લાગે છે કે તેની સાંસારિક સ્થિતિ પણ સારી છે. હું જાણું છું કે બુઢા પાસે ઘણાં ઉંટો હતાં; તે વેપાર કરતો, પૈસા પણ ઠીક જમાવ્યા હતા. છોકરો પણ આટલા દિવસોમાં પારવધો થયો છે."

ગુલામહુસેનની સ્ત્રીએ કહ્યું, "અત્યારે એ વાતની શી જરૂર છે? જ્યારે માગું કર્યું હતું ત્યારે મોંઘા થયા, અને અત્યારે મહમ્મદજાનને છોડી સોંપવા જશો કે? પોતાની શક્તિ સમજ્યા વગર કામ કરવાથી છેવટે આવુંજ થાય."

ગુલામહુસેને ગુસ્સે થઇ કહ્યું, "તું બાઇ માણસ છે, તારે આ બાબતમાં પડવાની જરૂર નથી. તું તારૂં કામ કર." ત્યાર પછી તેણે વલીમહમ્મદને કહ્યું, "હું એક કામ કરવા માગું છું, મારી સાસુ મારે ઘેર છે, તેને મહમ્મદજાન પાસે મોકલું. મહમ્મદજાન તેના બાપ જેવોજ લોભી છે; તેને એક બંદુક, થોડાં વસ્ત્રો અને કેટલાંક ઘેટાં ભેટ તરીકે મોકલી માગણી કરૂં કે તમારે થોડા દિવસ ગુલબેગમને તમારે ઘેર રાખવી, લોકોમાં જાહેર કરવું કે ગુલબેગમ સાથે મારી સાદી થઈ છે, લડાઇ પૂરી થયાબાદ હું ગુલબેગમને ઘેર લાવીશ. ફરિદશાહની આંખમાં ધુળ નાખવા માટેજ અમે આ યુક્તિ કરી છે, તે તેને સમજાવી દેવું પડશે. મહમ્મદજાન ભેટ મળતાં મારી આ વિનંતિ સ્વીકારશેજ."

વલીમહમ્મદ ઉત્સાહપૂર્વક બોલ્યો, "આ યુક્તિ ખરાબ નથી. તમારા મગજમાં બહુ સારી યુક્તિ આવે છે; તેથીજ મેં તમને મારા વજીર બનાવ્યા છે. પરંતુ ફરિદશાહનો દૂત હજી પણ ગયો નથી, તેને શું કહી વિદાય કરવો?"

ગુલામહુસેને કહ્યું, "તેને તો કહેવુંજ પડશે કે ગુલબેગમની સાદી થઇ ગઇ છે, માટે તેને સેનાપતિ પાસે મોકલવાનો ઉપાય નથી."

વલીમહમ્મદ માથું હલાવી બોલ્યો, "ફરિદશાહ બહુજ ચતુર છે, આ વાતમાં તે વિશ્વાસ નહિ રાખે; બે દિવસમાં તે એક બીજો દૂત

મોકલશે, ત્યારબાદ પોતે સૈન્ય સાથે આપણું નખોદ વાળવા આવી પહોંચશે. ”

ગુલામહુસેને કહ્યું, “ જો આવે, તો આવવા દેવો. આપ તો લડાઇ માટે તૈયાર થયા છો; પ્રાણની બીકથી પોતાની દીકરીને કોણ વાઘના મ્હોંમાં સોંપે ? ગુલબેગમની સાદી થઇ ગઇ છે, એમ સાંભળતાં તે તેને પોતાનાં જનાનખાનામાં લઇ જવાની ઉતાવળ નહિ કરે. તેના દૂતને મારી પાસે મોકલી આપો; હું તેને જે કહેવાનું છે તે કહીશ-વારૂ, તેને અહીં મોકલવાની જરૂર નથી, હું જ આપની સાથે આવું છું.”

ત્યારબાદ ગુલામહુસેને દૂતની સાથે મેળાપ કરી તેને રજા આપી. તેણે સેનાપતિ હરિદશાહને કહાવી મોકલ્યું કે ગુલબેગમની સાદી થઇ ગઇ છે, તે અત્યારે તેને સાસરે છે, તેને મોકલવાનો ઉપાય નથી.

દૂત કંઇપણ ન બોલતાં રવાના થયો.



## પ્રકરણ ૮ મું

### છળ-કપટ

વજીરની સાસુ વજીરની માગણીથી રિસાઇ બેઠી. ડોસીએ ગુલામહુસેનને કહ્યું, " તમે શું કહો છો ? એવી જગાએ ગુલબેગમને મોકલો છો ? મહમ્મદજાન શું તમારા જેવો ઉમરાવ છે કે ત્યાં છોડી સુખમાં રહેશે ? તે તો વેપારી છે, વેપારમાં સો બસો રૂપીઆ એકઠાં કર્યાં છે, તે સિવાય તેઓ નથી ખાઇ જાણતાં કે નથી પહેરી જાણતા."

ગુલામહુસેને કહ્યું. " મા, કેવળ એકજ બાજુ જોવાથી દુનિઆમાં રહેવાય નહિ, તેનું ઘર આપણું ઘર કરતાં સારૂં છે, એમ ઘણા લોકો કહે છે. હું બીજાનો નોકર છું, પરંતુ મહમ્મદજાન સ્વતંત્ર છે, તે કોઇની નોકરી કરતો નથી; તેના પિતા પણ કોઇની ગુલામી કરતા નહિ, મહમ્મદજાનની સાંસારિક સ્થિતિ પણ સારી છે, તો પછી તેને તમે આટલો બધો હલકો કેમ ગણો છો ? "

ડોસી અસંતુષ્ટ ચિત્તે બોલી, " જેવી તમારી મરજી ! એ વાતમાં હું શું જાણું ? "

ગુલામહુસેને કહ્યું, " હું મહમ્મદજાન સાથે ગુલબેગમની સાદી તો કરતો નથી; તે થોડારોજ મહમ્મદજાનને ઘેર રહેશે, વિપત્તિ દૂર થતાં જ હું ગુલબેગમને લઇ આવીશ. મારી દીકરીની જવાબદારી લીધા બદલ હું મહમ્મદજાનને યોગ્ય બદલો આપીશ. હાલમાં તો મહમ્મદજાનને હું એક બંદુક ભેટ મોકલીશ, એ બંદુકવડે તે ગુલબેગમનું રક્ષણ કરી શકશે. શત્રુઓ જો આપણા દેશપર હલ્લો કરશે, તોપણ બંદુકની મદદથી જ મહમ્મદજાન શત્રુઓને હઠાવી શકશે. આવા વિચારથીજ હું મહમ્મદજાનને એક કિંમતી બંદુક મોકલું છું. વારૂ, મારી યુક્તિ આપને કેવી લાગે છે ? "

બુઢીએ કહ્યું, " તમે બહુ સારી યુક્તિ શોધી કાઢી છે, તમારી યુક્તિમાં કશો દોષ નથી; તોપણ મહમ્મદજાનને હું ઓળખું છું, તે સારો માણસ હોય, એમ મને લાગતું નથી. "

ગુલામમહમ્મદે કહ્યું, " કેમ, તેને નઠારો ધારવાનું શું કારણ છે ? હું તેના પિતાને ઓળખતો હતો; જો કોઇ પણ સાધારણ લોકના છોકરા સાથે વિવાહ કરવાનો હોત તો હું ગુલબેગમનો વિવાહ મહમ્મદજાન સાથેજ કરત. મેં મહમ્મદજાનને ઘણા દહાડા થયાં જોયો નથી એ વાત ખરી, પરંતુ તે સારો માણસ છે, એ વાત હું ખાત્રીપૂર્વક કહું છું.

બુઢીએ કહ્યું, " તેમ હોઇ શકે; પરંતુ અલ્લાએ જો તેને સારો માણસ કર્યો હોત, તો તેને રૂપ પણ આપ્યું હોત ! સારા માણસનું મ્હોં એવું બેડોળ હોય ? "

સાસુની વાત સાંભળી ગુલામહુસેન ખડખડ હસવા લાગ્યો, ત્યાર પછી કહ્યું, " આ વખતે તમારી આનાકાનીનું કારણ સમજ્યો છું. તેનો

ચહેરો સુંદર હોત તો તમારે કશી વાતની અડચણ ન હોત; બિચારાનું દુર્ભાગ્ય ! બેડોળ હોવાથી બિચારાના નસીબમાં છોડી પણ મળતી નથી, તમારી પાસે સારો માણસ પણ થઇ શકતો નથી ! ”

ગુલામહુસેને સાસુને સમજાવી શાંત કરી ખરી, પરંતુ તે ગુલબેગમને એ બાબતમાં રાજી કરી શક્યો નહિ. ગુલબેગમ તેના મનની વાત સાંભળી બોલી. ” પિતાજી, હું અહીંજ રહીશ, મને બીજે ક્યાંય ન મોકલો; જો તમેજ મારૂં રક્ષણ ન કરી શકતા હો, તો પછી બીજો કોણ કરવાનો હતો ? ”

ગુલામહુસેને કહ્યું, “ તારી સાદી થઇ ગઇ છે એ સાંભળી જો એ શયતાન તારી આશા મૂકે, તોજ તારો બચાવ થાય તેમ છે; નહિ તો તારૂં રક્ષણ કરવાની બીજી કોઇ યુક્તિ જણાતી નથી. ગુલબેગમ, તું મારી માગણી સ્વીકાર, મારી માગણી અન્યાયી નથી. તું મનમાં એમ ન ધારતી કે હું મારી ઇચ્છાથી તને ત્યાં મોકલું છું તેં એ શયતાનની કઠોરતા વિષે સાંભળ્યું છે ? તે કુતરાવડે ગામપર હલ્લો કરે છે; તેના કુતરાપણ અતિ ભયંકર છે, મનુષ્યનું માંસ તોડી ખાય છે ! જો મેં ફરિદશાહની માગણી નાકબૂલ કરી હોત તો એક દમ અફ્ગાનસૈન્ય પોતાના કુતરાસૈન્ય સાથે આપણા ગામપર ચઢી આવત. આપણા દેશના બધા લોકોને મારી નાખત; છોકરાં પણ બચત નહિ ! તોપણ ભવિષ્યમાં આપણે યુદ્ધ કરવુંજ પડશે, યુદ્ધ સિવાય બીજો ઉપાય નથી.”

ગુલબેગમે કહ્યું, “ પિતાજી, કેટલાક કુતરાના ભયથી હાજરાઓ આટલા બધા મુંઝાઇ ગયા છે, ત્યારે પછી તે અફ્ગાનો સાથે લડશે કેવી રીતે ? તમારી પાસે બંદુકતો છે, બંદુકવડે કુતરાઓને મારી નાખી

શકતા નથી ? કુતરાઓ મરી જાય તો આપણા દેશના લોકોનો મોટો ભય દૂર થાય. ”

ગુલામહુસેને કહ્યું, “ એ કુતરાઓને જો ગોળીથી મારી શકાતા હોત, જાળમાં પકડી શકાતા હોત, તો ઘણી સગવડ થાત, પરંતુ તેમ બને તેમ નથી, મનુષ્યોને મારવા માટેજ એ કુતરાઓને કેળવવામાં આવ્યા છે. તેઓ ક્યારે ક્યાંથી આવે છે, તે કોઇ જાણી શકતું નથી. તેઓના પગનો શબ્દ પણ સાંભળી શકાતો નથી. કદાચ તેઓ પરોઢીઆમાં, મધ્યાહ્ન સમયે, અગર સાયંકાળ વખતે કંઇપણ શબ્દ કર્યા વિના અકસ્માત્ આપણા ગામમાં પ્રવેશ કરશે; એ અવસ્થામાં તેને કેવી રીતે મારવા ? અમે પણ લડાઇ માટે તૈયાર થઇએ છીએ, જેમ બને તેમ જલદી તું અમારી બંદુકોના અવાજો સાંભળશે. મારે આપણાં સૈન્ય સાથે લડાઇનાં મેદાનપર હાજર થવું પડશે; તો પછી કેવી રીતે તારાં રક્ષણનો ભાર લઇ શકું ? તું તારા પતિ સાથે રહે છે, એ વાત જાહેર ન કરવાથી તારૂં રક્ષણ થઇ શકે તેમ નથી. ”

ગુલબેગમે કહ્યું, “ પિતાજી, તમે એક વાત મુદ્દલ વિચારી નથી. અફગાન હો કે તુર્કી હો. ગમે તે શત્રુઓ આપણા દેશપર ચઢી આવે, તો તે આપણા દેશની સ્ત્રીઓપર જુલમ કરવાનાજ; કેટલીએ યુવતીઓને પિતા, માતા અથવા પતિના ખોળામાંથી લઇ જશે. તે વખતે વિવાહિત છે કે આ અવિવાહિત છે, તે તરફ તેઓ જરાપણ ધ્યાન આપવાના નથી. કારણકે તેની આગળ તો પરણેલી ને નહિ પરણેલી બધી સરખીજ છે. એ જંગલીઓને યુક્તિવડે ભુલાવવાની આશા નકામી છે. ”

ગુલામહુસેને કહ્યું, “ તું જે કહે છે, તેમાંનું કેટલુંક સત્ય છે,

પરંતુ બધા દેશમાં સારા ને નરસા એવી બે જાતના લોકો હોય છે. હું સેનાપતિ ફુરિદશાહના હાથમાંથી તને બચાવવા માગું છું, સાધારણ સૈનિકો સાથે આ બાબતને કશો સંબંધ નથી. હું સ્વીકારૂં છું કે ફુરિદશાહ બારે દુરાચારી છે; પરંતુ તું કુંવારી છે, એ જાણીનેજ તને હાથમાં લેવાની તેને મરજી થઇ છે. જો તે જાણતો હોત કે તું પરણેલી છે, તો તેની ઇચ્છા બંધ પણ પડી જાત. તે તને હસ્તગત કરવા આટલો બધો વ્યગ્ર કેમ થયો છે, તે જાણે છે ? તું આપણા સરદારની ભત્રીજી છે, તને હસ્તગત કરવાથી આપણી જાતિના માથા પર જોડો વાગશે, એમ જાણીનેજ તેણે આ માગણી કરી છે; તેણે જાણ્યું છે કે જો તે તને હસ્તગત કરી શકે, તો કોઇપણ સારે ઘેર તારો વિવાહ ન થાય, તેથી અમે બધા અપમાન પામીએ. અમારૂં અપમાન કરવા માટેજ તેણે આવી વ્યવસ્થા કરી છે. તેને સ્ત્રીઓનો તોટો નથી, તેનાં જનાનખાનામાં અસંખ્ય બેગમો ને રખાતો છે; તારી સાથે લગ્ન કરવાનો તેનો ઉદ્દેશ નથી, તેણે જાણ્યું છે કે તારૂં અપમાન થતાં આપણે બધા ગુસ્સે થઇશું. ત્યારે તે આપણે બંડખોર છીએ એવું બહાનું કાઢી આપણને દબાવી દેવા અમીરની મંજુરી માગશે. ત્યારપછી તે આપણો દેશ જીતી આપણને બધાને કેદી બનાવી અફગાનિસ્તાન લંઇ જશે; ત્યાં આપણે ગુલામની માફક મજુરી કરવી પડશે. તેં મારી બધી વાત સાંભળી; હવે તું મારી સલાહ મુજબ કામ કર. જો હું એ રાક્ષસના હાથમાંથી તારો બચાવ કરી શકતો હોત, તો તને ઘેર રાખત; પરંતુ મારામાં શકતી નથી ! એકાદ બે અઠવાડિઆમાંજ અફગાનો સાથે આપણા લોકોને યુદ્ધ કરવું પડશે. દેશનાં મેં બધાં સુસંતાનોને દેશનું રક્ષણ કરવા માટે બોલાવ્યાં છે. તું દૂર આવેલ

ગામડામાં મહમ્મદજાન જેવા એક સાધારણ માણસને ઘેર રહે છે, તે વાત શત્રુ સેનાપતિ જાણી શકશે નહિ. પરંતુ જો તું અહીં રહે, તો તારા જેવી સુંદરીને અહીં ડગલે ડગલે વિપત્તિ આવી પડશે. તું મારી વાત સમજી શકે છે કે નહિ? આ વખતે તું મને મદદ કર. એ ખેડુના છોકરા સાથે વિવાહ કરવાનું હું તને કહેતો નથી. તારૂં ભવિષ્ય સુખમય કરવા માટે મને બહુ જ આગ્રહ છે, પરંતુ હજુ એ આગ્રહપૂર્ણ કરવાનો સમય આવ્યો નથી. તું મહમ્મદજાનના પરિવાર સાથે બરોબરીઆ તરીકે જોડાયશ નહિ, તે તને આશ્રય આપે, ખાવાનું આપે, તે માટે હું તેને યોગ્ય ઇનામ આપીશ; ત્યાં ગયા બાદ તારે દાસીની માફક મજુરી કરવી પડશે નહિ. તું તેઓને રાણીની માફક ચલાવજે. તારો હુકમ માનશે તો હું પણ મહમ્મદજાનના કુટુંબ પર રાજી થઇશ એ વાત તેઓને જણાવજે."

ગુલબેગમે નીચું માથું કરી ઘણીવાર સુધી વિચાર કર્યો, તેની આંખોમાં આંસુ આવ્યાં છેવટે તેણે લાંબો નિસાસો નાખી ધીરે ધીરે કહ્યું, "પિતાજી, હું તમારી માગણી સ્વીકારૂં છું. તમે જેથી દુઃખ ન પામો, એમ કરવું એ મારૂં કર્ત્તવ્ય છે. પરંતુ એ બીજા લોકોના સંસારમાં લાંબો કાળ ગાળવો એ બહુજ મુસ્કેલ છે. અલ્લાએ મને પુરુષ ન કરતાં સ્ત્રી કેમ બનાવી? જો પુરુષ બનાવ્યો હોત તો મારે માટે આપને આટલું દુઃખ વેઠવું પડત નહિ. જો તમે મને પુરુષની માફક યુદ્ધવિદ્યા શિખવી હોત, તો હું તમારી સાથે લડાઇનાં મેદાન પર ઉપસ્થિત થઇ શત્રુઓનો વધ કરત, મેં સાંભળ્યું છે કે જુના સમયમાં સ્ત્રીઓ પુરૂષની પાસે રહી શત્રુઓ સાથે લડાઈ કરતી, આધુનિક કાળમાં એમ કેમ બનતું નથી? હું તો પુરુષના જેવીજ બળવાન છું, પુરૂષના જેવીજ મહેનતુ છું."

ગુલામહુસેને કહ્યું, "તું જે કહે છે, તે સંપૂર્ણ સત્ય છે. તું ઘણા પુરૂષો કરતાં પણ બળવાન છે, ઘણા ખરા મહેનતુ યુવક કરતાં પણ વધુ મહેનત કરી શકે છે. પરંતુ શરીરનાં બળ કરતાં મનનું બળ અનેક વખતે વધુ કામ કરે છે; આ મુશ્કેલ સમયમાં તું મનનાં બળનો, ધૈર્યનો અને સાહસનો પરિચય કરાવ, સામે મ્હોંએ લડવા કરતાં એ કામ બહુજ કઠણ છે. તું તારાં ઉત્તમ વસ્ત્રાદિ સાથે લઇ જજે; કોઇ પણ એમ ન ધારે કે દીકરી ભિખારીની દીકરી છે. તારાં લુગડાં ઘોડા પર જશે; અને એક ઘોડા પર તારી નાની જશે. વજીરની પુત્રીની માફક તું દબદબા સાથે જજે.

ગુલબેગમની માએ કહ્યું, "એટલાં બધાં નવાં નવાં કપડાં લઇ જશે ? એક વખત ઘરમાંથી બહાર કાઢેલી ચીજ પાછી ઘરમાં ફરતી નથી. આ લડાઇમાં આપણે પાયમાલ થઇ જશું !"

ગુલામહુસેને કહ્યું, "એ માટે દિલગીર થવાની શી જરૂર છે ? દુનિઆમાં એમજ બન્યા કરે છે. ઘરની જણસ બહાર જવાથી આપણે હજુ સુધી તો ફકીર બન્યાં નથી. તું એ બાબતમાં કંઇ કહેતી નહિ. રસોડાનો બંદોબસ્ત કરવો, છોકરાંઓને ઉછેરવાં, તારૂં એજ કામ છે,"

ગુલબેગમની મા ગુસ્સે થઇ બોલી, "એ તમારો અન્યાય છે ! છોડીને એવે કયે સ્થળે મોકલો છો કે જેથી તે શું સાથે લઇ જાય ને શું ન લઇ જાય તેની ચર્ચા પણ હું ન કરી શકું ? તમારી વાતચીત પરથી જણાય છે કે ગુલબેગમ જાણે એકલી તમારીજ છોડી છે, મારે તો તેની સાથે કશો સંબંધ નથી !"

ગુલબેગમે હસતાં હસતાં કહ્યું, "પિતાજીની માફક તું મને ચાહે છે ? પિતાજીને તો બીજાં ઘણાં છોકરાં છે, છતાં તે એમાંના કોઇને મારા જેટલું આદરમાન આપે છે ? "

ગુલામહુસેને કહ્યું, "બ્હેન, બહુજ નઠારા સમયમાં હું તને રજા આપું છું, મને ભૂલી જઇશ નહિ. અને એ ખેડૂતને વશ થતી નહિ."

ગુલબેગમ ગર્વથી બોલી, "ખેડુતને વશ થાઉં ? તેઓ મારી સમાન નથી, તેઓ આપણા ગુલામો છે, એ વાત શું ભૂલી જાઉં ? પિતાજી, હું તમને વિસરી જઇશ, એ વાત આપના મનમાં શી રીતે આવી ? ઉલટા તમે લડાઇના ઉત્સાહમાં મને ભૂલી જતા નહિ. જ્યારે શત્રુઓનાં માથાંને લક્ષી ગોળી છોડો, જ્યારે ઉઘાડી તરવાર લઇ શત્રુની સેનામાં કુદી પડો, ત્યારે મને યાદ કરશો. યાદ લાવશોકે તમારી આદરિણી છોડી તમારી આશાથી માર્ગ જોઇ બેઠી છે, જો યુદ્ધમાં તમારૂં મરણ નીપજશે, તો તે જીવશે નહિ. સંસારમાં તેનાં મ્હોં સામું જોનાર, તેને આદરમાન આપનાર બીજું કોઇ નથી. એ વાતનો વિચાર કરી તમે લડાઇમાં સાવચેત રહેશો કે ?

ગુલામહુસેન ગદગદ કંઠે બોલ્યો, "હા બ્હેન, હું યુદ્ધ કરતી વેળા એટલું યાદ રાખીશ કે " મારે એક રૂપાળી ને ગુણવાળી છોડી છે, મારા સિવાય બીજું કોઇ તેનાપર સ્નેહ રાખે તેમ નથી; તે જેથી સ્વતંત્ર રીતે આબરૂ સાથે દિવસો ગુજારી શકે, સુખશાન્તિમાં તેની જિંદગી જાય, તેની વ્યવસ્થા મારે કરવાની છે. જે દુરાચારી તેને અપવિત્ર કરવાના પ્રયત્નો કરે છે, તેને મારી નાખવો, એજ મારૂં મોટું કર્તવ્ય છે. " આટલી વાત મનમાં કોતરી રાખીશ,

શત્રુ સાથે યુદ્ધ કરીશ. પરંતુ હું કાયરની માફક જીવ બચાવું એમ શું તું ઇચ્છે છે ? "

ગુલબેગમે કહ્યું, "ના, પિતાજી, હું તમને કાયરની માફક લડાઇના મેદાનપરથી નાસી જઇ જીવ બચાવવાનું કહેતી નથી. તમે સાહસિક છો, વિવેચક છો, આપણી જાતિનો અલંકાર છો, તમે આપણા દેશનું મસ્તક છો; તમારૂં એ ગૌરવ અવિચળ રહો, પિતાજી ! હંમેશ હું તમારાપર પ્રેમ અને ભકિત રાખી શકું એવું કરજો.– પરંતુ લડાઇનાં મેદાનમાં સાહસિક સેનાપતિઓ પણ સાવચેતીથી આત્મ-રક્ષણ કરી શકે છે. તમે સાવચેત થઇ ચાલશો, એટલું મારી આગળ કબૂલ કરો."

ગુલામહુસેનને કહ્યું, "હા, હું નકી સાવચેતીથી યુદ્ધ કરીશ, કારણવિના જીવન વિસર્જન નહિ કરૂં. આપણા દેશનો એક પણ લડવૈયો નકામો ન મરે, તેનો ઉપાય કરવો પડશે; તેમાંપણ જેઓ સેનાપતિ થઇ સૈન્ય ચલાવે છે, તેનું જીવન તો વધુ કિંમતી છે:— મારે માટે તું ચિંતા કરતી નહિ.

ગંભીર રાત સુધી પિતાપુત્રી વચ્ચે ઘણી વાતચીત થઈ. ત્યારપછી ગુલામહુસેન કન્યા પાસેથી રજા લઇ સૂવા ગયો.





## પ્રકરણ ૯ મું

### નકામો પ્રયત્ન



વસંતઋતુ ચાલતી હતી, કોયલના મીઠા અવાજોથી એ ડુંગરાળ પ્રદેશ ગાજી રહ્યો હતો. એ વખતે એક દિવસ પરોઢીઆમાં ગુલબેગમ પિતાની આજ્ઞા મુજબ મહમ્મદજાનને ઘેર જવા નીકળી. મહમ્મદજાનનું ઘર હાજરાની રાજધાનથી ૧૯ માઇલ પૂર્વમાં હતું. ગુલબેગમ અને તેની નાની ઘોડાપર બેઠેલ હતાં. બીજા બે ઘોડાપર ગુલબેગમનાં વસ્ત્રો, પાથરી અને ચોખા તથા પસ્તાં, બદામ વગેરે ભેટની ચીજો મોકલેલી હતી. એક નોકર એક બંદુક લઇ, અને બીજો નોકર ત્રણ હષ્ટપુષ્ટ ઘેટાં લઇ ઘોડાની પાછળ પાછળ આવતા હતા.

ગુલબેગમનું હૃદય નાના પ્રકારની દુશ્ચિંતાઓથી ઉભરાઇ રહ્યું હતું, પિતાનું ઘર છોડતાં તેનું હૃદય ફાટી જતું હતું. તેની નાની જમાઇનાં આ કાર્યથી બહુજ અસંતુષ્ટ થઇ હતી, જમાઇની પ્રાર્થના ન સ્વીકારવા જેટલી શક્તિ તેનામાં ન હોવાથીજ તે ગુલબેગમ સાથે આવી હતી. તેણે ચાલતાં ચાલતાં રસ્તામાં ગુલબેગમને કહ્યું, "વૃદ્ધ થવા પહેલાં તારા બાપની બુદ્ધિ ઓછી થઇ ગઇ છે! પોતાની છોકરીને

કોઇ આમ સમુદ્રમાં હડસેલી મૂકે ! તું વજીરની છોડી છે, મહમ્મદ-જાન તારા બાપના નોકર સમાન છે, તેને ઘેર તને આ રીતે મોકલી દેવી એ શું યોગ્ય થયું છે ? સાદીની તો કંઇ વાત નથી, છતાં તારે તેને ઘેર બાંદીની માફક રહેવું પડશે, મહમ્મદજાનની બીબી તરીકે ઓળખાવું પડશે. આવી વાત તો મેં કદી સાંભળી નથી ! તદ્દન અણસમજુના જેવું કાર્ય થયું છે. તેથી શો લાભ થશે, તે સમજાતું નથી. તારા પિતાજીએ શું ધારી આમ મૂર્ખના જેવું કામ કર્યું, તે હું સમજી શકતી નથી."

ગુલબેગમે કહ્યું, "નાની, તમે પિતાજીની નિંદા ન કરો; પિતાજીમાં બુદ્ધિ નથી ને તમારામાં ખૂબ બુદ્ધિ છે ખરું ! મારાપર તેમની માયા શું તમારા કરતાં થોડી છે ? તેને જે સારૂં લાગ્યું તે તેણે કર્યું, તોપણ મને પણ આ કાર્ય ગમતું નથી એમ કહેવામાં કશો દોષ નથી. બીજાની છોડીને ખરાબ ઇરાદાથી પકડી લઇ જવાને માણસો મોકલવાં, એવું કરનાર અમીરના સેનાપતિઓમાં પણ છે તે હું જાણતી નહોતી.

ડોશી બોલી, "તારા પિતાએ તને ફરિદશાહ પાસે ન મોકલી તે સારૂં કર્યું છે. તે શયતાન છે, અલ્લાએ તેનું કાળજું શાનું ઘડયું છે તે તેજ જાણે ! તેની પાસે તને મોકલી હોત તો તારાં દુઃખનો પારજ ન રહેત. તારી આબરૂ નષ્ટ થાત હંમેશને માટે તારે સળગવું પડત; તારાં અપમાનથી લોકોમાં મ્હોં બતાવવાનું પણ તારા પિતાજીને મુશ્કેલ થઇ પડત. તું મહમ્મદજાનને ઘેર જાય છે, ત્યાંથી થોડા રોજમાં તું પાછી ફરવાની નથી. જોજે, તેઓની સાથે ખુલ્લી રીતે–ખરા જીગરથી મળતા હળતી નહિ. તેઓની સાથે બરોબરીઆ તરીકે પણ

વર્તતી નહિ. તેઓની સાથે એવો વ્યવહાર રાખજે કે તેઓ પણ જાણે કે તું તેના જેવી ખેડુતી છોડી નથી; ફક્ત તેનાપર મહેરબાની બતાવી તેને ઘેર રહેવા આવી છે. તારા વ્યવહારથી મહમ્મદજાન એમ ન સમજી લે કે તું તેની સાથે સાદી કરવાની છે. જો તું તેમની સાથે બરોબરીઆ તરીકે વર્તશિ તો તેઓ તને જાણી જશે; એકાએક કોઇ વખતે તારૂં અપમાન પણ કરી બેસશે. ખેડુત મહમ્મદજાન વજીરની છોડીનું અપમાન કરે ? ઓ અલ્લા, એ શું સહન થઇ શકે ? "–બુઢ્ઢી પોતાના ખ્યાલમાં બકવા લાગી, ગુલમેગમે ગર્વપૂર્વક કહ્યું, " નાની, તું એમ કેમ કહે છે ? મહમ્મદજાન શું મારી સાથે બેસવા લાયક માણુસ છે કે હું તેની સાથે અગર તેની બાંદીની સાથે બેસું ? મહમ્મદજાન થોડારોજ મને રાખે, તે ખાતર પિતાજીએ તેને કેટલી સોગાત મોકલી છે ? હજુ પણ વધુ મોકલવાના છે. હું શું તેમનું ખાવાની કે પહેરવાની તો ઓછીજ શું ? મારા તરફ સદ્‌વ્યવહાર કરશે તો તેનેજ લાભ છે, તે ઘણીજ બક્ષીસ મેળવશે. તેમને આ વાત જણાવવાનું મને મારા બાપે કહ્યું છે. "

બુઢ્ઢીએ કહ્યું, " તારા બાપના બીજા ગમે તેટલા દોષો હોય, પણ તેની નજર ટુંકી નથી. વળી એ પણ ખરૂં કે આવડા મોટા મુલકના વજીરની નજર નાની નજ હોવી જોઇએ. તારી માએ કહ્યું છે કે તારા પિતાજી એટલા બધા ઉદાર છે કે કમાણીનો અરધો ભાગ તો દાન–ખેરાતમાંજ ચાલ્યો જાય છે ! એટલા બધા ઉડાઉ થવાની જરૂર નથી. સુંદર કાપડ, કિંમતી પોશાક-એ વિના તારા બાપને ગમતુંજ નથી. જેના ઘરમાં પૈસાની તાણ હોય, તેને વળી આવી નવાબી છાજે ? "

ગુલબેગમે કહ્યું, “નાની, તમે બાપુજીનાં મનનો ભાવ જાણતાં નથી, તેથી આમ બોલો છો; પિતાજી જેવા સીધા માણસ બહુજ ઓછા જોવામાં આવે છે; પરંતુ તેઓ આ મુલકના વજીર છે, તે વાત તે કેમ ભૂલી શકે ? વજીરની આબરૂ ટકાવી રાખવા માટે આડંબર તો રાખવો જોઇએને; મિજાજ પણ રાખવો જોઇએને ?

ડોસીએ કહ્યું, “ તે માટેજ તું પણ બહુ મિજાજી જણાય છે, તારા બાપ જેવીજ આડંબરપ્રિય જણાય છે ! તારાં સુંદર કપડાં, સંચાથી સીવેલા પોશાકો સાથે લીધા છેને ? મહમ્મદજાનનાં ઘરનાંને એ બધું બતાવજે. તું કેવું સુંદર સોયકામ કરી શકે છે, તે પણ બતાવજે; એ જોઇ તેઓ સમજી જશે કે ઉમરાવના ઘર સિવાય ફેરીવાળાને ઘેર આવી જણુસો દુર્લભ છે.”

ગુલબેગમે નાનીની વાતનો કશો જવાબ ન આપ્યો. રસ્તાની બાજુએ આવેલાં ઝાડની ડાળીપર પક્ષીઓ બેઠાં હતાં, કેટલાક શિકારીઓ તેઓનો શિકાર કરવા માટે છુપી રીતે ઝાડ નીચે આવી પહોંચ્યા. પક્ષીઓ વિપત્તિની સંભાવના જોઇ તે ઝાડપરથી ઉડી એક બીજાં ઝાડની ડાળીપર બેઠાં. ગુલબેગમે તે જોઇ દીર્ઘ નિશ્વાસ નાખી કહ્યું, “ હાય ! આ પંખીઓ કેટલાં સ્વતંત્ર છે શત્રુઓ આટલોબધો પ્રયત્ન કરે છે, છતાં તેને પકડી શકતા નથી. હું જો પક્ષી થઇ હોત, તો કોઇ બીજા દેશમાં ઉડી જાત, કોઇ પણ મને પકડી શકત નહિ. પ્રભુએ મને પંખી ન બનાવતાં માણુસ બનાવી શા માટે ? મનુષ્ય બનાવી તો પછી સ્ત્રી શામાટે બનાવી ? રૂપ શા માટે આપ્યું ? બળ્યું એ રૂપ ! રૂપ માટેજ મારે આટલું બધું દુઃખ વેઠવું પડે છે.”

વજીરે મહમ્મદજાનને પ્રથમથીજ સમાચાર મોકલ્યા હતા.

મહમ્મદજાને ગુલબેગમને માન આપવા ખાતર પોતાનાં સગાંઓને ગામ બહાર મોકલ્યાં હતાં. તેણે બે ગધેડાંપર લાદીને મિઠાઇ પણ મોકલી હતી.–એજ તે દેશનો રિવાજ હતો.

ગધેડાંની પીઠપર મિઠાઇનો ભાર જોઇ વજીરની સાસુ અસંતુષ્ટ થઇ ગુલબેગમને કહેવા લાગી, મહમ્મદજાન ખરેખર જંગલી છે! થોડી ઘણી મિઠાઇ મોકલી છે! ગોસ્ત નહિ, પુલાવ, વગેરે કશું નહિ; ફક્ત સુકી મિઠાઇ! અરે છિ! જેવી બુદ્ધિ, તેવીજ પસંદગી! હવે તો જેમ તેમ કરીને આમાંથી છૂટું તો સારૂં."

ગુલબેગમ કશું બોલી નહિ. મિઠાઇ, પુલાવ વગેરેની વાત તેના કાનમાં પેઠી નહિ. મહમ્મદજાનની સ્પર્ધા જોઇ તે અત્યંત ગુસ્સે થઇ હતી, તે અસંતુષ્ટ થઇ બોલી, "મહમ્મદજાને શું ધારીને આ ચીજો મોકલી છે? હું શું તેની સાથે પરણવા આવી છું? તે જો વધુ કંઇ કરશે તો મારે તેને મોઢામોઢ કંઇ કહેવું પડશે. હું તેની સાથે વિવાહ કરવાની નથી, એ વાત એ લોકો જાણતા હોવા છતાં પિતાજીનો ઇરાદો સફળ ન થાય; માટેજ એ બધી વાત તેઓ છુપી રાખવા માગે છે. ત્યારે હવે શું કરવું?"

મહમ્મદજાનને ઘેર ગુલબેગમને નવવધુ જેવું માન આપવાની તૈયારીઓ થઈ રહી હતી, તેથી ગુલબેગમને બહુજ ગુસ્સો ચઢયો; તેણે ક્રોધથી લાલચોળ થઇ પોતાના નાનીને કહ્યું, "નાની, તે લોકોને ખુલ્લી રીતે કહી દો કે ગુલબેગમ તમારે ત્યાં કાયમને માટે વસવા આવી નથી, તેઓની સાથે કશો સંબંધ બાંધવા પણ આવી નથી. અફગાનોનો હંગામો બંધ પડતાંજ તે ચાલી જવાની છે; બહુતો તે અહીં એકાદ માસ રહેવાની છે."

પરંતુ ડોસી મહમ્મદજાનને મ્હોડે એ બધી વાત કહી શકી નહિ. વળી મહમ્મદજાન પણુ તે વાત જાણુતો હતો; તો પછી બીજા લોકો સમક્ષ આવી છુપી વાત ચર્ચવાથી શો લાભ ? ગુલામહુસેને પણુ ડોસીને જણાવી દીધું હતું કે આ યુક્તિની વાત ત્યાં ખુલ્લી ન પડી જાય, તેની સંભાળ રાખવી.

ડોસી પોતાની દૌહિત્રી સાથે ત્રણુ દિવસ મહમ્મદજાનને ઘેર રહી. હજુ પણુ થોડા રોજ રહેવાની ઇચ્છા છતાં શિષ્ટાચાર વિરૂદ્ધ વર્ત્તવાની તેની મરજી ન હોવાથી, તે ત્યાં વધુ મુદ્દત રોકાઇ શકી નહિ. ગુલબેગમને તેની નાની સિવાય નહોતું ચાલતું એમ તો નહિ જ, પણુ અપરિચિત સ્થળે પોતાનું દિલ ખોલી વાત કરવાનું સ્થાન નાની સિવાય બીજું કોઇ ન હોવાથી તે પણુ તેના જવાની વાત સાંભળી બહુ દીલગીર થઇ. ડોસીએ મહમ્મદજાનને કહી દીધું હતું કે ગુલબેગમને તમારાં કુટુંબ સાથે જમવા બેસાડવી નહિ, તેને માટે સ્વતંત્ર ઓરડામાં ખાવાનું મોકલવું–મહમ્મદજાને આ માગણી સ્વીકારી હતી. ગુલબેગમ મહમ્મદજાનના કુટુંબનાં કોઇ પણુ માણુસ સાથે ભળતી નહિ, એટલુંજ નહિ, પણુ તેઓની સાથે વાતચીત કરવી એ પણુ હલકું સમજતી.

એક દિવસ ગુલબેગમે જોયું કે એક મેલાં લુગડાંપર તેનું ખાવાનું મૂકવામાં આવ્યું છે. ગુલબેગમે ગુસ્સે થઇ કહ્યું, “ આવાં મેલાં કપડાંપર શું ઉચ્ચ વંશનાં માણુસોનું ખાવાનું મૂકાય કે ? ”

મહમ્મદજાનનાં કુટુંબની એક સ્ત્રીએ કંટાળી એ કપડું લઇ લીધું, ચોકખું કપડું આણી દીધું.

મહમ્મદજાન આ બાબતમાં કશું ન બોલ્યો, પણુ મનમાં

ગુસ્સે થયો; તોપણ વજીરની પાસેથી જુદી જુદી સામગ્રી ઇનામ દાખલ મળેલી હોવાથી ગુલબેગમને કશું કહી શકયો નહિ.

ડોસી જે દિવસે ગુલબેગમને મૂકી ઘેર ગઇ, તે દિવસે ગુલબેગમે આખો દિવસ રડયા કીધું: સ્વજન વિનાનાં ઘરમાં તે કેવી રીતે દિવસો ગુજારશે, એ વિચારમાં આખી રાત ગઇ.

ગુલબેગમનું રૂદન સાંભળી અહમ્મદજાનની મા તેને ધીરજ દેવા આવી. ગુલબેગમે કહ્યું, કોઇ પણ રીતે એક માસ જાય તો સારૂં, ત્યારબાદ હું ઘેર ચાલી જઇશ. ”

અહમ્મદજાનની માએ કહ્યું, “ બેટા, તમે આમ રડયા કરશો તો શું વળવાનું છે ? તમે એવી આશા રાખતાંજ નહિ. અફગાનો બહુજ હઠીલા હોય છે, તેઓને એક વખત જેનાપર ગુસ્સો ચઢયો, તેને તે કદી છોડતા નથી. આ વિભાગમાંથી તેઓ કયારે જશે, તે કહી શકાય નહિ. તમે ઉતાવળાં ન થતાં મન દઇ કંઇ કામકાજ કરો; જુદાં જુદાં કામમાં મન રોકવાથી વખત જતો રહેશે. ”

ગુલબેગમે કહ્યું, “ મેં સોયકામ માટે ઉન ને રેશમ આણ્યું છે, તે કામમાં રોકાઇશ એટલે વખત જશે. ”

આ રીતે દિવસો પર દિવસો જવા લાગ્યા, પરંતુ ગુલબેગમે હાજરાઓના પ્રદેશમાં શાંતિ થવાનું કશું ચિહ્ન જોયું નહિ. તેણે સાંભળ્યું કે દેશના ઘણાખરા પુરુષો અફગાનો સાથે યુદ્ધ કરવા માટે કુમરોનાં ઉંચાં શિખરોપર જઇ રહ્યા છે. અહમ્મદજાન યુવાન છતાં સ્વદેશ માટે લડાઇ કરવા ગયો નહોતો, કેવી રીતે પૈસા પ્રાપ્ત થાય,

એજ તેનું લક્ષ્ય હતું; તે પૈસા મેળવવાની આશા તજી શકયો નહિ. લાભ મળતો હોય તો મહમ્મદજાન તનતોડ મહેનત કરતો, કોઈ પણ કારણથી જરા પણ કાયર થતો નહિ; પરંતુ જ્યાં લાભ ન થતો હોય, ત્યાં એક ડગલું પણ આગળ વધતો નહિ. સ્વદેશપ્રેમ તેના હૃદયમાં સ્થાન મેળવી શકતો નહિ.

ત્રણ માસ પછી એક દિવસ મહમ્મદજાને ગુલબેગમને કહ્યું, "તમે ત્રણ માસ થયાં અહીં બેઠાં બેઠાં ખાઓ છો; તમારા બાપ શું એમ માને છે કે એક કટાએલી બંદુક અને ત્રણ નાનાં નાનાં ઘેટાંવડે તેણે મારૂં માથું ખરીદી રાખ્યું છે? શું હું હમેશાં તમને ખવરાવ્યા કરીશ?"

મહમ્મદજાનના આ અશિષ્ટ પ્રશ્નથી ગુલબેગમ નવાઈ પામી, માથું ઉંચું કરી ગુસ્સાથી બોલી, "હું તમારી એકાદ બે રોટી ખાઉં છું, તેના પૈસાનો હિસાબ કરી જોતાં જણાશે કે મારા પિતાજીએ જે આપ્યું છે, તે પૂરૂં થતાં હજુ બહુ વાર છે."

મહમ્મદજાન ગુસ્સે થઈ બોલ્યો, "વારૂ! તારી એવી ધારણા છે કે? તું જાણે છે કે હું કેટલી મહેનત કરી તારૂં પાલણપોષણ કરૂં છું? તારાં રક્ષણ માટે તો હું દેશની ફોજ સાથે મળી શત્રુઓ સાથે લડવા જઈ શકતો નથી; તે માટે લોકો મારી કેટલી નિંદા કરે છે! એ બધી અગવડ, નુકસાન ને લોકનિંદા સહન કરવાથી મને શો લાભ? તારે માટે મારે આટઆટલું વેઠવું પડે છે, અને તું બાદશાહજાદીની માફક મારી સામું લબલબ બોલ્યા કરે છે! તારો વિવેક તો જોયા જેવો!"

ગુલબેગમે આ વચનોનો બહુજ કડક જવાબ આપ્યો. તેથી મહમ્મદજાન ગુસ્સો દબાવી શકયો નહિ; તે ગુસ્સાથી અધીર થઈ

બોલ્યો, " તારો બાપ વજીર છે, એનો તને ગર્વ છે ! જાણે છે કે તારા બાપની વજીરાત લાંબી થઇને સુઇ ગઇ છે ? હાજરાઓમાં જેને માથું રાખવાનું સ્થાન નથી, તેની છોડીને આટલું બધું અભિમાન ! મેં આશ્રરો ન આપ્યો હોત તો તારે અત્યાર સુધીમાં અફગાનોની બાંદી થવું પડયું હોત. અહીં બેગમપણું નહિ ચાલે, જો મારાં કુટું-બમાં બાંદીગીરી કરી શકે તોજ તને બે વખત ખાવાનું મળશે. મારી આ સ્પષ્ટ વાત છે.

આવાં અપમાનથી ગુલબેગમ અત્યંત દુઃખી થઇ, તેની આંખ-માંથી આંસુનો પ્રવાહ છૂટયો, તેની આંખે અંધારાં આવવાં લાગ્યાં; મહમ્મદજાનનું ઘર તેને કેદખાના જેવું જણાવા લાગ્યું. આવું અપમાન વેઠવા માટે તેના પિતાએ તેને અહીં મોકલી હતી ? કોનાં પાપથી તેને આટલું દુઃખ વેઠવું પડે છે ? આટલા દિવસો દરમિઆન તેના પિતાએ તેની સંભાળ પણ લીધી નહિ–અભિમાની યુવતીનું હૃદય ફાટી જવા લાગ્યું.

ઘણો વિચાર કર્યાબાદ તેણે નક્કી કર્યું કે મારે મારા પિતાને આ બધી ઘટના જણાવવા એક પત્ર લખવો જોઇએ. તે વજીરની પ્રિય કન્યા હતી, વજીરે તેને યત્નપૂર્વક વાંચતાં લખતાં શિખવ્યું હતું. વિદ્યાભ્યાસમાં તેનું ધ્યાન નહોતું રહેતું, તે તેને બહુ વિડંબનાજનક લાગતું. એક વખતે તેના પિતાને પૂછ્યું હતું, " હું તમારી માફક વજી-રાત કરવા ઇચ્છતી નથી, મને શા માટે ભણાવો છો ?" આટલે દિવસે તેને જણાયું કે નસીબયોગે હું જે કંઇ ભણી છું, તેથીજ મારા પિતાને પત્ર લખવા તૈયાર થઇ છું.

ગુલબેગમે ઘણી મહેનતે કાગળ તથા શાહીનો ખડીઓ અને એક કલમ મેળવી. છુપી રીતે તેણે પત્ર લખ્યો.

પિતાજી, તમારી અધિની કન્યાના પ્રણામ સ્વીકારશો. હું અહીં આવી દરરોજ પ્રભુની પાસે તમારી તંદુરસ્તી માગું છું. બહુજ દુઃખમાં આવી પડવાથી આજે તમને પત્ર લખું છું. તમે મને અહીં થોડા રોજ રહેવા મોકલી હતી, પરંતુ હવે હું અહીં રહેવા ઇચ્છતી નથી. જો તરતમાં આ નઠારૂં સ્થળ નહી છોડું તો ખરેખર મારૂં અકાળ મૃત્યુ થશે. આ ઘરનું કોઇપણ માણસ મને મીઠી વાત કહેતું નથી, બધા વાત વાતમાં મારૂં અપમાન કરે છે; કેવળ તમારા મુખ સામું જોઇનેજ આ બધું હું સહન કરૂં છું. આજે ત્રણ દીવસ થયાં મહમ્મદજાને મારૂં જે અપમાન કર્યું છે, તેની બધી વીગત લખી તમને પીડા આપવા ઇચ્છતી નથી; પરંતુ તેનો વ્યવહાર ધીમે ધીમે મારે માટે અસહ્ય બનતો જાય છે. તે દરરોજ મને કહે છે કે તું જો તરતમાં મારી સાથે નહિ પરણે તો હું તને ઘરમાંથી કાઢી મુકીશ. તમે તેને વિવાહને યોગ્ય ભેટ નથી મોકલી, તેથી તેને બહુજ ગુસ્સો ચઢયો છે ! જો તમે મને જલદી આવી નહી લઈ જાઓ, તો મહમ્મદજાન હજુ વધુ અપમાન કરશે; તે કરતાં મારૂં મરણ થાય એ વધુ સારૂં છે. આ પ્રમાણે પીડા ભોગવવા માટેજ શું તમે તમારી આદરિણી કન્યાને આટલા બધા પ્રયત્ન કરી ઉછેરી હતી ? એક વખત પિતાજી પધારે દિવસો ગુજારૂં છું તે નજરોનજર જોઇ જાઓ. ત્યારપછી મને અહીં રાખવાનું યોગ્ય ધારતા હો તો રાખજો; મરવું પડશે તો મરીશ, પરંતુ તમારી આજ્ઞા પાળ્યા સિવાય નહિ રહું. તમે અહીં આવશો એટલે જાણશો કે મારી વાત ખોટી નથી. અહીં આવવામાં તમે વધુ વાર નહિ લાગે, જો તમે અહીં મારો વિવાહ કર્યો હોત તો એક વરસ સુધી તમે અહીં આવી શકત નહિ, પણ મહમ્મદજાન સાથે મારી સાદી

થઇ નથી; અને હું પણ તેની સાથે સાદી કરૂં, એવો સંભવ નથી; તો પછી તમારે આવવામાં શો દોષ છે ? પિતાજી, એક વખત આવી મારી દુર્દશા જોઇ જાઓ, ત્યારપછી મરજી મુજબ વ્યવસ્થા કરશો.

એજ લી. તમારી અભાગણી દીકરી ગુલબેગમ.

બે ત્રણ દિવસો સુધી પત્ર કેવી રીતે મોકલવો તેનો વિચાર કર્યા બાદ છેવટે એક ઉપાય નક્કી કર્યો.

ગામના કેટલાક છોકરાઓ પહાડપર ઘેટાં ચરાવતા હતા; તેમાંના એકને પત્ર લઇ પોતાના પિતા પાસે મોકલવાનો ગુલબેગમે વિચાર કર્યો.

એક દિવસ ગુલબેગમે પોતાના ઓળખીતા ભરવાડને આ પ્રાર્થના જણાવી. ભરવાડે કહ્યું કે તમે મારાં ઘેટાં ચરાવવાનું માથે લેતાં હોતો હું એ પત્ર તમારા પિતાજીને પહોંચાડી આવું.

ગુલબેગમે ભરવાડની માગણી સ્વીકારી, કાગળ છેડે બાંધી પહાડ પર આવેલાં ગોચર ભણી જવા લાગી. થોડે દૂર ગયા બાદ ગુલબેગમે પોતાની પાછળ કોઇનાં પગલાં સાંભળ્યાં; પાછું ફરી જોયું તો જણાયું કે મહમ્મદજાન તેની પાછળ પડયો છે. ગુલબેગમે વિચાર્યું કે "મહમ્મદજાનની સમક્ષ કાગળ ભરવાડને અપાશે નહિ; આજ ન દઇ શકું, તો કાલ આપીશ."

મહમ્મદજાને ગુલબેગમની પાસે આવી કઠોર અવાજે પૂછ્યું, "તું ક્યાં જાય છે ? ઘેર કોઇને કંઇ ન કહેતાં આટલે બધે દૂર કેમ આવી છે ?"

ગુલબેગમની સાથે સોય દોરા તથા રેશમી કપડું હતું. તે મહમ્મદજાનને બતાવી બોલી, "હું એકાંત સ્થળે જઇ આ કામ કરવા ઇચ્છું છું."

મહમ્મદજાન ગુસ્સે થઇ બોલ્યો, " સોય કામ! પોષાક તૈયાર કરશે! એ પોશાક તો નવાબની બેગમો પહેરે; તારી સાદી તો ગરીબની સાથે થવાની છે, માટે આવા પોશાકની તારે જરૂર નથી."

ગુલબેગમે કહ્યું, " મારો વિવાહ ગરીબ સાથે થવાનો છે, એ તમને કોણે કહ્યું? હું કોઇ પણ ગરીબ કે ફેરીવાળા સાથે વિવાહ નહિ કરૂં. હું વજીર ગુલામહુસેનની કન્યા છું, મારે ઉત્તમ કપડાંની જરૂર ન પડે? તમે ફેરીવાળા છો, ફેરીવાળા માફકજ રહો; તમે મારી પાસે ખુલાસો માગનાર કોણ? જે મારા પિતાના નોકર જેવો છે, તેને હું કોઇ પણ જાતનો ખુલાસો આપવા તૈયાર નથી."

મહમ્મદજાન ગુસ્સાથી બોલ્યો, "હું તારા બાપના નોકર જેવો! અરે શયતાની, તારે નાને મ્હોંએ આવા મોટા બોલ? તું મારૂં અન્ન ખાઇ મનેજ આવા શબ્દો કહેવાનું સાહસ કરે છે? હું તારા બાપનો નોકર! હરામજાદી, જો તને શી સજા કરૂં છું તે."

મહમ્મદજાને વીજળીવેગે ગુલબેગમને ભોંયપર પછાડી, અને તે તેની પીઠ પર વારંવાર લાતો મારવા લાગ્યો. ગુલબેગમનું ફુલ જેવું કોમળ શરીર લાતોના મારથી જર્જરિત થઇ ગયું.

મહમ્મદજાને ખૂબ માર માર્યા પછી કહ્યું, " કેમ! હવે તને લાજ વળી? હું તારો મદ ઉતારીશ. તને બેગમનો પોશાક યોગ્ય છે કે બાંદીનો તે તું જલદીથી સમજી શકીશ. આજથી તું મારી બાંદી છે."

ત્યારબાદ મહમ્મદજાન ગુલબેગમના ખોળામાંથી તેનાં સોય કામનો સામાન ઝુંટવી લેવા લાગ્યો. ઝુટપટમાં તેને જણાયું કે છેડે એક પત્ર બાંધેલો છે! પત્ર જોઈ તે બોલી ઉઠયો, ઓહો! છુપી રીતે પ્રેમની

રમતો રમે છે! કોની સાથે પ્રેમમાં પડી છે? આ પત્ર કોને લખ્યો છે. આ પત્ર તને કોણે લખી આપ્યો છે? તેં ફરિદશાહને પત્ર લખ્યો જણાય છે, સેનાપતિ સાથે પરણવાની ઇચ્છા થઇ છે? તો પછી તારા બાપે ત્યાંજ તને કેમ ન મોકલી? દેશના શત્રુ સાથે પરણવાની ઇચ્છા! તારી એ ઇચ્છા ધૂળ ભેગી કરીશ.

ગુલબેગમ મહા મહેનતે ઉઠી બેઠી થઇ, અસહ્ય પીડાથી પીડાતી પીડાતી અસ્પષ્ટ અવાજે બોલી, અરે જંગલી, તને જો લખતાં વાંચતાં આવડતું હોય તો વાંચી જો કે એ પત્ર કોને લખ્યો છે. તારા જેવા બેહુના ઘરમાં કોઇને કલમ પકડતાં આવડે છે કે બીજા પાસે પત્ર લખાવું તે મેં પોતે લખ્યો છે.

મહમ્મદજાને કહ્યું, જૂઠી વાત, બાઇ માણસને તે વળી પત્ર લખતાં આવડતો હશે! ચાલ ઘેર, તારા નસીબમાં શું લખેલું છે, તે તને ત્યાં જણાશે. તારા જેવી એકલસૂરી, બેઇમાન ગદ્ધીને કેવી રીતે તાબામાં રાખવી, તે તને બતાવી આપીશ. ઉઠ.

મહમ્મદજાને ગુલબેગમનો હાથ પકડી ઉભી કરી, અને તેને ધક્કા મારતો ઘેર લઇ ચાલ્યો.

ગુલબેગમ રડતી રડતી બોલવા લાગી, "ઓ ખુદા, તારા મનમાં આવુંજ હતું? છેવટે મારે કુતરાના ડંશ પણ સહન કરવા પડયા!"



## પ્રકરણ ૧૦ મું

### પાછું આવવું

ગુલબેગમે વિચાર કર્યો કે મહમ્મદજાન ઘેર ગયા બાદ કોઇની પાસે મારો પત્ર વંચાવી જોશે. મેં શા માટે પત્ર લખ્યો! એ પત્રની હકીકત જાણી મહમ્મદજાન મારાપર ભારે ત્રાસ વર્તાવશે. હવે શું કરવું ?

ગુલબેગમ આ પ્રમાણે તર્કવિતર્કો કરતી કરતી મહમ્મદજાનને ઘેર આવી. તેને માટે જે ઓરડી મુકરર થઇ હતી, તેમાં જઇ તેણે પોતાનાં લુગડાં બદલ્યાં; લુગડાં ઘણે ઠેકાણેથી ચિરાઇ ગયાં હતાં, કાદવવાળાં થયાં હતાં. તે ઓરડીમાં તે સંધ્યાકાળ સુધી બેસી રહી. મહમ્મદજાનની લાતોથી તેનાં અંગોઅંગ ઝલાઇ ગયાં હતાં; ગુલબેગમ જમીનપર પડી રૂદન કરવા લાગી. તેની વેદના કોણ જાણે તેમ હતું ? ધીમે ધીમે રાત પડી, પરંતુ કોઇ પણ તેની તપાસ કરવા આવ્યું નહિ; તેની ઓરડીમાં દીવો પણ થયો નહિ. અંધારામાં ભોંય તળીએ પડી દુર્ભાગિની યુવતી આંસુની ધારાવડે માટી પલાળવા લાગી. ગામની સ્ત્રીઓ તે વખતે તેનીજ વાતો કરતી કરતી આનંદ

કરતી હતી. કેવી નિષ્ઠુર મશ્કરી ! અનાથ પ્રતિ મશ્કરીનાં મર્મભેદક વાક્યો ફેંકવામાં આટલો બધો આનંદ ! ગુલબેગમને જણાયું કે તેઓ મનુષ્ય નથી, પશુથી પણ અધમ છે; મારા પિતાએ સમજ્યા વગર મને વાઘની બોડમાં ફેંકી છે ! ગુલબેગમ પોતાનાં અદૃષ્ટને ધિક્કારવા લાગી.

ગુલબેગમ રડી રડી ઊંઘી ગઇ. એકજ ઊંઘે સવાર પડી, ઉંઘ ઉડતાંજ ગુલબેગમને જણાયું કે સવાર પડી છે; પરંતુ તે તે ઓરમાંથી બહાર ન નીકળી, ઉઠી પણ નહિ; જેમ પડી હતી, તેમ પડી રહી. કોઇ તેની ઓરડીમાં આવ્યું નહિ, તેને બોલાવી પણ નહિ. બપોર થયા; તે સમજી ગઇ કે મારી વાત બધાં ભૂલી ગયાં છે.

છેવટે ભૂખ અને તરસથી વ્યાકૂળ બની ગુલબેગમ ઓરડી બહાર આવી. એક ઓરડામાં કેટલીક સ્ત્રીઓ ધીમે સાદે વાતો કરતી હતી ગુલબેગમે તે ઓરડામાં જઇ કહ્યું, " મને બહુજ ભૂખ લાગી છે, થોડું ખાવાનું આપો. "

મહમ્મદજાનની માએ કહ્યું, " અમે તો ખાઇ લીધું, હવે ક્યાંથી આપીએ ? ખાવાને વખતે આવી હોત, તો કંઇક મળત; તને કોણે આવવાની ના કહી હતી ? જે કંઇ ખાવાનું હતું તે નોકરને આપી દીધું છે. પેલી ચાલમાં જઇ જો એંઠું જૂઠું પડયું છે કે નહિ. "

ભૂખે બળબળતી યુવતી એંઠું શોધવા નીકળી. એક થાળમાં એંઠા માંસના ટુકડા પડયા હતા; તે એકઠા કરી પોતાના ઘરમાં જવાનો વિચાર કરતી હતી, ત્યાં મહમ્મદજાને આવી કહ્યું, " કુતરા

માટે જે અજીઠું એકઠું કરી રાખ્યું છે તે ખાવા તૈયાર થઈ છે ? ભૂખ બહુ ભૂંડી ! તારી બદજાતિ જલદી દૂર થશે, એમ લાગે છે.

તેજ દિવસે સંધ્યાકાળ વખતે કેટલીક સ્ત્રીઓ તેની ઓરડીનાં બારણાંમાંથી તેની દુર્દશા જોવા લાગી; બધી હસતી હસતી એક બીજીના માથે પડવા લાગી ! તેની મશ્કરીથી ગુલબેગમ શરમની મારી ઉંચું જોઇ શકી નહિ.

ગુલબેગમે વિચાર્યું, " ઓ અલ્લા, તારો આવો ન્યાય ! મારૂં ઘર અહીંથી આઠ નવ ગાઉથી વધુ દૂર નથી, એક મજલનો રસ્તો છે. તો પછી હું અહી આટલું બધું અપમાન શા સારુ વેઠું ? અહીં રહેવાથી શો ફાયદો ? આ શયતાનને ઘેર ક્ષણ પણ ગાળવાની ઇચ્છા નથી. હું નાસી જઇશ. પિતાજી બધી વાત સાંભળી મારાપર કદી ગુસ્સે થવાના નથી."

પરંતુ એકદમ નાસી છૂટવાની સગવડ ન મળી. બીજે દિવસે કોઇએ તેને ન બોલાવી છતાં ખાણાં વખતે ખાવા ગઇ, અને તે જ્યાં બેસતી ત્યાં જઇ બેઠી. તે કદીપણ કોઈની સાથે બેસી ખાતી નહિ.

ગુલબેગમને તે સ્થળે બેઠેલી જોઈ મહમ્મદજાનની માએ કહ્યું " ત્યાં કેમ બેઠી ? ભોજન ખર્ચ આપવા જેટલી પણ જેનામાં શક્તિ નથી, તેણે વળી જુદું ખાણું લેવું એ શરમ ભરેલું છે ! અહીં અ-મારી સાથે બેસ."

મહમ્મદજાનની બાંદીઓ જે બાજુએ બેસતી હતી, મહમ્મદ જાનની માતાએ ગુલબેગમને તે તરફ બેસવાની આજ્ઞા કરી. ગુલબેગમે નીચું માથું કરી આજ્ઞા પાળી તે બોલ્યા વગર ભોજન કરવા લાગી, અને દાસીઓ પણ તેની મશ્કરી કરવા લાગી. ગુલબેગમ ભૂખથી દુર્બળ

બની ગઇ હતી, ખાધા સિવાય રસ્તામાં ચલાય તેમ ન હોવાથી એ ખધું વેઠી પેટ ભરી ખાઇ લીધું.

તેજ દિવસ ઘોર રાત્રિએ ચારે દિશા સૂનકાર બની ગઇ હતી, કૃષ્ણપક્ષનો ખંડચંદ્ર આકાશમાંથી મ્લાન કિરણો ફેંકતો હતો, ગુલબેગમ તે વખતે ધીમે ધીમે પથારી છોડી ઉઠી, મહમ્મદજાનનું ઘર છોડી પર્વતના સાંકડા માર્ગો તરફ દોડી. અપમાન ને જુલમના હાથમાંથી છૂટવાની આશાથી અસહાય યુવતી જીવની પણ દરકાર ન કરતાં મધરાતે ઘોર રસ્તાપર આગળ વધવા લાગી.

તે ગાઉપર ગાઉ કાપવા લાગી, જેમ જેમ પોતાનાં ગામ નજીક આવવા લાગી, તેમ તેમ તેનામાં વધુ ઉત્સાહ જણાવા લાગ્યો, તેનાં હ્રુદયમાં નવું બળ આવવા લાગ્યું. રસ્તાના થાકથી તેને લગારે દુ:ખ ન થયું. સવારમાં ગુલબેગમ પોતાનાં ગામ પાસે આવી પહોંચી. પરંતુ તેને જણાયું કે ગામ ફેરવાઇ ગયું છે. ગામમાં માણસનું જણ્યું જણાતું નથી !

ગામમાં પ્રવેશ કરતાં છતાં ગુલબેગમે માણસ ન જોયાં. તે મનમાં વિચાર કરવા લાગી; ગામનું એક પણ માણસ હજુ કેમ ઉઠ્યું નહિ હોય ? રસ્તાપર કોઇ કેમ જણાતું નથી ! વારૂ, એ તો વધુ સારૂં કારણકે, કોઇ સામું મળત તો ખુલાસો આપતાં ભોંય ભારે થઇ પડત. પણ શું આજે ખેતરોમાં ખેડુતોને પણ કશું કામ જણાતું નથી ?

ગુલબેગમે પોતાના ઘરમાં પ્રવેશ કર્યો, તેની મા ઘરકામ કરતી હતી. તે તેની મા પાસે જઇ ઉભી રહી, તેને જોતાંજ તેની મા હાલિમાએ પૂછ્યું, " ગુલબેગમ અહીં ! તું વળી કેવા નઠારા સમાચાર લાવી છે ? તને અહીં આવવાનું કોણે કહ્યું ? "

ગુલબેગમ શ્વાસ દબાવીને બોલી ઉઠી, નઠારા સમાચાર શું ? તારી દુઃખી છોડી છું, આટલે દિવસે ઘેર આવી, અને તું આવી વાત કહે છે ! શું છે મા, જલદી કહે; મને તમારી તરફના કશા સમાચાર મળ્યા નથી.

હાલિમાએ કહ્યું, "લડાઇની ખબર જાણતી નથી. તેં સાંભળ્યું નથી કે આપણા દેશને અફગાનોએ કબજે કર્યો છે ? આ દેશની પ્રજાને તેઓ કેદ કરી લઇ ગયા છે, તેઓને ગુલામ તરીકે વેચે છે ! તું આટલા દિવસ ઉંઘતી હતી ? આ બધા ભયંકર સમાચાર પણ તેં સાંભળ્યા નથી ?"

ગુલબેગમે અધીરાઇથી પૂછ્યું, "બાપુજીની શી ખબર છે ? પિતાજી તો સાજાતાજા છે ને ? તે ક્યાં છે ?

હાલિમાએ કહ્યું, "તે હું જાણતી નથી; કેટલાક માસ થયાં તે આ ગામના બધા મરદોને લઇ લડાઇ કરવા ગયા છે, હજુ સુધી પાછા ફર્યા નથી; મને લાગે છે કે હવે પાછા ફરવાના પણ નથી." હાલિમાએ આંખો લૂછી.

ગુલબેગમે ભાંગ્યાતૂટ્યા સ્વરે પૂછ્યું, "કાકાસાહેબ ક્યાં છે ?"

હાલિમા એ કહ્યું, "કોણ, સરદાર ? સરદાર પણ તારા બાપની સાથે લડાઇમાં ગયા છે; અમને અનાથ કરી ચાલ્યા ગયા છે. તેઓએ અમારા મ્હોં સામું પણ જોયું નથી ! એવી દેશભકિત ઉંધી ગઇ ! જેઓ પોતાનું સંભાળી શકતા નથી, તેઓ શા માટે શત્રુ સાથે લડવા જાય છે ? અફગાનો ક્યારે અહીં આવી અમને બાંદી બનાવી લઇ જશે, તે ખુદાજ જાણે છે. ગામમાં જુવાન મરદ એક પણ નથી. થોડા બુઢા અને થોડા ભરવાડો છે, તેજ અત્યારે ગામનું રખવાળું

કરે છે, અફગાનો એકાદ દિવસે કદાચ ટોળબંધ થઇ અહીં આ· વશે, તેઓને પકડશે, અને આપણું બધું લૂટી લઇ જશે, આપણે પણ બાંદી બનશું ખુદા, તારી જેવી મરજી ! તુ અહીં મરવા કેમ આવી ?"

ગુલબેગમ નિશ્વાસનાખી ઉંચું જોઇ બોલી, "ઓ ખુદા ! તારી મરજી આવીજ હતી ?"

હાલિમા લુખે સુરે બોલી, "ખુદાના મનમાં જે હતું, તે તેણે કર્યું છે; હવે કહે કે તુ કેમ આવી ? મહમ્મદજાનના શા સમાચાર છે ? તે પણ લડાઇમાં ગયો છે ? તને અહીં કેમ મોકલી ?"

ગુલબેગમે કહ્યું, "મા, મહમ્મદજાન લડાઇમાં ગયો નથી, તેણે મને અહીં મોકલી પણ નથી; હું નાસી આવી છું, મારૂં રક્ષણ કરો."

ગુલબેગમ રડી પડી.

ગુલબેગમની નાની જે બહાર ગઇ હતી તે આવી પહોંચી. ગુલબેગમને અકસ્માત આવી ચઢેલી જોઇ તે નવાઇ પામી. બધી વાત સાંભળી પોતાના જમાઇની બુદ્ધિની નિંદા કરવા લાગી; તે નાક ચઢાવી બોલવા લાગી, "મહમ્મદજાન માણસ નથી, તે તો મેં ઘણા દિવસ પહેલાં કહ્યું હતું; તેને ઘેર તે વળી કોઇ છોડી મોકલતુ હશે ?"

ગુલબેગમ શાંતિથી બોલી, "નાની; એ બધી વાત જવા દો; દસ ગાઉ ચાલીને હું થાકી ગઇ છું, મારા પગ દુઃખે છે, હું ઉભી રહી શકતી નથી, ત્રણ દિવસ થયાં પેટમાં અનાજ ગયું નથી, ભૂખ પણ લાગી છે, પ્રથમ મને થોડું ખાવાનું આપો."

ગુલબેગમની નાની બેન પરિબાનું ઘણે દિવસે મોટી બેનને આવેલી જોઇ દોડી આવી, અને તેને ગળે વળગી લાડ કરવા લાગી. ગુલબેગમ ખાઇ કરી પરિબાનુના ખોળામાં માથું રાખી ઉંઘી ગઇ.

ઊંઘી ઉઠયા બાદ ગુલબેગમે બહાર જઇ જોયું, કોઈ દિશાએ માણસનો શબ્દ સંભળાતો નથી, ગામમાં માણસજ નહોય તેવું જ-ણાય છે, કોઇ અજ્ઞાત વિપત્તિની છાયાથી આખું ગામ ઢંકાઇ ગયું છે. હાસ્ય, વાતચીત, ગાયન બધું બંધ પડી ગયું છે; વાયુનાં મોજાંમાં જાણે મરણનો હાહાકાર સંભળાય છે. સરદાર ને વજીર કયાં છે, તે કોઇ જાણતું નથી.

ગુલબેગમે જોઇ લીધું કે મારી મા ડગલે ડગલે મારો તિરસ્કાર કરે છે. હું ઘેર આવી તેથી આનંદ પામવો તો દૂર રહ્યો પણ ઉલટી તે દિલગીર થઇ, છે; હાલિમા ગુલબેગમને ભારરૂપ ગણવા લાગી ? માનાં વર્ત્તનથી ગુલબેગમ બહુજ દીલગીર થઇ, તે નિશ્વાસ નાખી બબડવા લાગી, " પિતાજી ઘેર હોત, તો મને જોઈ કેટલા બધા ખુશી થાત. આટલા સમયબાદ મને ઘેર આવેલી જોઇ કેટલું લાડ લડાવત; હું પણ તેમને ખોળે માથું રાખી નિશ્ચિંત થઇ શકત. પરંતુ અત્યારે તે કયાં છે ? તેઓ જીવતા છે કે નહિ તે પણ કેવી રીતે જાણું ? લડાઇમાં તેઓ શું કેદી થયા હશે ? મહેરબાન ખુદા, તારી શી મરજી છે, તે તુંજ જાણે છેઃ પરંતુ પિતાજી શત્રુના હાથમાં બંદી થાય તે કરતાં તો તેનું મરણુજ સારૂં છે.

સંધ્યાકાળ પછી પાડોશી સ્ત્રીઓ ગુલબેગમને જોવા આવી, ગુ-લબેગમ આવી છે, એ જાણી ઘણીખરી સ્ત્રીઓ બહુજ વિસ્મય પામી; આવી સુંદર છોડી સાથે મહમ્મદજાને સાદી ન કરી, એ વિચારથી

તેઓ સ્તંભિત થઈ ગઇ. ગુલબેગમના સંબંધમાં તેઓ જુદી જુદી જાતની ચર્ચાઓ કરવા લાગી; પરંતુ ગુલબેગમ ઘેર પાછી કેમ આવી, તેનું ખરૂં કારણ કોઇ નકી કરી શક્યું નહિ. કોઇ કોઇ હાલિમાને કહેવા લાગી, " આવડી મોટી છોકરીને આવે વખતે ઘેર રાખવી પાલવે ? મહમ્મદજાનની સાથે તેને પરણાવવામાં વાર ન લગાડો; તેને જેમ-બને તેમ જલદી ત્યાં મોકલી દો."

આ વચનો ગુલબેગમનાં હૃદયમાં ઝેરી તીરની માફક ભોંકાવા લાગ્યાં.

---

## સ્વ. ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળામાં મળતાં પુસ્તકોની યાદી.

| | |
|---|---|
| કરૂણાકુમારી ( ખલાસ થઇ જવા આવી છે. ) ... ... | ૩–૮–૦ |
| અઠંગ ઉઠાવગીર ભાગ ૧–૨ ... ... ... | ૪–૦–૦ |
| નવાબ સિરાજદ્દૌલા... ... ... ... ... | ૩–૮–૦ |
| રાજા રામકૃષ્ણ ... ... ... ... ... | ૩–૪–૦ |
| એશિયાનો ઉપકાલ ... ... ... ... | ૧–૮–૦ |
| રાજા દેવીદાસ ... ... ... ... ... | ૩–૦–૦ |
| તારાસુંદરી ... ... ... ... ... | ૩ ૦–૦ |
| પયગંબર હઝરત મુહમદ સાહેબ ... ... ... | ૧–૪–૦ |
| મ. હિન્દના હીરા ... ... ... ... | ૧–૪–૦ |



## પ્રકરણ ૧૧ મું

### સ્વદેશ દ્રોહી



અઠવાડીઆં પર અઠવાડીઆં જવા લાગ્યાં; પરંતુ હાજરાઓની રાજધાનીમાં કોઇ નવીન ફેરફાર જણાયો નહિ. ગુલબેગમ પહેલાંની માફક પોતાનું કામ કરવા લાગી. ઘેટાં ઉછેરવાં અને બીજું બધું કાર્ય કરવાની જવાબદારી પોતાને માથે લઇ લીધી.

ઉનાળો ગયો, ચોમાસું ગયું, શિઆળો આવ્યો. શિયાળાના દિવસોની શરૂઆતમાંજ એક દિવસ સંધ્યાકાળ સમયે ગુલામહુસેન એકાએક ઘેર આવ્યો, તે આ રીતે અકસ્માત્ ઘેર આવશે, તેમ કોઇએ ધાર્યું નહોતું; તેણે પણ ગુલબેગમને જોવાની આશા રાખી નહોતી, તોપણ ગુલબેગમને જોઇ તે નવાઇ પામ્યો નહિ.

પિતાની સાથે વાતચીત કરતાં ગુલબેગમ જાણી શકી કે શિઆળાની શરુઆતમાં કુંઅરોપર બરફ જામતો હોવાથી અમીરે પોતાના સૈન્યને દેશમાં બોલાવી લીધું છે, માટે હમણાં યુદ્ધ બંધ રહ્યું છે. અમીરે હાજરા જાતિને એમ જણાવ્યું છે કે જો હાજરા

હથિયાર તજી અમારી તાબેદારી સ્વીકારશે, અને હાજરા રાજ્ય અફગાનિસ્તાન સાથે જોડી દેવાની સંમતિ આપશે, તો અમે હવેથી તેઓ વિરુદ્ધ સૈન્ય મોકલશું નહિ; તેઓની શાંતિમાં ખલેલ ન પડે તેની પણ વ્યવસ્થા કરવામાં આવશે.

પિતાની વાત સાંભળી ગુલબેગમે કહ્યું, " પિતાજી, અમીર હઠીલો માણસ લાગે છે, તેના વિચાર સામું પડવામાં શો લાભ ? આપ તો ઘણા દિવસ થયાં કહેતા આવો છો કે આ લડાઇમાં આપણે જીતવાના નથી; તો પછી નકામો શક્તિક્ષય શા માટે કરો છો ? આ થોડા માસ દરમિઆન દેશની કેવી દુર્દશા થઇ છે, તે જાણો છો ?"

ગુલામહુસેને નિશ્વાસ નાખી કહ્યું, " હા, બ્હેન, આપણા ઘણાખરા સાહસિક યોદ્ધાઓ લડાઇમાં માર્યા ગયા છે, દરરોજ આપણું બળ ઓછું થતું જાય છે; મારી પોતાની પણ ભારે કમબખ્તી થઇ છે. હું જાણું છું કે અમીરની તાબેદારી સ્વીકારવાથી આપણે શાંતિમાં રહી શકીએ; પરંતુ પોતાની શાંતિ માટે માતૃભૂમિની સ્વતંત્રતાનો ભોગ આપવો ? ના મા, મને એમ કરવાનો અધિકાર નથી. મુલ્લાંઓ હજુ પણ આશા આપે છે કે છેવટે જય આપણોજ છે. મોટા મુલ્લાંજી અત્યારે કાબુલની પાસે રહે છે; તે ભાગમાં ઘણા હાજરાઓ છે, જો તેઓ બધા એકત્ર થઇ અમીર વિરુદ્ધ હથિયાર પકડે તો આપણે અનાયાસે જીત મેળવી શકીએ. કાબુલ તરફ બધાં આબરૂદાર કુટુંબોમાં નોકર તરીકે હાજરાઓ છે; તેઓમાંના કોઇ પટાવાળા, કોઈ ભિસ્તી, કોઇ રસોયા અને કોઇ ચાકર તરીકે અફગાનોની વેઠ કરે છે! તેઓ જો એકસંપી કરી નોકરી છોડી દે, બધા એકી સાથે બંડ ઉઠાવે, તો અફગાનોનાં ઘર બંધ થાય; અને રાજ્યનો બચાવ કરવા માટે

અમીરને આપણા દેશમાંથી ફોજ ખેંચી લેવી પડે. તે વખતે જો આપણે સૈન્ય સાથે નગરવાસી હાજરાઓને મદદ કરીએ, તો આપણે જય પામીએજ; એટલુંજ નહિ પણ કદાચ આપણે કાબુલ પણ કબજે કરી શકીએ. પરંતુ એ હાજરાઓ જો બંડ ન ઉઠાવે, અને અમીર બીજી વખત આપણી વિરુદ્ધ સૈન્ય મોકલે તો આપણું આવી બન્યું જાણવું; પૃથ્વીપરથી હાજરાજાતિનો નાશ થશે. "

ગુલબેગમે કહ્યું, " પિતાજી, આપની આશા પૂર્ણ થાય, તેમ લાગતું નથી, આપણા નાશનાં ચિહ્ન્ જણાય છે; આવી સ્થિતિમાં અમીર સાથે સંધિ કરવામાંજ માલ છે; તમે અમીરની તાબેદારી સ્વીકારો. તેમને આપેલ કર જો આપણા દેશનાં ભલાં માટેજ વપરાય તો પછી કર આપવામાં પણ શો દોષ છે ? બળવાન સાથે નિર્બળ લડાઇ કરે તો તેને કશો લાભ નથી, તેનેજ ડગલે ડગલે હારવું પડે છે. હવે નકામી નુકસાની વેઠવાથી શો લાભ ? નકામું બળ ગુમાવી દુર્બળ ન થાઓ. આપણે ઘણા દિવસ થયાં અફગાનો સાથે લડાઈ કરી, તેનું ફળ શું આવ્યું ? પાકથી ભરપુર ખેતરો ક્યાં ગયાં ? અનાહારથી અત્યારે ચોતરફ હાહાકાર મચી રહ્યો છે ! જો હવે એકાદ વરસ પાક નહિ ઉતરે તો અનાહારથીજ હાજરા જાતિ મરણ પામશે, લડાઇમાં મરવું નહિ પડે. પિતાજી લડાઇ બંધ રાખો; જ્યારે નસીબથી આગળ વધવાની શક્તિ નથી, તો પછી નકામો પ્રયત્ન કરવાની શી જરૂર ? "

ગુલામહુસેને હેતથી કન્યાની પીઠપર હાથ ફેરવતો ફેરવતો બોલ્યો, " શાંત થા બ્હેન, પોતાના પરનો વિશ્વાસ ન ગુમાવ. દેશની સ્વતંત્રતાનું રક્ષણ એક જણની શક્તિ પર આધાર રાખતું નથી. અમે

બધી એકત્ર થઇ પ્રયત્ન કરીએ છીએ, એ એકત્ર પ્રયત્ન શું નિષ્ફળ જશે ? મુલ્લાંઓની દેવ વાણીનું શું કશું મૂલ્ય નથી ? પરાક્રમી અફગાન સૈન્યને સામી લડાઇમાં હરાવી શકાય તેમ નથી, એ હું પણ જાણું છું; પરંતુ મુલ્લાંઓ જો છુપી રીતે કાબુલ તરફના હાજરાઓને ઉશ્કેરી શકે, તો આશાથી પણ વધુ ફળ મળી શકે તેમ છે. જે કાર્ય આપણે માટે કઠણ છે, તે કાર્ય જુદાં જુદાં કારણોથી મુલ્લાંઓ માટે કઠણ નથી. તેઓ છુપી રીતે પ્રજાને ઉશ્કેરશે, અને આપણે તેમને મદદ કરશું; આ પ્રમાણે મળીને કામ કરતાં હતાશ થવાનું કંઇ કારણ નથી. આત્મત્યાગ અને સહનશક્તિ સિવાય પૃથ્વીપર કોઇપણ મહાનકાર્ય થઇ શકતું નથી; અત્યારે આપણે આપભોગ ને સહનશક્તિ કેળવવાની છે. તું આ બાબતમાં અમને મદદ કરી શકીશ ? ”

ગુલબેગમે કહ્યું, “ પિતાજી, આ શરીર મને આપની તરફથી મળ્યું છે; તમે જે હુકમ કરશો તે બજાવીશ. સ્વદેશની સ્વતંત્રતા જાળવવા માટે હું આગમાં કુદી પડવા પણ તૈયાર છું. દેશને માટે જો આ તુચ્છ જીવન અર્પણ કરી શકું. તો તે કરતાં આનંદનો વિષય બીજો કયો છે ? ”

તે દિવસથી ગુલબેગમે સ્વદેશનાં કાર્યોમાં જીવન આપ્યું. અનેક હાજરાઓ લડાઇમાં ઘાયલ થઇ ઘેર પડયા હતા, અનેક પીડાતા હતા. અનેકના ઘરમાં કોઇ ખવરાવે તેમ નહોતું; તેની ચાકરી કરનાર પણ કોઇ નહોતું. ગુલબેગમ પિતાની આજ્ઞા લઇ એ બધાની ચાકરી કરવા લાગી. તે ખોરાકની ચીજો તૈયાર કરી બાંદી દિલબહારની મદદથી તેઓમાં વહેંચવા લાગી. દીકરીની આવી નાદાની જોઇ હાલિમા દિવસે દિવસે વધુ ગુસ્સે થવા લાગી; પરંતુ માના અસંતોષથી ગુલબેગમે એ કામ પડતું મૂક્યું નહિ. દુઃખમાં આવી પડેલા સ્વદેશવા-

સીઓની સેવામાં તેને જે સુખ મળતું, તે સુખની તુલનામાં બીજાં સુખો તુચ્છ હતાં. પતિ ને દીકરી બંનેની બુદ્ધિ ગુમ થઇ ગઈ છે એમ કહી હાલિમા ઘણું બકવા લાગી. પરંતુ તેનો ગુસ્સો, બકબકાટ, રૂદન એ બધું નિષ્ફળ નિવડયું.

શિઆળો પૂરો થયો, વસંત ઋતુ બેસતાંજ ગુલામહુસેનને સમાચાર મળ્યા કે અફગાનો પાછા હાજરાઓ વિરુદ્ધ પડવાની તૈયારી કરે છે. ગુલામહુસેન સ્વદેશાભિમાની યુવકોને લઈ પાછો લડાઇ કરવા તૈયાર થયો.

કેટલાક દિવસ બાદ ફરિદશાહનો દૂત ગુલબેગમને લઇ જવા માટે પહેલાંની માફક ગુલામહુસેનને ઘેર ઉપસ્થિત થયો. ગુલામહુસેને દૂતને જણાવ્યું કે ગુલબેગમ વિવાહ થયા બાદ તેના પતિને ઘેર રહે છે, માટે તેને સેનાપતિ આગળ મોકલી શકાય તેમ નથી. દૂત અ-સંતુષ્ટ ચિત્તે રવાના થયો.

ગુલામહુસેને ગુલબેગમને કહ્યું. “ મા, હવે તારાથી અહીં રહી શકાય તેમ નથી, તું મહમ્મદજાનને ઘેર જવાને તૈયાર થા. હું તને ફરિદશાહના પંજામાંથી બચાવી શકીશ નહિ; મહમ્મદજાન સિવાય તને કોઇ જાળવી શકે તેમ નથી. મહમ્મદજાન ભવિષ્યમાં તારી સાથે ખરાબ વ્યવહાર ન ચલાવી શકે, તેની વ્યવસ્થા હું કરી આપીશ; હું પોતે તેને ત્યાં રાખી જઇશ. તેને યોગ્ય ઇનામનો લોભ બતાવતાં તે તને દુઃખ નહિ દે.”

ગુલબેગમે પિતાની માગણી સહેલાઇથી કબુલી નહિ; તે રડવા લાગી, પિતાનો મત ફેરવવાની યુક્તિ કરવા લાગી. પરંતુ ગુલામ-હુસેનનો સંકલ્પ ન ડગ્યો. તેણે કહ્યું, “ તું બુદ્ધિ વાપરી વર્ત્તશે, તો

ત્યાં દુઃખી નહિ થાય; તું તેના કરતાં ઉંચી છે, એવું ત્યાં ન જણાવતી. તેની સાથે બરોબરીઆ તરીકે વર્તન ચલાવજે. બીઓ સાથે મળી તેને મદદ કરજે, મીઠાં વચનોથી તેને સંતોષજે, તું અહીં જે રીતે કામ કરે છે, તેજ રીતે ત્યાં પણ કરજે. તેમ કરતાં તું તેઓની સહાનુભૂતિ ખેંચી શકીશ; ત્યારે તેઓપણ તને પારકી ધારશે નહિ. તારા જેવી બુદ્ધિશાળી સ્ત્રી બેવકુફોને પણ પાણી પાણી ન કરી નાખે, એમાં મને કશો શક નથી.

ગુલબેગમ શું બોલે? તે પોતાના બાપ સામું કશું બોલી શકી નહિ. પરંતુ તે સમજી ગઇ કે પ્રથમથીજ આ સલાહ મુજબ ચાલી હોત તો કંઇ ફળ મળત, પરંતુ હવે એ પ્રયત્ન નકામો છે! મહમ્મદજાન તરફ તેને ભારે અણગમો આવ્યો હતો, તે તેને મોટો શત્રુ માનતી હતી; આ સ્થિતિમાં મનનો ભાવ છુપાવી કેવી રીતે તેને આશરે રહેવું? વિરાગ અને તિરસ્કાર હાસ્ય તળે છુપાવી રાખવો કેવી રીતે? આવી જાતનો વ્યવહાર તો તેના સ્વભાવ વિરૂદ્ધ હતો.

મહમ્મદજાને ગુલબેગમ તરફ જે પૈશાચિક આચરણ કર્યાં હતાં, તે ભૂલી તેની સાથે શિષ્ટ આચરણ કરવાં એ ગુલબેગમ માટે અસંભવિત હતું; પોતાના પિતા આ વાત કેમ સમજતા નથી, તે ગુલબેગમ સમજી શકી નહિ. ખરી વાત એ હતી કે મહમ્મદજાનના વ્યવહાર સંબંધમાં ગુલબેગમે જે કંઇ પિતાને જણાવ્યું હતું, તે બધું ગુલામહુસેનને અતિશયોક્તિ પૂર્ણ જણાયું હતું. મહમ્મદજાન આવો નિષ્ઠુર છે, તે સંબંધી તે કશું જાણતો નહોતો.

ગુલામહુસેન ગુલબેગમ સાથે મહમ્મદજાનને ઘેર આવ્યો. મહમ્મદજાને ગુલામહુસેન આગળ કબુલ કર્યું કે ગુલબેગમ આજ્ઞા

પાળતી ન હોવાથી એક દિવસ મેં તેનાપર હાથ ઉપાડયો હતો, પણ તેમ કરવામાં તેનું અપમાન કરવાનો અગર તેને પીડા આપવાનો તેનો ઇરાદો નહોતો ! તેણે ગુલામહુસેન આગળ સ્વીકાર્યું કે ભવિષ્યમાં કદીપણુ હું ગુલબેગમ પ્રતિ કઠોર વર્ત્તણુંક ચાલાવીશ નહિ ગુલામહુસેને પણ ભિવષ્યમાં તેને પુષ્કળ ઇનામ આપવાનું સ્વીકાર્યું.

બીજી વાતો થયાબાદ ગુલામહુસેને મહમ્મદજાનને પૂછ્યું, " ગયે વરસે તમે આપણી કોઇપણ ફોજમાં મળી અંગ્રેજોની સામે લડાઇ કરી હતી કે નહિ ?"

મહમ્મદજાન એ પ્રશ્નનો ઉત્તર ન આપતાં માથું ખંજોળવા લાગ્યો. આ સ્વદેશપ્રેમી તેજસ્વી વીરપુરુષને ખરી વાત કહેવા જેટલું સાહસ ન થઇ શકયું, વળી જૂઠી વાત કહી તેને છેતરવાનો પ્રયત્ન પણ નકામો હતો, એ વાત પણ તે સમજી ગયો.

ગુલામહુસેને મહમ્મદજાનને નિરુત્તર રહેલો જોઇ ફરીથી એજ પ્રશ્ન પૂછયો.

આ વખતે મહમ્મદજાનને કહ્યું, " મેં આપની કન્યાનાં રક્ષણુનો ભાર લીધો હતો; તેનું રક્ષણ કરવું અને શત્રુઓ સાથે લડવું એ બંને કાર્ય એકી સાથે કેવી રીતે બને ?"

વજીરે કહ્યું, " ત્યારે તમે સ્વદેશસેવા કરવામાં જરા પણ ફાળો આપ્યો નથી, શત્રુની સામે લડાઇ કરી નથી ? કુટુંબનું રક્ષણ કરવા માટે યુદ્ધ ન કરવું એ ખુલાસાની કશી કિંમત નથી; તમારા મનનો શો ભાવ છે, તે સ્પષ્ટતાથી જણાવો. સ્વદેશનાં કાર્યમાં આવી ઉદાસીનતા ક્ષમા કરવા યોગ્ય નથી.

મહમ્મદજાન વજીરની વાતથી અસંતુષ્ટ થઇ બોલ્યો " મનની

વાત શી રીતે જણાવું ? આપ જે લડાઇમાં જોડાયા છો, તે લડાઇનું હું સમર્થન કરતો નથી, તેમાં જોડાવાની ઇચ્છા પણ નથી. આપણે ખેતી કરીએ છીએ, વેપાર કરીએ છીએ, યુદ્ધમાં અમે શું સમજીએ ? કાબુલના અમીરના કેળવાયલાં સૈન્ય સામે હથિઆરો પકડવાથી આપણને શો લાભ થવાનો હતો ?

ગુલામહુસેન નીરસ સ્વરે બોલ્યો, " આ તમારા પોતાના શબ્દો નથી; મે સાંભળ્યું છે કે અમીરનો કોઇ છુપો જાસુસ તમારા ગામમાં આવી તમને આવી વાત ઠસાવી ગયો છે ! તમે તેનીજ વાતનો પડઘો પાડો છો. તમારા જેવા સ્વદેશદ્રોહીના ઘરમાં મારે મારી કન્યાને આશરો આપવો પડે છે, એ બહુ ક્ષોભનો વિષય છે; પરંતુ એજ કિસમત છે. તમારા પિતા પણ કેવળ રૂપીયાનેજ ઓળખતા, સ્વદેશ તરફ તેને કશો ભાવ નહોતો; એવા પિતાના પુત્રની પાસેથી સ્વદેશસેવાની તે શી આશા ? "

મહમ્મદજાને કહ્યું, " આપ ખોટું કહો છો. અમીરનો કોઇ પણ છુપો જાસુસ અહીં આવ્યો નથી, મારી પોતાની બુદ્ધિથી જે કંઇ જાણ્યું, તે આપને જણાવ્યું. લડાઇનું પરિણામ શું આવવાનું છે, તે મારાથી અજાણ્યું નથી. હાજરા સૈન્ય અમીરની સાથે લડાઇમાં કદી પણ જીત મેળવી શકે તેમ નથી. અમીરની તાબેદારી સ્વીકારતાં હજુ પણ આપણું ભલું થાય તેમ છે. તેની સામા થતાં આપણે નકી અફગાન ફોજને હાથે નાશ પામશું. વળી અમીરે જે માગણી કરી છે, તેમાં ખોટું શું છે ? તે આપણી પાસેથી જે કર લેશે, તે આપણે માટેજ વપરાશે; રસ્તા, ઘાટ, ધર્મશાળાઓ બંધાવશે; લૂંટારૂઓનો ભય દૂર થાય, વેપારની ઉન્નતિ થાય, દેશમાં સુખશાન્તિ ફેલાય, તે માટે અમીર બધી વ્યવસ્થા કરશે. તેથી આપણું ભલુંજ થવાનું છે "

ગુલામહુસેને તિરસ્કાર પૂર્વક કહ્યું, " એ વ્યવસ્થાથી વેપારીઓને સગવડ થઇ શકે; પરંતુ આપણે વેપારીઓ નથી; ખેતીવાડીપર જીવનારી સ્વતંત્ર જાતિ છીએ; આપણે અમીરની તાબેદારી સ્વીકારવી તેને અપમાનજનક ગણીએ છીએ."

મહમ્મદજાનને વજીરની વાતથી ગુસ્સો ચઢયો, પરંતુ તે કોઇ પણ જાતની દલીલ કરી શકયો નહિ.

મહમ્મદજાનને ચુપ જોઇ ગુલામહુસેને કહ્યું. " ફરિદશાહ આપણી સીમાપર સૈન્ય સાથે આવે છે, આપણાપર હલ્લો લાવવાનો તેનો ઉદ્દેશ જણાય છે, તેનો ઉદ્દેશ વ્યર્થ કરવા માટે ત્રણ દિવસ પછી અમે જુદી જુદી ટોળીઓ વહેંચાઇ જુદે જુદે રસ્તે લડાઇ કરવા જશું. તમે અમારાં કોઇપણ ટોળાંમાં ભળવા ખુશી છો? અમે તેઓના પર હલ્લો કરવાના નથી; જરૂર નહિ પડે ત્યાં સુધી ગોળીઓ પણ છોડવાના નથી; બીજે સ્થળેથી અમારી ટોળી તેઓ પર હલ્લો કરશે ત્યારે જો જરૂર પડશે તો તેઓ સામે સૈન્ય લઇ જઇશ."

મહમ્મદજાને કહ્યું, " આપના તાબામાં યુદ્ધકુશળ સાહસિક સૈનિકોનો તોટો નથી; માટે લડાઇમાં આપણી જીત થાય પણ ખરી. પરંતુ આપ કઇ રીતે યુદ્ધ કરવા માગા છો, તે હું જાણતો નથી; જો એમ જણાય કે આપની યુક્તિથી જીત મળવાની આશા છે તો પછી આપનાં ટોળાંમાં હું ભળી શકું. પરંતુ આપ શી યુક્તિ લડાવવાના છો, તે પ્રથમ કહો; કંઇપણ ન જાણતાં ઘેટાંની માફક આપનું અનુસરણ કરવું એ મને ઠીક લાગતું નથી. લડાઇમાં જો જીત નજ મળવાની હોય, તો પછી નકામી શક્તિ શા માટે ગુમાવવી? હું

ગુલામહુસેને મહમ્મદજાનનાં વચનો સાંભળી એકવાર તીક્ષ્ણ દૃષ્ટિથી તેના સામું જોયું; મહમ્મદજાનની કોઇપણ જાતની નઠારી મતલબ તો નથી ? તે બહુદર્શી ને સાવચેત હોવાથી તેના મનમાં સંદેહ ન હોવા છતાં મહમ્મદજાન આગળ છુપી વાત જાહેર કરવાનું તેને ઠીક ન લાગ્યું; તેણે કહ્યું, "અમે કેવી રીતે લડાઇ શરૂ કરવાના છીએ, તે તમારી પાસે જણાવી શકતો નથી. અમારી મંત્રગુપ્તિપર લડાઇનાં પરિણામનો આધાર છે, માટે તે છુપું રાખવું એ અમારૂં કર્ત્તવ્ય છે, શત્રુઓ જો કોઇપણ રીતે અમારો ઉદ્દેશ જાણી જાય, તો આપણા દેશના અનેક સ્વદેશ પ્રેમી વીરપુરુષો અકારણ માર્યા જાય. એટલુંજ નહિ પણ આપણો જાતીયસ્વાર્થ અને સ્વતંત્રતા પણ હંમેશને માટે જતી રહે,

મહમ્મદજાને કહ્યું, "આપ મને આપનાં ટોળાંમાં ભેળવવાનો આગ્રહ બતાવો છો, પરંતુ છુપી વાત જાહેર કરવાનું સાહસ કરતા નથી ! આપ જો મારાપર વિશ્વાસ રાખતા નહોતો હું પણ કઇ આશાથી આપની આજ્ઞા પાળી જિંદગી ગુમાવવા જાઉં ? જો મને ખાત્રી થાય કે આપને મદદ કરવાથી આપણી જાતિનું ભલું થવાનું છે, તો હું આનંદ સાથે આપની આજ્ઞા માથે ચડાવત. વારૂ, આપ એ છુપી વાત કહેવા માગતા નથી, તો હું તે જાણવાને ઇંતેજાર પણ નથી; મારી સમજ તો એવી છે કે આ લડાઇમાં આપણે કદી જીતવાના નથી, જેથી આપણાં કુટુંબો પાયમાલ થઇ જાય, આપણી માલમિલ્કત અમીરના ખજાનામાં જાય–તેવી લડાઇ લડવાનો મને કશો આગ્રહ નથી. આપણે અમીરની તાબેદારી સ્વીકારીએ તો કદાચ કોઇ કોઇ બાબતની અગવડ થાય, પરંતુ તેની સાથે લડાઇ કરી સુખશાંતિથી વાંછિત થવું અથવા અફગાન જાતિના ગુ-

લામો બનવું, તેના કરતાં તો તે હજાર દરજ્જે સારૂં છે."

ગુલામહુસેને કહ્યું, "તમે ફેરીવાળાના જેવીજ વાત કરો છો! જો તમારા હૃદયમાં છાંટાભર પણ સ્વદેશાભિમાન કે સ્વતંત્રાપર પ્રીતિ હોત, તો તમારા મુખમાંથી કદીપણ આ તરેહની વાત બહાર નીકળત નહિ. તમારી વાત સાંભળી મને લાગે છે કે તમારે ત્યાં મારી પુત્રી નિરાપદ રહેશે. અમીરે સ્વીકાર્યું છે કે જે હાજરાઓ અમારી વિરુદ્ધ હથિયાર ધારણ કરશે નહિ, તેની સુખશાંતિમાં અમે અડચણ નાખશું નહિ;" પરંતુ અમે સ્વદેશપ્રેમી યોદ્ધાઓ છીએ, અમે વિદેશી રાજાના આ અનુગ્રહને તુચ્છ માનીએ છીએ. અમે સુખશાન્તિમાં અડચણ થાય તે માટે સ્વતંત્રતા જવા દેવા તૈયાર નથી; મારી કન્યા પણ મારામતની છે, તો પણ હું તેને તમારે આશરે રાખી જાઉં છું. જો તમે તેના તરફ ખરાબ વર્ત્તન નહિ ચલાવો, તેનું માન જાળવશો, કોઇપણ કારણે કષ્ટ નહિ આપો, તો હું મારી કબુલાત પાળીશ, લડાઇ પુરી થયાબાદ કબુલેલ ઇનામ આપીશ."

મહમ્મદજાને કહ્યું, "શું હું આપની કન્યાના હાથની આશા ન રાખી શકું?

વજીર સૂકું હાસ્ય કરી બોલ્યો, "ના; જો એવી આશા રાખી હોય, તોપણ તજી દેજો; તમારી એ દુરાશા પૂર્ણ થવાની નથી. તમે મારા કરતાં ઉતરતા કૂળના છો, તે માટે હું આમ કહું છું. એમ ન જણાતા. જે માણસમાં સ્વદેશપ્રેમ નથી, સ્વતંત્રતા પ્રતિ અનુરાગ નથી, તે મારી કન્યાની સાથે સાદી કરવા લાયક નથી; સ્વદેશનાં સુસંતાન સિવાય બીજા કોઇના હાથમાં હું મારી કન્યા કાયમને માટે સોંપવાનો નથી."

મહમ્મદજાને કહ્યું, "આપનો સ્વદેશપ્રેમ પ્રશંસનીય છે; પરંતુ આપ આપની કન્યાને મારી સાથે પરણાવશો, એવી આશા આપી લાંબો વખત મારે ઘેર રાખ્યાબાદ મને નિરાશ કરી તેને લઈ જાઓ; એ શું ગૃહસ્થાઇનું લક્ષણ છે? એવી છેતરપિંડી આપના જેવા આબરૂદાર માણસને છાજતી નથી."

ગુલામહુસેને નવાઇ પામી મહમ્મદજાનનાં મ્હોં તરફ જોયું, ત્યાર પછી તે ધીરે ધીરે બોલ્યો, "હું તમારી સાથે મારી દીકરી પરણાવવાનો છું, એવી કંઇપણ આશા આપને આપી છે? તમારી સાથે તો એવો બંદોબસ્ત થયો હતો કે તમારે મારી દીકરીને થોડી મુદત આશરો આપવો, તેના બદલામાં મારે તમને ઇનામ આપવું. ગુલબેગમ અહીં તમારા મેમાનરૂપે રહેશે. હું યોગ્ય સમયે આવી તેને લઇ જઇશ. હજુ પણ કહું છું કે તમે તેના પ્રતિ જેવો વ્યવહાર ચલાવશો, તેવુંજ ઇનામ પણ મળશે."

મહમ્મદજાને કહ્યું, "હું પૈસાદાર નથી; આપની કન્યાનાં ભરણપોષણ માટે જે ખરચ થાય, તે અગાઉથી આપ્યા સિવાય હું કેવી રીતે ખર્ચ ઉપાડી શકું?"

ગુલામહુસેન ઉઠી ઉભો થઇ બોલ્યો, "હવે નવીન કોઇપણ જાતનો બંદોબસ્ત થઇ શકે તેમ નથી. મેં જે વ્યવસ્થા કરી છે, તે મુજબ કામ થશે. યાદ રાખજો કે તમારા વ્યવહારપર ઇનામની રકમનો આધાર છે. હવે જાઓ, ગુલબેગમને મારી પાસે મોકલો."

ગુલબેગમ ઘરમાં હતી, મહમ્મદજાન તેને બોલાવવા ગયો; ગુલામહુસેન ઉંડા વિચારમાં પડયો. તે મનમાં બબડયો. "છોડી

માટે મારે મુશ્કેલીમાં આવી પડયો. હું તેને મારે ઘેર રાખું તો વિપદ આવી પડવાનો બહુજ સંભવ છે; પરંતુ આ માણુસપર પણ સંપૂર્ણ વિશ્વાસ રાખી શકતો નથી. મહમ્મદજાનની રીતભાત સંબંધમાં પ્રથમ ખાત્રી કર્યાં બાદ ગુલબેગમને અહીં મોકલી હોત તો સારૂં હતું. તેનો પિતાતો ખરાબ નહોતો, તે માટેજ મેં મહમ્મદજાનને પણ વિશ્વાસુ માણુસ ધાર્યો હતો. હવે જણાય છે કે તેતો અતિ નરાધમ છે, સ્વદેશદ્રોહી છે."

ગુલબેગમ પિતાની પાસે આવી એટલે ગુલામહુસેને કહ્યું, "મા, ખુદા તારૂં ભલું કરો. તું થોડારોજ ધીરજ રાખી અહીં રહેજે, તું કશી ચિંતા રાખીશ નહિં. હું જલદી આવી તને લઇ જઇશ."

ગુલબેગમ નીચું માથું કરી રડવા લાગી, પિતાને કશી વાત કહી શકી નહિ. ગુલામહુસેન કન્યાની રજા લઇ ઘોડેસ્વાર થઇ ચાલ્યો ગયો.





## પ્રકરણ ૧૨ મું

### ગુલામગીરીનું ખત.



ગુલામહુસેને મહમ્મદજાનનું ઘર છોડયું એટલે ગુલબેગમ ધીરે ધીરે અંતઃપુરમાં પેસી મહમ્મદજાનના પરિવાર સાથે બેઠી. તેનું મન ચકડોળે ચઢયું હતું. કોઇએ તેની સાથે વાતચીત કરી નહિ, તેણે પણ કોઇને કશું કહ્યું નહિ.

ગુલામહુસેને મહમ્મદજાનને કહ્યું હતું કે ચાર દિવસ પછી હું અફગાનો સાથે લડાઇ કરવા જવાનો છું, માટે એ ચાર દિવસ તે દેશમાં હોવાથી મહમ્મદજાને ગુલબેગમ સાથે કશો અવિવેક વાપર્યો નહિ; પરંતુ ચાર દિવસ બાદ મહમ્મદજાનનો વ્યવહાર ફેરવાઇ ગયો; તેણે પોતાની અસલ મૂર્તિ ધારણ કરી.

મહમ્મદજાનને ખાત્રી હતી કે હાજરાજાતિ ગમે તેટલો પ્રયત્ન કરે, તોપણ તે પ્રબળ પરાક્રમી અફગાન જાતિને લડાઇમાં હરાવી શકશે નહિ, યુદ્ધમાં હાજરાઓનું નખ્ખોદ વળવાનું છે. માટે ગુલામહુસેને તેને જે આપવાનું કબૂલ્યું હતું, તે કબૂલાતમાં તેણે જરા

પણ વિશ્વાસ રાખ્યો નહોતો; તેણે વિચાર્યું, " આ લડાઇમાં ગુલા-મહુસેન મારો જવાનો છે; જો તેમજ બને તો તે મને કેવી રીતે ઇનામ આપી શકે ? જ્યારે ગુલબેગમ તો મને પરણવાની નથી, ત્યારે તેનું ભરણપોષણ કરવાથી લાભ શો ? મારા પિતાએ ગુલબે-ગમ સાથે મને પરણાવવાનું માગું કર્યું હતું, પણ તે ગુલામહુસેને સ્વીકાર્યું નહોતું; અત્યારે મુશ્કેલીમાં આવી પડવાથી તે તેને મારે ઘેર મુકી ગયો છે, તોપણ મારી સાથે વિવાહ કરવા ઇચ્છતો નથી ! હું આ અપમાનનું વેર વાળીશ. મોટા ઘરની હોવાથી ગુલબેગમને મદ ચઢયો છે, એ મદ હું ઉતારીશ.

મહમ્મદજાન બીન કેળવાયલો માણસ હતો, ફેરીવાળો હતો; ઉદારતા, મહત્વ, આશ્રિતપરનું વહાલ વગેરે ગુણો તેનામાં બિલ-કુલ નહોતાં.

મહમ્મદજાન વાતવાતમાં ગુલબેગમનું અપમાન કરવા લાગ્યો; પરંતુ તે પિતાનો ઉપદેશ યાદ લાવી બધું સહન કરવા લાગી.

એક દિવસ મહમ્મદજાને ગુલબેગમને કહ્યું, " મારે માટે પાણી લાવ; બહુ તરસ લાગી છે, વાર લગાડતી નહિ. "

ગુલબેગમે કહ્યું. " હું કંઇ તમારી બાંદી નથી, બાંદીને પાણી ભરવા મોકલો. "

મહમ્મદજાને ગુસ્સે થઇ કહ્યું, " બાંદી ! તું મારી બાંદી નથી, સગી પણ નથી; તો પછી મારે ઘેર કેમ રહે છે, મારૂં શા માટે ખાય છે ? હું તને ખાવા આપીશ નહિ. "

મહમ્મદજાનની આજ્ઞાથી તે દિવસે ગુલબેગમને ખાવાનું આપ-

વામાં ન આવ્યું. તે આખો દિવસ ભૂખી રહી. છેવટે ભૂખની પીડા ન વેઠી શકવાથી ઉદ્ધતાઇ છોડી ઘર કામ કરવા લાગી.

એક દિવસ સવારમાં ગુલબેગમ પોતાની ઓરડીમાં બેસી વાળ હોળતી હતી; કાળા સુંવાળાવાળ તેને બહુ ગમતા હતા, હાજરાના રાજ્યમાં કોઇ પણ યુવતીને એવા સુંદર વાળ ન હોવાથી તેના પિતા પણ બહુજ હરખાતા. મહમ્મદજાને ગુલબેગમને બોલાવી.

ગુલબેગમે કહ્યું, "હું કામમાં છું, હું હમણાં આવી શકું તેમ નથી."

મહમ્મદજાને બરાડા પાડી કહ્યું. "મારો હુકમ માનતી નથી! આવી નહિ શકે ? તારે આવવુંજ પડશે, જલદી આવી જા."

ગુલબેગમ તે તરફ ધ્યાન ન આપતાં બેઠી બેઠી વાળ હોળવા લાગી.

મહમ્મદજાન ગુસ્સાથી કાંપતો કાંપતો ઓરડીના બારણામાં આવી બોલ્યો, " તું હઠીલી થઇ બેઠી રહી ! મારી વાત સાંભળી પણ નહિ ? તને બહુ મદ ચઢયો છે. કોને લોભાવવા માટે આમ સુંદરતા વધારે છે ! તારા જેવી સ્થિતિની સ્ત્રીને આવી શોભા કામની નથી; તું માણસની રીતે ચાલતાં શીખ્યાં તારે મારા બધા હુકમો માનવા પડશે. તું મારી સાથે પરણવા માગતી નથી, તારા પિતા પણ તને મારી સાથે પરણાવવા માગતા નથી; તારા જેવી અહંકારી સ્ત્રી સાથે હું પણ પરણવા માગતો નથી. તારો બાપ તને મારી પાસે મૂકી ગયો છે, હું તને પાળીશ, છતાં તેણે મને ખરચી માટે એક પાઇ પણ આપી નથી. હું તને મફતમાં શા માટે ખવરાવું ? તોપણ જો તું

મારી બીબી થવાને ખુશી હો, તો હું તારો ભાર ઉપાડવા તૈયાર છું. પણ જો તું તેમ કરવા રાજી ન હો, તેમ મારૂં માનવાને પણ તૈયાર ન હો તો આ દોરડું જોયું છે ? આ દોરડાંથી બાંધી દરરોજ તારી પીઠપર ચાબુકનો માર મારીશ. તને સજા કર્યા સિવાય છોડવાનો નથી.

ગુલબેગમ શો જવાબ આપે ? તે કંઇપણ ન બોલતાં નીચું મોં કરી આંસુ પાડવા લાગી. મારા સ્નેહમય પિતા આ રાક્ષસના પંજામાં શા માટે નાખી ગયા હશે ? તેઓ મારૂં રક્ષણ ન કરી શકે તો મારી છાતીમાં છરી તો ભોંકી શકત; તેમ કરત તો મારે આવી દયા ભોગવવી પડત નહિ.

મહમ્મદજાને કહ્યું, "હવે જે કહું તે સાંભળ. મેં તને બોલાવી છતાં તું ન આવી માટે હવેથી હું તને બોલાવીશ નહિ, તું અહીંજ બેસી રહે; તું આ ઘરમાંથી બહાર ન નીકળી શકે તે માટે હું તને આ દોરડેથી બાંધું છું. જ્યારે તને ભાન આવશે, મારો હુકમ ન માનવો એ ગેરવાજબી જણાશે, ત્યારે મને ખબર આપજે, એટલે હું તને છોડીશ." મહમ્મદજાન ઘરમાં પેસી ગુલબેગમને ભોંયપર નાખી તેના હાથ પગ બાંધવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ ગુલબેગમનાં શરીરમાં પુષ્કળ જોર હતું, તેણે મહમ્મદજાનને એવો ધક્કો માર્યો કે તે દડાની માફક દડતો દડતો દૂર જઇ પડયો.

મહમ્મદજાને જાણ્યું કે હું એકલો ગુલબેગમને બાંધી શકીશ નહિ, તેણે બાંદીઓને બોલાવી. તેના બોલાવાથી ત્રણ બાંદીઓ આવી પહોંચી.

બાંદીઓની મદદથી મહમ્મદજાને ગુલબેગમને મુશ્કેટાટ કરી અપમાનથી, વેદનાથી અને ભયાનક પીડાથી વ્યાકૂળ બની ગુલબેગમ જમીનપર પડી રહી. કોઇએ આખા દિવસમાં તેને ખાવા

કે પીવા માટે પાણી પણ આપ્યું નહિ. દોરડાના બંધથી તે હાલ ચાલ પણ કરી શકી નહિ. આંસુથી જમીન પલળી ગઇ આ વખતે તેને તેના પિતાનું ઉદાર મ્હોં, તેના વ્હાલપ્રોયાં વચનો યાદ આવ્યાં. હાય, તે કયાં હશે? તે તેની દીકરીનું દુઃખ કલ્પનામાં લાવી શકતા હશે?

ધીમે ધીમે સંધ્યાકાળ થયો; આકાશમાં ચંદ્ર ઉગ્યો. કુદરતી દેખાવ ચંદ્રકિરણોથી ઓર તરેહનો બની ગયો; શુભ્રકૌમુદીના પ્રવાહથી પૃથ્વીનુ તળીઉં ધોવાઇ ગયું. ખેડુતો આખો દિવસ મહેનત કરી પોતાને ઘેર આવી વાદિત્રો સાથે ગાયન ગાતાં હતા. ખેડુતોના કંઠમાંથી નીકળેલાં ગાયનો ગુલબેગમના કાનમાં પેસવા લાગ્યાં. પૃથ્વીનાં બધાં કાર્યો હંમેશની માફક થાય છે, કેવળ ગુલબેગમના જીવનમાં કેવું ભયંકર પરિવર્તન થયું છે! તેણે એવું શું પાપ કર્યું છે કે પ્રભુએ તેનાં નસીબમાં આવું કઠોર પ્રાયશ્ચિત લખ્યું છે? મિરિયમ બુઢ્ઢીની દૈવવાણી ગુલબેગમને યાદ આવી, તેણે ભવિષ્ય ભાખ્યું હતું કે તે કેદી થશે, બાંદી થશે. મિરિયમની વાત તો ખોટી ન પડી. બીજા કયા બંદીને આવી અસહ્યવેદના ભોગવવી પડે છે? બીજી કઇ બાંદીને આવો કઠોર દંડ ભોગવવો પડે છે?

અકસ્માત એક પ્રચંડ ઘુવડ કર્કશ અવાજે રાત્રિ સમયની શાંત પ્રકૃતિને પ્રતિધ્વનિત કરી ઉતાવળે ઉતાવળે પાંખો ફફડાવતો ઉડી ગયો. ઘુવડનો અવાજ અમંગળ સૂચક છે, તે ગુલબેગમ જાણતી હતી, કોઇ એક અજ્ઞાત ભયથી તે કંપવા લાગી; તેને લાગ્યું કે આ જુલમ હજુ છેવટનો નથી. આ પછી મહમ્મદજાન કોણ જાણે કેવો જુલમ ગુજારશે-તેની કલ્પના કરતાં ગુલબેગમનું માથું ફરવા લાગ્યું, છાતીના ધડકારા બંધ પડવા લાગ્યા; છેવટે કરુણામય વિ-

ધાતા પ્રતિ કૃપાએ કરી તેનું ચૈતન્ય હરી લીધું. સંજ્ઞાહીન થવાથી તેનું દુઃખ થોડા વખત માટે જતું રહ્યું.

ગુલબેગમને ભાન આવ્યું, ત્યારે તેને જણાયું કે સવાર પડી છે; તેનાં શયનગૃહનું બારણું ખુલ્લું છે, એક કુતરો તેનું કપાળ ચાટે છે ! ગુલબેગમ બીકથી થરથરી ગઇ. એ કુતરો મહમ્મદજાનનાં ઘેટાંનો રક્ષક હતો; ગુલબેગમ કુતરાને ચાહતી હતી, કુતરો ગુલબેગમ નાં દુઃખમાં આ રીતે સહાનુભૂતિ બતાવતો હતો ! પરંતુ મુસલમાન જાતિ સર્વત્ર કુતરાને અત્યંત અસ્પર્શ્ય માને છે અને તિરસ્કારની નજરે જુએ છે; ગુલબેગમ કુતરાના સ્પર્શથી પોતાને અપવિત્ર થયેલી માનવા લાગી, અને આ બનાવ અમંગળની સૂચના રૂપ માની અતિશય બ્હીવા લાગી. પરંતુ તરતજ તેને વિચાર આવ્યો કે મારી અવસ્થા પણ આ કુતરા જેવી શોચનીય છે: બીજાનો તિરસ્કાર એજ અત્યારે મારો ખજાનો છે. તે કુતરાને ભેટવા ગઇ, પરંતુ તેના હાથ પગ બાંધેલા હોવાથી તેની આશા પૂર્ણ થઈ નહિ.

બપોર થયો, પરંતુ મહમ્મદજાનનાં કુટુંબમાંનું કોઇ તેની સંભાળ લેવા આવ્યું નહિ. ગુલબેગમે ધાર્યું કે ઘરમાં કોઇ નથી. બધાં મને તજી નાસી ગયાં લાગે છે. ગુલબેગમ બ્હીકની મારી કુટુંબીઓનાં નામ લઇ બોલાવવા લાગી; પરંતુ તેનું ગળું સુકાઇ ગયું હતું, તેનો અવાજ સ્પષ્ટ રીતે બહાર નીકળ્યો નહિ, કોઇએ તેને જવાબ આપ્યો નહિ. કેવળ કુતરો પૂછડી હલાવી તેની ચારે બાજુએ ફરતો ફરતો કરુણદૃષ્ટિથી તેનાં મ્હોં સામું જોવા લાગ્યો. ગુલબેગમે ધાર્યું કે માણસો કરતાં કુતરાં સારાં છે.

ગુલબેગમ શરીર ઘસડતી ઘસડતી બારણાં પાસે આવી. બપો-

રમો શીતળ પર્વતપરનો પવન તેના શરીરપર વાવા લાગ્યો. તેનું મન જરા શાંત થયું. થોડીવારમાં મહમ્મદજાન એક બાળક સાથે તેનાં બારણાં પાસે આવી પહોચ્યો.

મહમ્મદજાને મશ્કરીમાં કહ્યું, "કેમ, ભૂખથી પેટમાં લાય લાગી છે ? કંઇ ખાઇશ ? મહમ્મદજાને બે રોટલી ને એક લોટો પાણી આણી ગુલબેગમ પાસે મૂક્યું. પરંતુ તેના હાથ પગના બંધ છોડ્યા નહિ.

ગુલબેગમ બોલ્યા ચાલ્યા વગર પડી રહી, મહમ્મદજાને પૂછ્યું, કેમ ખાતી નથી, ત્યારે શું તને ભૂખ નથી ?

ગુલબેગમે કંઇપણ જવાબ ન દીધો. મહમ્મદજાન કંટાળી ચાલ્યો ગયો; ગુલબેગમ પહેલાંની માફક પડી રહી.

ધીમે ધીમે અઠવાડિઆ પર અઠવાડિઆં, માસપર માસ જવા લાગ્યા. ગુલબેગમપર હંમેશાં નવા નવા જુલમો થવા લાગ્યા; તે બધા જુલમોનું વિવરણ લખતાં વાંચકોને કંટાળો આવશે, માટે તે બધું લખી જણાવવાની જરૂર નથી, મહમ્મદજાન ગુલબેગમને વિવાહ કરવા માટે સમજાવવાનો વારંવાર પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ તેણે સંમતિ ન આપી. આથી તેનાપર જુલમની અવધિ થવા લાગી.

ગુલબેગમને વારંવાર લડાઇના સમાચાર મળતા; મહમ્મદજાન પોતે ઉત્સાહથી તેને એ બધા સમાચાર આપતો હતો હાજરા વીર પુરુષો આ લડાઇમાં કેવું અપમાન પામે છે, તેઓને હંમેશાં કેવું દારૂણ દુઃખ ભોગવવું પડે છે, તે બધી વાત કહેતી વેળા મહમ્મદજાનનો આનંદ ને ઉત્સાહ બળવાન બની જતો.

એક દિવસ મહમ્મદજાને ત્રણ અઠવાડિઆં માટે ઘર છોડયું.

તે ક્યાં ગયો છે, તે જાણવા ગુલબેગમે પ્રયત્ન કર્યો નહિ; ઉલટું તે મહમ્મદજાનના જવાથી રાજી થઇ. પરંતુ મહમ્મદજાનનું કુટુંબ પણ તેનાથી ઉતરે એવું નહોતું. તે વાત વાતમાં ગુલબેગમને મેણાં મારવા લાગ્યાં.

એક દિવસ મહમ્મદજાનની માએ ગુલબેગમને કહ્યું, બચ્ચા, તું પારકી છોડી છે, અમારે આશ્રરે રહી છે, અમારાં અન્નથી ઉછરે છે; છતાં તું અમને કુતરાની પેઠે જુએ છે, તેનું શું કારણ? બીજાની કૃપા સિવાય જે એક દિવસ પણ રહી શકે તેમ નથી તેને આટલું અભિમાન રાખવું પાલવે? મહમ્મદજાનની સાથે સાદી કરી હોત તો તારાં સુખની સીમા ન રહી હોત; પરંતુ તું મહમ્મદજાન સાથે પરણવા તૈયાર નથી. તું શું એમ ધારે છે કે કોઇપણ નવાબ બાદશાહ તને બેગમ બનાવશે? તને ખાત્રી છે કે તું રૂપાળી છે; પરંતુ નાક અને સડેલાં ચામડાં સિવાય બીજું શું છે?

એક સ્ત્રીએ કહ્યું, મહમ્મદજાન આવી તેનું નાક કાપી લેશે, એટલે તેનાં રૂપની ખુમારી જતી રહેશે. પેટમાં ખાવા જેટલું તો મળતું નથી, ને આવું માન! એવાં માનપર ઝાડુ મારવું જોઇએ! વજીરની દીકરીનાં આવા હાલ હવાલ જોઇ મારૂં તો કાળજું બળી જાય છે.

ગુલબેગમે એ કડવાં વચનોનો કશો જવાબ આપ્યો નહિ. બધી વાતોની દલીલો આપવી યોગ્ય નથી એ તે જાણતી હતી.

ત્રણ અઠવાડિઆ બાદ મહમ્મદજાન ઘેર આવ્યો. તેનો આનંદ જોઇ ગુલબેગમ બ્હીની મહમ્મદજાન વિશ્રાંતિ લીધા બાદ લડાઇના સમાચાર કહેવા લાગ્યો. પોતાના સ્વદેશીઓ અમીરની સાથે લડતાં કેવા અપમાન પામે છે, તેઓનું જીવન કેવું સંકટમાં આવી પડ્યું

છે, તેનું વર્ણન કરતાં કરતાં મહમ્મદજાન હસી હસીને ઉંધે-પડી ગયો. તે તેઓની ઓછી બુદ્ધિનો તિરસ્કાર કરવા લાગ્યો. તેઓનો સ્વાશ્રય, સહનશક્તિ, સ્વદેશપ્રેમ, તેજસ્વીપણું અને સ્વજાતિ પરનો પ્રેમ મહમ્મદજાનવડે તીક્ષ્ણ વિદ્રુપોદ્દિત સહન કરી કૃતાર્થ થયો. વાત પૂરી કર્યા બાદ તેણે કહ્યું.

"મુલ્લાંઓ કાબુલના હાજરાઓને ઉશ્કેરવા પ્રયત્ન કરતા હતા; તેઓનો પ્રયત્ન સફળપણ થયો હતો. પરંતુ હાજરાઓ તેઓના અફગાન માલિકો તરફ બહુજ અનુરક્ત હતા, નચિંત ચિત્તે ગુલામી કરી તેઓ બહુજ સુખમાં હતા. અફગાનોને તેઓ માબાપની પેઠે લેખતા હતા; તેઓએજ આ તરકટ ખુલ્લું પાડી દીધું. તેઓને જે ગમે નહિ તે તેમને આપવાની ઉપાધિ શા માટે વહોરવી? અમીરના હુકમથી મુલ્લાંઓને બાંધી લઇ જવામાં આવ્યા, માર ખાઇ મુલ્લાંઓએ તરકટીઓનાં નામ ખુલ્લાં કરી દીધાં. ત્યારબાદ તરકટ કરનારાઓને બાંધી ફાંસીએ લટકાવી દીધા. દુષ્ટ બુદ્ધિવાળા મુલ્લાંઓના ટુકડે ટુકડા કરી નાખવામાં આવ્યા. બંડખોર હાજરાઓની પાછળ જાસુસો ફરે છે ખૂબ ફારસ થાય છે! ગુલબેગમ, તારા બાપ અને કાકા બંને મરણ પામ્યા છે. તારા બાપમાં જરા પણ અક્કલ હોત તો તે આવી રીતે જાન ગુમાવત નહિ. બેવકુફ મને પણ પોતાનાં ટોળાંમાં ભળવાનું કહેતો હતો. તેનું સાહસ તો જો!

ગુલબેગમે એ વાતમાં વિશ્વાસ રાખ્યો કે નહિ, તેતો કોણ જાણે, પણ તે કંઇ પણ બોલી નહિ.

શિયાળો ગયો, વસંતઋતુ પણ ગઇ, ગ્રીષ્મઋતુ આવી, પરંતુ ગુલબેગમની દુર્દશાનો પાર આવ્યો નહિ. તેના પરનો જુલમ ઓછો થયો નહિ. તે હતાશ થઇ એકી અવાજે ખુદાને બોલાવવા લાગી;

તેના ખરા જીગરના અવાજથી વિધાતાનું સિંહાસન પણ ડગમગ્યું. છેવટે ખુદાએ તેનાપર દયા કરી. એક દિવસ સાંજરે ગુલામહુસેન મહમ્મદજાનને ઘેર આવી પહોંચ્યો. તેણે જોયું કે ગુલબેગમનું સોનાનું શરીર મલિન થઇ ગયું છે; દુર્બળ બની ગયું છે; વસ્ત્રો મેલાં ને જુનાં થઇ ગયાં છે. ગુલબેગમ ઘણે દિવસે પિતાને જોઇ રડી પડી. ગુલામહુસેન બધું સમજી ગયો. અભાગણી દીકરી પ્રત્યેની સમવેદના અને મમતાથી તેનું કોમળ હૃદય પૂર્ણ થઇ ગયું.

ગુલામહુસેને કરડા અવાજે મહમ્મદજાનને કહ્યું, "હું ગુલબેગમને લઇ જવા આવ્યો છું.

મહમ્મદજાને કહ્યું, "વારૂ; પહેલાં મારૂ લેણું પતાવો, ત્યાર પછી છોડીને લઇ જજો."

ગુલામહુસેને કહ્યું, "મારી પાસે તમારે જે મેળવવાનું છે, તે બીજે વખતે મળશે; પૈસાવડે તમારૂં લેણું પતે તેમ નથી. હથિયાર વડે તમને ઇનામ મળવાનું છે."

મહમ્મદજાને કહ્યું, "આપ ગૃહસ્થની માફક કહો છો; પરંતુ આપનાં વચનોનો અર્થ સમજી શકાતો નથી."

ગુલામહુસેને કહ્યું, "અર્થ સ્પષ્ટ છે. હું તને ગોળીએ મારીશ, પરંતુ આજ નહિ. જે કંઇ દિવસો તારા નસીબમાં સુખ ભોગવવાનું હોય, તે ભોગવી લે. આજ તને મારૂં તો તારાં પાપનું પ્રાયશ્ચિત નહિ થાય. તું નક્કી જાણજે કે અલ્લાએ મારે હાથે તારૂં મરણ સરજ્યું છે."

ગુલામહુસેન ઘોડાપર બેસી દીકરીને લઇ મહમ્મદજાનને ઘેરથી ચાલ્યો ગયો. મહમ્મદજાન ગુલામહુસેનની ભયંકર પ્રતિજ્ઞા સાંભળી દિગ્મૂઢ થઇ બેસી રહ્યો. તે જાણતો હતો કે ગુલામહુસેનની પ્રતિજ્ઞા તેની બંદુકની ગોળી જેવીજ અવ્યર્થ છે.



## પ્રકરણ ૧૩ મું

### સ્વદેશદ્રોહનું ઈનામ

ઉનાળો પૂરો થયો, વર્ષાઋતુ આવી. ડુંગરાળ મુલકમાં વર્ષાઋતુ કેવી ભયાનક હોય છે ! અમે જે દિવસની વાત કરીએ છીએ, તે દિવસ ભયંકર જણાતો હતો. સંધ્યાકાળ પછી વાદળાં ચઢી આવ્યાં, વીજળી થવા લાગી, મેઘગર્જના થવા લાગી, મેઘની સાથે વીજળીનું ભયાનક યુદ્ધ ચાલવા લાગ્યું. ચારે તરફ પ્રલયની તૈયારી મચી હોય, તેવું જણાવા લાગ્યું.

એ ભયંકર રાત્રિએ હાજરાઓ પોતપોતાનાં ઘરમાં શાંતિથી સૂતા હતા. વાવાઝોડાંનાં પ્રચંડ સૂસવાટા સિવાય બીજો કશો શબ્દ થતો નહોતો. વાવાઝોડાંની ગર્જના ગુફાઓમાં પડઘા પાડી ચારે તરફ લાખો રાક્ષસોની ગર્જનાની પેઠે ફેલાઇ જતી હતી.

ગામના બીજા લોકોની પેઠે ગુલામહુસેન પણ તેના શયનગૃહમાં સૂતો હતો; અકસ્માત્ તે પથારીમાં બેઠો થઇ ગયો. તેને લાગ્યું કે કોઇ ગુપચુપપણે તેની પથારી પાસે આવ્યું છે ! આવી ભયાનક રાતે કોણે તેનાં શયનગૃહમાં પ્રવેશ કર્યો હશે ? તે શત્રુ હશે કે મિત્ર ? તેણે ઓશીકે રાખેલી બંદુક હાથમાં લઇ ચારે તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી

જોવા લાગ્યો; અંધારાંમાં કોઇ જણાયું નહિ, પણ તેણે પથારી પાસે શ્વાસોચ્છ્વાસ લેવાતો સાંભળ્યો.

ગુલામહુસેન શું કરવું, તેનો વિચાર કરતો હતો, ત્યાં પોતાની દીકરીના અવાજે તેની બધી ચિંતા દૂર કરી દીધી. ગુલબેગમ મધ-રાતે ધીરે ધીરે તેની પથારી પાસે આવી ઉભી હતી.

ગુલબેગમે ધીમેથી કહ્યું, "પિતાજી, ઉઠો, મારા નાનાભાઇને લઇ જલદી નાસો, નહિતો મુશ્કેલીમાં આવી પડશો."

ગુલામહુસેન બંદુક અને છરો હાથમાં લઇ ઉભો થયો, તેણે વ્યગ્રભાવે પૂછ્યું, "શું છે બ્હેન ? કોઇએ આપણા પર હલ્લો કર્યો છે ?"

ગુલબેગમે કહ્યું, "તે તો કોણ જાણે, મેં કોઇને જોયેલ નથી, કોઇનો અવાજ પણ સાંભળ્યો નથી; પરંતુ મને ખાત્રી છે કે આ રાત્રે જ તમે પર્વતના નિર્જન ભાગમાં નહિ નાસો તો ભારે મુશ્કે-લીમાં આવી પડશો. શત્રુઓ સાથે લડી આત્મરક્ષણનો પ્રયત્ન કરતા નહિ, તેથી કશું પરિણામ નીપજવાનું નથી.—જલદી નાસો.

ગુલામહુસેને પૂછ્યું, "તને આટલો બધો ભય કેમ લાગે છે ?"

ગુલબેગમે કહ્યું, "પિતાજી, મેં એક સ્વપ્ન જોયું છે. તમે મારી વાત ઉડાવી દો નહિ, મેં સ્વપ્નમાં જોયું કે. ભયાનક વાવાઝોડું થયું છે, એ વાવાઝોડાંમાં આપણું ઘર સળગી ઉઠયું છે; હું આગમાં બળી મરવા લાગી ! મારી ચારે બાજુએ આગ ફરી વળી ! હું મહામુશ્કી-બતે ઓરડા બહાર આવી, તમને બોલાવ્યા, પરંતુ તમે ઊંઘતા હતા, તેથી મારી વાત તમે સાંભળી નહિ. ઘણા ઘાંટા પાડયા બાદ તમે ઉઠયા, પરંતુ આગને જોઇ શક્યા નહિ, કેવળ વાવાઝોડાંનો શબ્દ

સાંભળી શકયા, તમે મારી વાતપર વિશ્વાસ રાખ્યો નહિં, પથારીમાં બેઠા બેઠા હસવા લાગ્યા; એ વખતે ઘરમાં જોરથી આગ સળગી ઉઠી, આગના શબ્દ આગળ વાવાઝોડાંનો શબ્દ દબાઇ ગયો! ત્યારે તમે એકદમ ઉઠી મારા ભાઇને લઇ નાઠા; અરે આ શું ? શાનો અવાજ ?"

ગુલામહુસેને કહ્યું, "ઘોડાનો શબ્દ જણાય છે; આવી ભયંકર રાત્રે ઘોડાપર ચઢી અહીં કોણ આવે છે ? નકી શત્રુનું સૈન્ય." તેણે તરતજ પોતાના નાના દીકરાને છાતીએ વળગાડી લીધો, ત્યાર પછી તે બારણાં તરફ ચાલ્યો.

ગુલબેગમ તેને અટકાવી કહેવા લાગી, "પિતાજી દરવાજો ન ખોલતા, હમણાંજ શત્રુના હાથમાં જઇ પડશો. છાપરાપર ચઢી નાસો, નહિં તો નાસવાનો બીજો રસ્તો નહિ રહે. મને ઘોડાના દાબડા સ્પષ્ટ રીતે સંભળાય છે, શત્રુઓ આપણાં આંગણાંમાં હાજર થયા છે! હવે વખત નથી, નાસો, જલદી નાસો, ઘણા શત્રુઓ આવ્યા છે."

ગુલબેગમે એકદમ બારણાં બંધ કર્યાં. ત્યાર બાદ એક ભારે પેટી લાવી બારણાં પાછળ મૂકી દીધી. ગુલામહુસેન તે દરમિઆન છાપરાંપર ચઢી પુત્ર સાથે રાત્રિના અંધકારમાં અદૃશ્ય થઇ ગયો.

એક ક્ષણમાં બારણાં ખખડયાં, "ઘરમાં કોણ છે, બારણાં ઉઘાડો! તમે શું સુઇ ગયાં છો ?"

ગુલબેગમ ઉંઘમાંથી જાગી ઉઠેલ માણસની પેઠે કંટાળા ભર્યા અવાજે બોલી, "તમે કોણ છો, આટલી રાત્રે ગૃહસ્થના દરવાજા

પર હલ્લો કેમ કરો છો ? શામાટે દરવાજા ખોલીએ ? તમારે શાની જરૂર છે ? કોને ખોળો છો ?"

બારણે ઉભેલામાંથી એકે કહ્યું, "અમે જેને શોધીએ છીએ, તે આ ઘરમાં જ છે. જો જલદી દરવાજો નહિ ઉઘાડે તો અમે બારણાં તોડી નાખશું; તમારે બધાને ઘરમાં જીવતાં દટાવું પડશે–" એ માણસ બંદુકના કુંદાવડે બારણાંપર આઘાત કરવા લાગ્યો.

ગુલબેગમે કહ્યું, "તમે ગમે તે હો, એક ક્ષણ થોભો. આટલી બધી શી ઉતાવળ છે ? છોકરાં ઉંઘે છે, તેઓ બીકનાં માર્યાં ઉઠશે તો તેને છાનાં રાખવાનું કામ અઘરૂં થઇ પડશે. હું દરવાજો ઉઘાડું છું, લૂટારાઓની બીકથી એક ભારે પેટી બારણાં આડી મૂકેલી છે, તે હું એકલી દૂર કરી શકીશ નહિ; ઉભા રહો, મારી માને બોલાવું. મા, ઉઠ, ઉઠ, કોઇ દરવાજો ઉઘાડવાનું કહે છે; પેટી પકડ, આપણે તે ખસેડી દરવાજો ઉઘાડીએ."

ગુલબેગમની મા બીજા ઓરડામાં હતી, તે અંદરનાં બારણેથી તે ઓરડામાં આવી બોલી, "તું આટલી રાતે પણ અમને શાંતિથી ઉંઘવા નહિ દે ? આટલી બધી બબડે છે કેમ ? બારણાં પાસે પેટી કોણ લઇ ગયું ! તારો બાપ–"

ગુલબેગમે માનાં મ્હોંપર હાથ દાબ્યો, તેના કાનમાં ધીમેથી કહ્યું, "ચુપ રહે મા, બારણે દુશ્મન છે."

બારણાંપર ફરીથી બંદુકના કુંદાનો શબ્દ થયો, જાણે ઘણા લોકો બારણાં તોડવા મથતા હોય, તેવું જણાવા લાગ્યું ! પરંતુ ગુલામ હુસેનનાં ઘરનાં બારણાં મજબૂત સાગનાં લાકડાંનાં બનાવેલાં હતાં;

તે બંદુકના કુંદાથી બાંગ્યાં નહિ, લાતોથી પણ જરાતરા ખખ-ડવા લાગ્યાં.

ગુલબેગમે કહ્યું, "લગાર સબૂર કરો મહાશય, બારણાં તોડ-વાથી આપને શો લાભ થવાનો છે? અમે પેટી ખસેડીએ છીએ, તે ખસેડયા બાદ સાંકળ ઉઘાડશું. પરંતુ અગાઉ કહો કે તમે કોણ છો? આટલી રાતે અહીં શા માટે આવ્યા છો?"

આવનારાઓમાંથી એક જણે કહ્યું, "અગાઉ ઘર ઉઘાડ—ત્યાર પછી જાણે શકશે કે અમે કોણ છીએ, અને શા માટે આવ્યા છીએ. જલદી પેટી ખસેડ. બારણાં પાછળ પેટી તે કોણ રાખે?"

ગુલબેગમે કહ્યું, "એમ કરવાની જરૂર પડે છે; લૂટારૂઓની બીક ઓછી છે? મારા પિતાં ગયા, ત્યારેજ કમાડ પાછળ મોટી પેટી ગોઠવી ગયા છે. તે ઘેર હોત તો આટલી સાવચેતી રાખવાની જરૂર નહોતી."

આવનારે પૂછ્યું, "શું કહ્યું? તારા બાપ ઘરમાં નથી?"

ગુલબેગમે કહ્યું, "ના સાહેબ, તે ઘરમાં હોત તો અમે આટલા બધી ધાંટાધાટી શા માટે કરીએ? તેજ આપની સાથે વાત કરત. તે લડાઇમાં ગયા છે, તે તમે જાણતા નથી?"

બહાર ઉભેલામાંથી એક જણે કહ્યું, "પંખી ઉડી ગયું છે! આ વખતે પણ તેણે આપણી આંખોમાં ધૂળ નાખી? અભાગીઆ મહ-મ્મદજાને આપણને નકામી તસ્દી આપી; ખોટી વાત કહી તેણે આપ-ણને ભૂલ ખવરાવી. આજે તેનાં હાડકાં ભાંગ્યા સિવાય છોડવાનો નથી."

આ વાત સાંભળી ગુલબેગમ વીજળી પડી હોય તેમ દિગ્મૂઢ

થઇ ઉભી; તેણે લથડતે અવાજે કહ્યું, " મહમ્મદજાન! વિશ્વાસઘાતક મહમ્મદજાનનું આ કામ ? તેજ અમારૂં નખ્ખોદ વાળવા તૈયાર થયો છે? ઓ અલ્લા!"

આવનારઓએ બહાર ઉભા રહી થોડી મિનિટ ધીમે ધીમે વાતચીત કરી; તે વખતે વાવાઝોડાનું જોર અત્યંત પ્રબળ થયું હતું. તેઓનો અવાજ ગુલબેગમ સાંભળી શકી નહિ.

ગુલબેગમે વિચાર કર્યો, " પિતાજી ઘેર નથી એમ કહેવામાં મેં ભૂલ કરી નથી. તેઓ તો અત્યાર સુધીમાં ઘણે દૂર નીકળી ગયા હશે; હવે તેને કોણ પકડી શકે તેમ છે? આ રાત્રે તેની પાછળ પડવાથી કોઇનું કશું વળે તેમ નથી. વિદેશી લોકો અમારા દેશના રસ્તાઓ જાણતા નથી. પરંતુ આ મહમ્મદજાન કોણ? હાજરાઓના પ્રદેશમાં કેટલાક મહમ્મદજાન છે; તે એ શયતાન છે, તે આજ છે; તે બરાબર સ્પષ્ટ થતું નથી."

વળી ઘણા લોકોએ એકી સાથે બારણાંપર લત્તાપ્રહાર કરવા માંડયો. બારણાં ખડખડાટ કરતાં કંપવા લાગ્યાં. ગુલબેગમે બીકથી કંપતા સ્વરે કહ્યું, " મા દરવાજો જલદી ખોલ; નહિ તો તેઓ બારણાં તોડી ઘરમાં પેસશે.

બહાર કોઇએ કોઇને માર્યો; તે સાથે એક જણ આર્તનાદ કરી બોલ્યો, " દોહાઇખાંસાહેબ, મને મારશો નહિ; મારો કશો દોષ નથી. હું જાણતો હતો કે વજીર અત્યારે ઘેરજ છે—તે માટેજ હું તમને અહીં તેડી લાવ્યો છું. તે મારો દુસ્મન છે, હું તેનું મરણ ઇચ્છું છું; તે નહિ મરે ત્યાં સુધી હું નિશ્ચિત રહી શકીશ નહિં. મેં કેટલાક દિવસ થયાં તેનો છાયાની માફક પીછો પકડયો છે, તે નક્કી

ઘરમાંજ છે. સ્રીઓની જૂઠી વાતમાં વિશ્વાસ રાખતા નહિ. પ્રથમ ઘરમાં તપાસ કરો,—નક્કી તે ઘરમાંજ હશે. હું તમારો આશ્રિત છું, મને દુઃખ ન દો."

હવે ગુલબેગમને કશો શક ન રહ્યો. એ અવાજ તો તેના શત્રુ મહમ્મદજાનનોજ હતો! મહમ્મદજાન સ્વદેશદ્રોહી; આટલા દિવસ સુધી તેણે આવા નીચ સ્વદેશદ્રોહીના ઘરમાં વાસો કર્યો હતો.

ગુલબેગમની માએ બારણું ખોલ્યાં કે તરતજ એક સૈનિકે ઓરડામાં પ્રવેશ કરી શુષ્ક સ્વરે પૂછ્યું ગુલામહુસેન ક્યાં છે?

ગુલબેગમે કહ્યું, "તે લડાઇમાં ગયા છે, તે કહી શકીએ તેમ નથી. તમે તેમને શા માટે ખોળો છો?"

ગુલબેગમે બહાર જોયું, વીજળીનો ચમકારો થયો તેના પ્રકાશમાં તેને જણાયું કે ઘણા અફગાન સૈનિકો આંગણામાં એકત્ર થઇ મહમ્મદજાનને લાતો મારે છે! મહમ્મદજાન અતિ કષ્ટે એ માર સહન કરે છે, અને રડતો રડતો કહે છે, "ખુદાના કસમ, મેં ત્રણ દિવસ થયાં ગુલામહુસેનનો પીછો પકડયો છે; તમને ખબર મોકલ્યા બાદ મેં આ ઘરપર બરાબર નજર રાખી છે. તે આ ઘરમાંજ છે; જો બહાર ગયો હોત, તો મને ખબર પડયા વિના રહેત નહિ ઘરમાં બરાબર તપાસ કરવાથી તે જરૂર પકડાશે; બેઇમાન ઘરમાં ક્યાંય છુપાઇ ગયો છે. ઘરમાં તપાસ કર્યા સિવાય મને શામાટે પીડો છો! મને છોડી દો, મારૂં ખૂન કરવાથી આપને શો લાભ થવાનો છે? મને છોડી દેશો તો હું તમને ઘણી ખબરો આપી શકીશ, મને છોડી દો તમારી લાતોથી મારાં તો હાડકાં ખોખરાં થઇ ગયાં!"

એક જણે કહ્યું, "કુતરો સાચું બોલતો જણાય છે; તેના હાથ પગ છોડી નાખો. ગુલામહુસેન કયાં છુપાયો છે, તે જોઇએ; એ બાઇઓ ખોટું બોલતી હશે, તો તેઓને ગર્દન મારશું."

હાલિમાએ પોતાની આગળ ઉભેલા સૈનિકને કહ્યું, મારા પતિ ઘેર નથી; અમારાં વચનપર શ્રદ્ધા ન હોય તો ઘર તપાસો. મનુષ્ય કંઇ કીડી નથી કે એકાદ દરમાં છુપાવી રાખું. મારા પતિ કાલે ઘેર આવ્યા હતા, આજે સંધ્યાકાળ પછી પાછા ચાલ્યા ગયા છે, તેની ખબર નથી, તોપણ અત્યારસુધીમાં તેઓ બહુ દૂર નહિ ગયા હોય. મને લાગે છે કે તે પાસેનાં ગામમાં ફોજની શોધ કરવા ગયા હશે, તેઓ ત્યાં વારંવાર જાય છે. કયારે કયાં જાય છે તે અમને કહી જતા નથી. ગુલબેગમને કંઇ કહી ગયા હોય તો કોણ જાણે."

અફગાન સૈનિકે પૂછ્યું, "ગુલબેગમ કયાં છે?"

ગુલબેગમ એક શાલવડે પોતાનું આખું શરીર લપેટી એક ખુણામાં બેઠી હતી; તેણે કહ્યું "હું અહિંજ છું. મારી શી જરૂર છે?"

સૈનિકે કહ્યું, "તારો બાપ કયાં છે?"

ગુલબેગમે કહ્યું, "તે હું શું જાણું? કાલ રાતે પિતાજી ઘેર હતા, આજ રાતે પણ તેઓ ઘરમાં હતા, આ ઘરમાંજ સૂતા હતા; તમે જ્યારે બારણાંને ધક્કા મારવા લાગ્યા, ત્યારે મેં તેમના ઘરમાં જઇ જોયું તો તેઓ જણાયા નહિ. મારા પિતાની સાથે મારો નાનો ભાઇ પણ જોવામાં ન આવ્યો. તમારો પત્તો મળવાથી, તેઓ નાસી ગયા લાગે છે. મહમ્મદજાન કહે છે કે તે સાયંકાળથી અમારા ઘર પર પહેરો ભરે છે. તો પછી મારા પિતા મંત્રબળે વાયુમાં તો મળી ગયા નહિ હોય, નક્કી મહમ્મદજાને તેને બહાર જતા જોયા છે;

તેને પૂછશો તો જણાશે કે તેઓ કઇ બાજુએ ગયા છે. તોપણ તે એ વાત જણાવશે કે નહિ તેની ખાત્રી નથી; મહમ્મદજાન પિતાજીની પાસે લાંચ લઇ જાસુસીપણું કરતો હતો. અત્યારે મને જણાય છે છે કે તે ફક્ત અમારી પાસેથીજ નહિ, પણ તમારી પાસેથી પણ લાંચ લે છે; તેની વાત તમને જણાવી છે, ને તમારી વાત અમને જણાવે છે. બંને બાજુથી લાંચ મેળવે છે!"

સૈનિકે કહ્યું, "વારૂ, આ છોકરી કહે છે, તેજ ખરૂં છે. મહમ્મદજાનના પગ ખૂંટા સાથે બાંધી તેની પર સો કોયડા મારો."

---



## પ્રકરણ ૧૪ મું

### બંદિની

મહમ્મદજાન તરફ ગુલબેગમને ઘણોજ તિરસ્કાર હતો. મહમ્મદજાન અફગાનોનો જાસુસ થયો છે, સ્વદેશ તરફ બેવફા બન્યો છે, એ ધારણાને વશ થઇ તેણે તેને સજા કરાવવા ખાતરજ અફગાન સૈનિક પાસે જૂઠી ફરિયાદ કરી હતી. સ્રીની પ્રતિહિંસા કેટલી ભયંકર હોય છે !

ગુલબેગમનાં હૃદયમાં સ્નેહ મમતાનો તોટો નહોતો, તે જૂઠું બોલનારી પણ નહોતી; પરંતુ જે પાપી થોડા ઘણા પૈસા માટે સ્વદેશ અને સ્વજાતિનો શત્રુ બને, તે કોઇપણ રીતે ક્ષમા મેળવવા યોગ્ય નથી, તેને તો છળથી કે કુશળતાથી પીડવોજ, એવા મતની તે હતી; વળી મહમ્મદજાને તેના તરફ જે નિષ્ઠુર વર્ત્તન ચલાવ્યું હતું, તેને હમેશાં જે અપમાન આપ્યું હતું, તે અપમાન, તે વર્ત્તન ગુલબેગમ કદી ભૂલી શકે તેમ નહોતું. એ હતભાગી તેને પરણવા માગતો હતો.

ગુલબેગમની વાત ખરી માની અફગાન સૈનિકોએ મહમ્મદજાનના પગોને તળીએ ખુંટા બાંધી તે પર લાકડીઓનો માર મારવો

શરૂ કર્યો ! ખુંટા પગ ચીરી માટીમાં પેસવા લાગ્યા, લોહીથી માટી પલળી ગઇ; દારૂણ યંત્રણાથી મહમ્મદજાન આર્ત્તનાદ કરવા લાગ્યો. ગુલબેગમ મનમાં કહેવા લાગી, "યોગ્ય સજા થઇ છે; સ્વદેશદ્રોહીને યોગ્ય સજા મળી છે!"–પરંતુ મહમ્મદજાન વધુ યંત્રણા સહન ન થવાથી પાણી પાણી કરવા લાગ્યો, ત્યારે ગુલબેગમને દયા આવી; તે વિચારવા લાગી "જે પાપી છે, તેને સજા કરનાર ખુદા છે; મેં જૂઠું કહી શા માટે પાપ વહોર્યું? આ હતભાગીનું દુઃખ જોઇ શકાતું નથી."

ગુલબેગમની નાની બ્હેન ઉંઘતી હતી, ગરબડાટથી તે જાગી ગુલબેગમના ખોળામાં માથું રાખી રડવા લાગી. ગુલબેગમ તેને શી રીતે શાંત પાડવી તે નકી કરી શકી નહિ. એ દરમિયાન એક અફ્-ગાન સૈનિકે ગુલબેગમ સામે આવી કઠોર સ્વરે પૂછ્યું, "તારૂં નામ ગુલબેગમ?"

ગુલબેગમે કહ્યું, "હા, મારૂંજ નામ ગુલબેગમ. મારી પાસે શું માગો છો?"

અફ્ગાને કહ્યું, "ઉઠ, ઉભી થા, હું તને જે કંઇ પૂછું, તેના ખરા જવાબ આપજે; જૂઠું ન બોલતી; જૂઠું બોલીશ તો ભારે સજા ભોગવવી પડશે, સમજી?"

ગુલબેગમ પોતાની બ્હેનને શાલમાં વીંટાળી તેને ખોળામાં લઇ ઉભી થઇ, અફ્ગાન સૈનિકના મુખ સામું ન જોતાં બહાર જોઇ ઉભી.

અફ્ગાને પૂછ્યું, "તું પરણી છે?"

ગુલબેગમે ધીમેથી કહ્યું, "ના."

અફગાને કહ્યું, "અમારો જાસુસ મહમ્મદજાન કહે છે કે તું તેની બીબી છે, પરંતુ તું તેને ત્યાં જતી નથી. જાસુસનાં ઇનામ દાખલ તે તને લઇ જવા માગે છે.

ગુલબેગમ કહે છે, "મહમ્મદજાન જૂઠો છે; હું એક વખત તેના ઘરમાં થોડા દિવસ રહી હતી ખરી, પરંતુ હું તેની સાથે પરણી નથી, પરણવાની સંમતિ પણ આપી નથી. હું મરૂંતો ભલે પણ આ જીંદગીમાં એની સાથે સાદી તો નહિજ કરૂં."

અફગાને કહ્યું, "મહમ્મદજાન કહે છે કે તેં તેની સાથે લગ્ન કર્યું છે, પરંતુ તું કહે છે કે મેં તેની સાથે લગ્ન કર્યું નથી; તારી વાત ખરી છે, તેની કશી સાબીતિ આપી શકીશ ?

ગુલબેગમે કહ્યું, "તેની વાત ખરી હોય તો તેજ સાબીતિ આપે તો શો દોષ છે?"

અફગાને કહ્યું, "તે અહીં શી સાબીતિ આપે? આ તેનું ગામ નથી. તું મારી સાથે ચાલાકી કરતી નહિ, કરશે તો ભારે મુશ્કેલીમાં આવી પડીશ. તારી મા કયાં છે? તેને હું આ વાત પૂછવા માગું છું."

ગુલબેગમે કહ્યું, "મારી મા અહીંજ છે, પરંતુ ભયથી તેની બુદ્ધિ ચાલી ગઇ છે; તેને આ વાત પૂછતાં તે શું કહેશે તે હું જાણતી નથી."

અફગાન સૈનિકે ગુલબેગમની વાતપર ધ્યાન ન આપતાં મોટા સાદે કહ્યું, "ગુલબેગમની મા કયાં છે, જલદી મારી આગળ હાજર થાય; હું તેને એકાદ બે સવાલો પૂછવા ઇચ્છું છું."

હાલિમા પગથી માથા સુધી વસ્ત્રોથી ઢંકાઇ અફગાન સૈનિકની સામે આવી ઉભી.

સૈનિકે કહ્યું, " આ તારી દીકરી છે ?"

હાલિમાએ કહ્યું, " હા સાહેબ "

સૈનિકે પૂછ્યું, " તેની સાદી થઇ છે કે નહિ, ખરૂં કહેજે."

ગુલબેગમે જોયું કે ભારે મુશીબત આવી પડી છે! મારી મા કદાચ અફગાન સૈનિકનો સવાલ ન સમજતાં ગમે તેવો જવાબ આપશે. માટે તેણે એકદમ જવાબ આપી દીધો કે " હું તો પ્રથમથીજ કહું છું કે મારી સાદી નથી થઈ. તો પછી મારી મા શું એમ કહેવાની છે કે મારી સાદી થઇ છે ?"

ગુલબેગમની મા ભયથી કાંપતી હતી, ગુલબેગમનાં વચનો તેણે ન સાંભળ્યાં; તેણે કહ્યું, " હા સાહેબ, મારી દીકરીની સાદી થઇ છે, સાદી ન થઇ હોત તો તે ક્યા સ્વાદે એટલા બધા દિવસો મહમ્મદજાનને ઘેર ગુજારત ?" હાલિમાએ વિચાર્યું કે "સાદી થઇ છે એમ સાંભળતાં અફગાનો ગુલબેગમને છોડી દેશે."

હાલિમાની વાત સાંભળી અફગાન સૈનિકે ગુલબેગમ તરફ ગુસ્સાથી જોઇ કહ્યું, " શું! મારી સાથે ચાલાકી! મારી પાસે જુઠું! તને ઝાડની ડાળે લટકાડી ચાબુકનો માર માર્યા સિવાય તું સાચું બોલવાની નથી વારૂ, હવે મારી વાત સાંભળ, જો મહમ્મદજાન તારો ધણી હોય, તો હું તને છોડી દઉં છું, તું ખુશીથી તેની સાથે જા; અને જો તારી સાદી ન થઇ હોય તો મારી સાથે આવવાને માટે તૈયાર થા; અમીરની આજ્ઞાથી હું તમને બધાંને કેદ કરી લઇ જઇશ. અમારી સાથે તમારે બધાંને કાબુલ આવવું પડશે."

ગુલબેગમ આ કઠોર આજ્ઞાથી કંપવા લાગી; તે ચારે તરફ અંધકાર જોવા લાગી.

ગુલબેગમની મા અફઘાન સૈનિકનો હુકમ સાંભળી તેના પગમાં પડી કરૂણ અવાજે બોલી, "સાહેબ, મહેરબાની કરી મને છોડી દો. અમને કાબુલ ન લઇ જાઓ. મારે નાનાં છોકરાં છે, મારી બુઢ્ઢી મા છે; કાબુલ સુધી જતાં રસ્તામાંજ અમે મરી જઇશું. અમારૂં રક્ષણ કરો. કૃપા કરી અમને છોડી દો. અને જો જવુંજ પડે તેમ હોયતો આ રાત રહી જાઓ. આવાં અંધારાંમાં, આવાં વાવાઝોડાંમાં રસ્તાપર કેવી રીતે ચલાશે ?"

અફગાન સૈનિકે કઠોર સ્વરે કહ્યું, "ચુપ કર બાંદી ! અમે દયા રાખવા આવ્યા નથી, અમે હુકમના ચાકર છીએ. આ રાતેજ તમારે બધાંને કાબુલ આવવું પડશે; કોઇપણ જાતની આનાકાની ચાલશે નહિ. જલદી બહાર નીકળો, અમારે મોડું થાય છે."

હાલિમાએ કહ્યું, "અત્યારે માણસો પણ નથી, અત્યારે ઘોડા કોણ તૈયાર કરશે, વળી જણસો બાંધવાને પણ વાર લાગશે. ચાકરો તો અમારા ધણી સાથે ચાલ્યા ગયા છે."

અફગાન સૈનિકોએ કહ્યું, "ઘોડાનું શું કરવું છે ? તમે શું એમ ધારો છો કે ઘોડાપર ચઢી આરામ કરતાં કરતાં કાબુલ જઇશું? તે આશા તજી દેજો. તમારે બધાંને ચાલતાં જવું પડશે; ચાલી શકશો નહિ તો પીઠપર ચાબુક પડશે. બાંદીઓને વળી ઘોડાપર ચઢવાનો શોખ !"

હાલિમાએ કહ્યું, "સરસામાન નહિ બાંધીએ ? વળી આવી સખત ટાઢમાં બરફ ઉપર ખાલી પગે કેવી રીતે ચાલી શકાશે ? અમને ખાલી પગે ચાલવાની ટેવ નથી."

અફગાન સૈનિકે હસીને કહ્યું, બાંદીને વળી માન અપમાન કેવું? ચાલવાની ટેવ નહિ હોય તો પીઠપર માર પડતાં ટેવ પડી જશે. જલદી બહાર નીકળો. અમો એક ક્ષણ પણ થોભવા તૈયાર નથી.

ગુલબેગમ સમજી ગઇ હતી કે આ પાષાણ હૃદયવાળા અફગાનને વિનંતિ કરી કાલાવાલા કરવાથી કશું વળે તેમ નથી, માટે તેણે આ વાતચીત દરમીયાન મુસાફરીની બધી તૈયારી કરી રાખી હતી. તેણે પોતાનાં ભાઇ બ્હેનોને ઉઠાડી ગરમ પોશાક પહેરાવ્યો. પેટી ખોલી કેટલાંક ગરમ લુગડાં બહાર કાઢી તે પોતાની નાનીને પહેરવાની વિનંતિ કરી. ત્યાર પછી તે થોડું ઘણું ખાવાનું બાંધતી હતી, તે વખતે એક કદાવર બાંધાના અફગાને આવી, પોતાના હાથમાંની લાકડી ગુલબેગમની પીઠને અડકાડી કહ્યું, "જલદી બહાર નીકળ બાંદી!"

રાત પૂરી થવા આવી હતી; મળસ્કાંના અજવાળાંમાં ગુલબેગમે જોયું કે પોતાના ગામની બધી સ્ત્રીઓ અને તેઓનાં છોકરાં આંગણામાં એકઠાં થયાં છે. અફગાનો તેઓને બંદીવાન કરી કાબુલ લઇ જવાના હતા. હતભાગિનીઓના કાતર આર્ત્તનાદોથી ચારે દિશા કંપી ઉઠી હતી. તે વખતે વરસાદ બંધ પડયો હતો, વાવાઝોડાંનું તોફાન પણ શમ્યું હતું.

ગુલબેગમે જોયું કે અફગાન સૈનિકો સરદારની સ્ત્રી અને તેની દીકરી શેરિનને પણ ત્યાં ઘસડી લાવ્યા છે. તેઓના પગમાં પગરખાં ન હોતાં, તેઓએ ઝીણાં વસ્ત્રો પહેર્યાં હતાં, તે લુગડાં દૂર દેશમાં મુસાફરી કરવાને ઉપયોગી નહોતાં, તેઓ ઘરમાં ઉંઘતાં હતાં, એ ઉંઘતી સ્થિતિમાંજ તેઓને બંદીવાન કરવામાં આવ્યાં હતાં. ગુલબેગમ ગામની સ્ત્રીઓની રડારોળ સાંભળી બહુજ દિલગીર થઇ; તે આંસુ

પાળી શકી નહિ. બધાં બંદીવાનો ઉંચે અવાજે રડારોળ કરતાં
તાં, ફક્ત ગુલએગમ શાંતિથી આ બધું જોઇ રહી હતી. આવી
ભયંકર મુશ્કેલી વખતે પણ ગભરાઇ નહોતી, બ્હીકથી વ્યાકૂળ થઇ
હોતી. તે પોતાના સહુથી નાના ભાઇનું શરીર શાલમાં લપેટી
ઢાંકવાનો પ્રયત્ન કરતી હતી. તેની નાની બ્હેન પરિઆનુની ઉમર
ર વર્ષની હતી; તે બ્હીકથી ગભરાઇ બંને હાથે ગુલએગમને બાથ
ભરી ઉભી હતી. ફ્રાતિમા ગુલબેગમની બીજી બ્હેન હતી, તેની ઉમર
ર ચૌદ વર્ષની હતી, તે વ્યાકૂળભાવે રૂદન કરતી કરતી ગુલએગમને
વળગી ઉભી હતી; એકાએક આ દુઃખ આવી પડતાં તેઓને ક્યાં
જવાનું છે, કેમ જવાનું છે, તે સમજી ન શકવાથી ફ્રાતિમા આંસુવાળી
આંખોએ બ્હેનનાં મ્હોં સામું જોઇ ઉભી હતી.

અફ્ગાન સેનાપતિના હુકમથી બંદિનીઓ સૈનિકોથી વીંટલાઇ
સવારમાંજ દુર્ગમ માર્ગપર ચાલવા લાગી. રસ્તો તો હતો નહિ,
પહાડ ઉપર જે પગલાં પડયાં હતાં, તે લક્ષ રાખી બધાં ચાલવા
લાગ્યાં. અશ્રુપ્રવાહથી છાતી પલાળતી સ્ત્રીઓ પોતપોતાનાં બચ્ચાંઓ
સાથે હંમેશને માટે પોતાનાં ઘરબાર છોડી ચાલી. તેઓનાં હાસ્યથી
ગાજી રહેલાં મકાનો શ્મશાન માફક પાછળ પડયાં રહ્યાં. ગામમાં માણ-
સનું જણ્યું પણ રહ્યું નહિ.

ચાલતાં ચાલતાં એક સ્ત્રી રડી પડી. " પહાડ ઉપર ચાલતાં
ચાલતાં મારા પગ ચિરાઇ ગયા છે, હવે ચાલી શકતી નથી. મારાં
છોકરાં ક્યાં ગયાં ? હાય અલ્લા ! "

ગુલએગમે અવાજ ઓળખ્યો, તે સ્ત્રી તેની મા હતી. હાલિમા
? ટોળાંમાં જતી હતી, તે ટોળું થોડું આગળ હતું; તે સમજી ન
શકી કે મારાં છોકરાં મારી પાછળ આવે છે.

ગુલબેગમે આગળ જઇ કહ્યું, "મા, રડ નહિ, અમે બધાં આવીએ છીએ. શફી ને શેરિન પણ મારી સાથેજ છે. તારાં પગરખાં કાઢીને આપ્યાં છે; પત્થરથી તેના પગ ફાટી ગયા છે, તે ખાલી પગે ચાલી શકે તેમ નથી. તું મારાં પગરખાં પહેર. મને ખાલી પગે ચાલતાં અડચણ પડવાની નથી." ગુલબેગમે ચાલતાં ચાલતાં પગરખાં કાઢી પોતાની માના હાથમાં આપ્યાં.

હાલિમા રડતી રડતી બોલી, "ટાઢથી મરી ગઇ! મારૂં આખું શરીર ટાઢથી હીમ થઇ ગયું છે."

ગુલબેગમે કહ્યું, "ભાઇને ખોળામાં લઇ આ શાલ ઓઢી લે, તેથી તને અને ભાઇને બંનેને ટાઢ નહિ વાય. આપણે સાથેજ છીએ, મરશું તો સાથેજ મરશું. એક દિવસ મરવાનું તો છેજ, તો પછી મરણથી આટલું બધું ડરવું શા માટે!"

પાછળથી એક સૈનિકે પડકારો કર્યો, "રસ્તામાં આટલી ગરબડ કેમ કરો છો? જલદી ચાલો." શેરિન એ સૈનિક પાસેજ હતો, તેની પીઠ પર લાકડી પડી. બધાં ઉતાવળે ડગલે ચાલવા લાગ્યાં. ગુલબેગમ બધાંને આશ્વાસન આપવા લાગી. કઠોર હૃદયવાળા સૈનિકો ગુલબેગમનું રૂપ અને આવી કારણ મુસ્કેલીમાં પણ તેનાં ચિત્તની દૃઢતા જોઇ તેના પક્ષપાતી થઈ પડયા.

સૂર્યોદય થયો. જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ સૂર્ય કિરણો પ્રખર થતાં ગયાં. બંદિનીઓ રસ્તાપર ચાલતાં થાકી ગઇ હતી; તેઓનાં શરીરપર પરસેવાના રેલા ચાલતા હતા. નાનાં ભાઇ બ્હેન ભૂખ્યાં થયેલાં હોવાથી ગુલબેગમે સૈનિકો પાસે ખાવાનું માગ્યું. સૈનિકોએ તેને કેટલીક રોટલીઓ આપી. ગુલબેગમે તેવડે પોતાનાં ભાઇ

બ્હેનોને સંતોષ્યાં, પોતે કશું ખાધું નહિ. રસ્તાની બાજુએ નાનાં નાનાં ઝરણાં હતાં, તેમાંથી ખોબે ખોબે પાણી લઇ ભાઇ બ્હેનોને પાણી પીવરાવ્યું, પોતે પણ હાથ પગ તથા મ્હોં ધોયાં.

બપોર થયો. સૂર્યના તાપથી જમીન ધગી ગઇ, બંદિનીઓના પગ સીઝાવા લાગ્યા; તેઓ દુઃખથી આર્ત્તનાદ કરવા લાગી! ગુલબેગમ ઉઘાડે પગે ચાલતી હતી, તેનાં કોમળ પગનાં તળીઆંપર ફોલ્લા પડયા તેના પગ ઠેકઠેકાણે ફાટી ગયા, એ ફાટમાંથી લોહી નીકળવા લાગ્યું. બપોર વીત્યા બાદ બંદિનીઓને પર્વતની પાસે આવેલાં આંબલીનાં ઝાડો નીચે વિશ્રાંતિ લેવાની રજા મળી. લાંબો રસ્તો કાપવાથી તેઓના પગ સૂજી ગયા હતા, ઠંડા પાણીના ઝરામાં પગ ધોઇ તેઓ જરા શાંત થઇ, આંબલીનાં ઝાડ નીચે આંબલીના પાકા કાતરા પડયા હતા. તે બાળકો વીણી ખાવા લાગ્યાં. કોઇ કોઇ શીતળ છાયા નીચે ઉંઘી ગયાં. ઘણાં ભૂખનાં માર્યાં રડવા લાગ્યાં. ગુલબેગમે એક સૈનિકને કહ્યું, "ઝાડપર ચઢી આંબલી પાડી આપશો? છોકરાંઓને બહુ ભૂખ લાગી છે, તેઓ બહુ દુઃખી થાય છે."

સૈનિક ગુલબેગમની માગણી તરછોડી શકયો નહિ; તેણે ઝાડ પર ચઢી થોડી પાકેલી આંબલી પાડી દીધી. ગુલબેગમે પોતે થોડી ખાધી પોતાનાં ભાઇ બ્હેનને થોડી ઘણી આપી ગઇ રાતે તેણે થોડું ખાવાનું સાથે લેવાનો વિચાર કર્યો હતો પણ સૈનિકોની ઉતાવળથી કંઇ લઇ શકી નહોતી. થોડી ઘણી રોટલી સાથે લીધી હોત છોકરાંને આટલું દુઃખ વેઠવું ન પડત. એવો વિચાર આવવાથી ગુલ-બેગમે નિસાસો નાખ્યો.

ઝાઝી આંબલી ખાવાથી માંદું પડાશે એ જાણતાં છતાં ગુલબેગમ

ભૂખ્યાં છોકરાંને અટકાવી શકી નહિ. ગમે તે રીતે ભૂખ ન શાંત કરે તો તેઓ શી રીતે બચે? ગુલબેગમ પોતાનાં અને પોતાની સોબતણોનાં ભવિષ્યનો વિચાર કરતી કરતી સૂઈ ગઈ.

બપોર પછી ગુલબેગમની ઊંઘ ઉડી; તેણે એક સૈનિકે પૂછ્યું, "આજ રાત્રે આપણે ક્યાં રહેશું?"

સૈનિકે કહ્યું, "તે પછીથી જણાશે."

ગુલબેગમે પૂછ્યું, "આપણે કાબુલ ક્યારે પહોંચશું?"

સૈનિકે કહ્યું, "ખુદા જાણે, હું તે જાણતો નથી ત્યાં પહોંચતાં બે દિવસ પણ લાગે ને બે અઠવાડિયાં પણ લાગે."

ગુલબેગમ નિસાસો મૂકી બોલી, "ત્યારે આ છોકરાઓનું શું થશે? આટલો બધો લાંબો પંથ એ કેવી રીતે ચાલી શકશે? મારા પગ પણ ફાટી ગયા છે. આજ તો ચાલી શકીશ, પણ કાલે તો કદાચ નહિ ચાલી શકાય."

સૈનિકે કહ્યું, "ચાલી નહિ શકે તોપણ ચાલવું પડશે, બીજો ઉપાય નથી. તેં પગરખાં સાથે લીધાં હોત તો સારૂં હતું; તારાં પગરખાં ક્યાં છે?"

ગુલબેગમે કહ્યું, "મારાં પગરખાં મેં મારી માને આપ્યાં છે. ખાલી પગે ચાલતાં મારી માને બહુ પીડા થતી હતી; તેના પગની સ્થિતિ જોઇ મારાં પગરખાં તેને આપ્યા સિવાય રહેવાયું નહિ."

સૈનિકે કહ્યું, "તું બહુ માતૃભક્ત છે! હવે દુઃખ લાવવાથી શું ફળ મળે તેમ છે? તારૂં દુઃખ જોઇ અમે કશો ઉપકાર કરી શકીએ એવી સ્થિતિમાં નથી."

સૈનિકો બંદિઓને લઇ વળી આગળ ચાલવા લાગ્યા. તે રાત્રે તેઓએ એક ગામમાં ધામો નાખ્યો. એક નાનાં ઘરમાં સો કરતાં વધુ બંદિનીઓને પૂરી રાખવામાં આવી ! એ નાનાં ઘરમાં સૂવાનું તો દૂર રહ્યું, પણ બધાંને સારી રીતે બેસવાની પણ સગવડ ન મળી, ઘણી મુશીબતે તેઓએ રાત વીતાડી. તે રાતેજ ઘણાંખરાં બાળકોને તાવ આવ્યો, તેઓએ ભૂખ્યે પેટે આંબલી ખાધી હતી. તાવની અકળામણથી નાનાં નાનાં છોકરાં એ નાનાં મકાનમાં તરફડવા લાગ્યાં. તેઓનાં રૂદનથી પત્થરો પણ જાણે રડવા લગ્યા; પરંતુ તેથી અફગાન સૈનિકોની ઊંઘ ઉડી નહિ.

ગુલબેગમની નાની બ્હેન પરિઆનુએ રડતાં રડતાં કહ્યું, " બ્હેન, મને થોડું પાણી આપો, તરસથી મારૂં ગળું સુકાઇ ગયું છે. "

ગુલબેગમે કહ્યું, " અરે, તારૂં દુઃખ જોઇ મારા છાતી ફાટી જાય છે ! પણ અહીં પાણી ક્યાંથી લાવવું ?"

તરસનાં દુઃખથી બાલિકા ઉન્માદિનીની માફક બરાડા પાડવા લાગી. ગુલબેગમ પાસે બેસી રડતી રડતી બ્હેનની સેવા કરવા લાગી. રસ્તાનો થાક, તેપર આખી રાતનું જાગરણ; રાત પૂરી થતાં ગુલબેગમને ઉંઘ આવી. તે દિવાલપર પીઠ રાખી સૂઇ ગઇ.

સવારમાં પરિઆનુ જરા શાંત થઇ, પરંતુ બપોરે તેની અવસ્થા શોચનીય થઇ પડી. તેના તાવે સન્નિપાતનું રૂપ ધારણ કર્યું. પરિઆનુ સન્નિપાતમાં બકતી બકતી બરાડા પાડવા લાગી પરિઆનુ ચાલી શકે તેમ નહોતી; રસ્તામાં તે વારંવાર બેભાન થઇ જવા લાગી. ગુલબેગમ બહુજ મુંઝાઇ; તે કાયર કાયર થઇ ગઇ. તે પોકાર કરી

ઉઠી, "ખુદા, દયા કર. મારી વ્હાલી પરિબાનુને બચાવ; હવે દુઃખ ન આપ, ઓ ખુદા !"

પરંતુ પ્રભુએ તેની પ્રાર્થના ન સાંભળી. ચાલવામાં વિલંબ થતો જોઇ સૈનિકો ગર્જના કરવા લાગ્યા; કોઇ કોઇની પીઠ પર લાકડીઓ પડવા લાગી. પરંતુ ગુલબેગમ પોતે ચાલી શકતી નહોતી, પગના ઘામાંથી લોહી ઝરતું હતું; આવી સ્થિતિમાં માંદી બ્હેનને ઉપાડી તે કેટલું ચાલી શકે ? છેવટે તેણે પોતાની મા પાસેથી પગરખાં માગી લીધાં; પરંતુ તેના પગ એટલા તો ફુલી ગયા હતા કે પગરખાંમાં પગજ ન પેઠો.

બપોરે બંદિનીઓને એક જંગલમાં વિસામો લેવા દેવાનો હુકમ થયો. તેજ રાત્રે ગુલબેગમની વહાલી પરિબાનુ મરણ પામી; બે દિવસ પછી તેનો નાનો ભાઇ પણ મરણ પામ્યો, કરુણામય વિધાતાએ તેઓની પીડા જોઇ છેવટે તેઓને પોતાના શાંતિમય ખોળે ઉપાડી લીધાં. ગુલબેગમ માટીપર પડી અધીરભાવે રૂદન કરવા લાગી. તેનું હૃદય ચરાઇ ગયું.

---



## પ્રકરણ ૧૫ મું

### સ્ત્રીની ચતુરાઇ

રસ્તાની મુશ્કેલીથી કેવળ ગુલબેગમનાં બાપ બહેનજ મરણ પામ્યાં એટલુંજ નહિ. એ ટોળાંમાં જેટલાં નાનાં છોકરાં હતાં તેઓમાંનાં ઘણાં ખરાં પોતાની માનો ખોળો તજી એ ભયંકર રસ્તાની પડખે શાંતિથી હંમેશની ઉંઘમાં પડયાં; અભાગિની હાજરાસ્ત્રીઓને મરણ પામેલાં પુત્ર-કન્યાઓ માટે શોક પ્રગટ કરવા જેટલો પણ સમય ન મળ્યો! તેઓને પોતાનાં વ્હાલાં બાળકોનાં શબોને રસ્તાની બાજુએ ફેંકી સૈનિકો સાથે કાબુલ તરફ ચાલવું પડયું. તેઓના હૃદયભેદી શોકનું વિવરણ ભાષાદ્વારા પ્રકાશ કરવું એ અસંભવિત છે.

પરંતુ હાજરાસ્ત્રીઓના શોકથી અફગાન સૈનિકોનું હૃદય ડગ્યું નહિ. પ્રાણથી પણ અધિક છોકરાંના મરણથી રડતી સ્ત્રીઓને તેઓ ઘેટાંના ટોળાંની માફક લઇ ચાલ્યા. પાંચ દિવસ ચાલ્યા બાદ બંદિનીઓએ એક વિશાળ સપાટ મેદાનપર અસંખ્ય તંબુઓ જોયા. એક દિવસ તે વિશાળ મેદાન ધાન્યનાં ખેતરોથી શોભતું હતું, લડાઇ શરૂ

થતાં એ સ્થાને અફગાન સૈનિકોની છાવણી પડી હતી. ચારે તરફ અસંખ્ય તંબુઓ ઠોકાયા હતા.

પાંચમે દિવસે સંધ્યાકાળ વખતે ભૂખી તરસી, શોકથી વિહવળ બની ગયેલી હાજરાઓએ એ છાવણીમાં આવી પહોંચી. તેઓને એક તંબુમાં રહેવાની રજા મળી. તેજ રાત્રે તેઓને જોઇએ તેટલું ખાવાનું આપવામાં આવ્યું. ગુલબેગમ પોતાનાં ભાઇબહેનના શોકથી વિહવળ બની ગઇ હતી, સ્નેહમય પિતાનાં અમંગળની આશંકાથી તેની આંખોમાંથી આંસુની ધારા વહેતી હતી; તેણે જરાપણ ખાધું નહિ. ખાઇ લીધા પછી બધાં ઊંઘી ગયાં, ગુલબેગમ એક ખુણામાં જીવન્મૃતવત્ પડી રહી.

બીજે દિવસે સવારમાં અમીરનો ફોજદાર બંદિનીઓને જોવા આવ્યો. એક સૈનિકે લગભગ વીસ યુવતીઓને એક તંબુમાં એકત્ર કરી અને તેઓને વાળ હોળી કરી પરીક્ષા આપવા માટે તૈયાર થઇ રહેવાનું જણાવ્યું. વજીરનંદિની ગુલબેગમ અને સરદારનંદિની શેરિન એ ટોળામાં હતી.

ફોજદારે હવાલદારને જણાવ્યું હતું કે "મારે પોતાને માટે પાંચ છ બાંદીઓ ખરીદવી છે." આ વચનો સાંભળી ગુલબેગમનું મ્હોં સુકાઇ ગયું. ફોજદારની બાંદી થવાનું તેને ન ગમ્યું. તે પોતાનાં નસીબને ધિક્કારવા લાગી.

ગુલબેગમે પોતાની સોબતણોને કહ્યું, "જો બાંદીગિરિ કરવી પડે, તો અમીરની બાંદી થઇશ; બીજા કોઇની દાસી થવાની નથી."

શેરિને કહ્યું, "તને પસંદ કરશે તો તું ફોજદારની બાંદી થઇશ-

। ! આપણે ત્રીશ જણીઓ છીએ, સાંભળવા મુજબ ફોજદાર પાંચ
થી વધુ બાંદીઓ ખરીદવાના નથી. અમે છીએ, ને તે તને પસંદ
કરશે ? ફોજદાર મને ખરીદશે, તો હું ઘણીજ ખુશીથી તેની સાથે
જઈશ. ફોજદારની બાંદી થવું એતો ભાગ્યની વાત છે ! આટલી બધી
તસ્દી લીધા બાદ જરાપણ વિશ્રાંતિ મળે એટલે બસ."

ફોજદારે યુવતીઓને જોઇ ગુલબેગમ અને બીજી પાંચ જણી-
ઓને પસંદ કરી. શેરિન તેને પસંદ ન પડી.

ફોજદાર હવાલદારને હુકમ આપી છાવણી તરફ જવા લાગો,
તે વખતે ગુલબેગમે હાથ જોડી કહ્યું, "સાહેબ, આપ મને બાંદી
બનાવવાની મતલબ રાખો છો, એ શું ખરૂં છે?"

ફોજદારે ગુલબેગમને પગથી માથાં સુધી નિહાળી કહ્યું, "હા,
ખરૂં, એ વાત કેમ પૂછે છે ?"

ગુલબેગમે કહ્યું, "મને બાંદી બનાવી આપના દોલતખાનામાં
લઇ જતાં આપ મુશ્કેલીમાં આવી પડશો, એમ ધારી હું આપને
પ્રથમથીજ સાવચેત કરી દઉં છું. હું કોણ છું, તે આપ જાણતા
નહિ હો; હું હાજરા રાજ્યના વજીરની કન્યા ગુલબેગમ છું. સેનાપતિ
ફરિદશાહે મને લાવવા માટે મારા પિતા પાસે દૂત મોકલ્યો હતો;
તે મને બાંદી બનાવવા માગે છે."

ફોજદારે ધીમેથી કહ્યું, "સેનાપતિ ફરિદશાહ ! એ શું ખરૂં
છે ? સૈનિકો, તમે આ સંબંધમાં કશું જાણો છો ?"

એક સૈનિકે કહ્યું, "પહેલાં તો કશું સાંભળ્યું નથી, મેં સાંભ-
ળ્યું છે કે આ ઓરત આપણા જાસુસ મહમ્મદજાનની બીબી છે.
ફરિદશાહ તેને બાંદી બનાવવા માગે છે, એ વાતતો અત્યારેજ સાંભળી.

ગુલબેગમે ધીરજથી જણાવ્યું, “આપ મરજી પ્રમાણે કરી શકો તેમ છો, ફરિદશાહ આપની ગુસ્તાકિ જોઇ જો ગુસ્સો કરે, તો તે ગુસ્સો આપના પરજ કરશે, મારાપર ગુસ્સો કરવાનું કશું કારણ નથી. મારી સોબતણો સાક્ષી છે કે મેં આપને ફરિદશાહનો અભિપ્રાય જણાવ્યો છે; આપ મારી આ વાતપર ધ્યાન નહિ આપો, તો તે વાત તેના જાણવામાં આવતાંજ તે આપ પાસે આનો ખુલાસો માગશે, આમાં મારો દોષ નથી.

ફોજદાર બોલ્યો, “સાબીતિ? તારી વાત ખરી છે, તેની સાબીતિ શી? ફરિદશાહે તને બોલાવવા માટે દૂત મોકલ્યો હતો, તેની કંઇ સાબીતિ છે?”

ગુલબેગમે કહ્યું, “મારા કાકાની છોડી શેરિનને પૂછી જૂઓ. મારી મા પણ મારી સાથે આવી છે, તે બીજા તંબુમાં છે, તેને પૂછશો, તો બધી વાત જણાશે કે મને લઇ જવા માટે ફરિદશાહે મારે ઘેર બે વખત દૂત મોકલ્યો હતો કે નહિ. મેં સાંભળ્યું છે કે ફરિદશાહ અપમાન સહન કરી શકતા નથી; તે કેવા પ્રકારના માણસ છે, તે મારા કરતાં આપ વધારે સારી રીતે સમજી શકશો. આ સ્થિતિમાં આપને જેમ યોગ્ય લાગે તેમ વર્તવા મુખત્યાર છો.

ફોજદારે ફરીથી તીક્ષ્ણ નજરે ગુલબેગમ સામું જોયું, તેનું રૂપ જોઇ ફોજદારને તેનાં વચનોમાં વિશ્વાસ પેઠો. છેવટે તેણે નીચા સુરે કહ્યું, “સેનાપતિ ફરિદશાહ જો તને બાંદી બનાવવા ઇચ્છતા હોય, તો હું તને લઇ જવા માગતો નથી. પરંતુ તું ફરિદશાહની બાંદી થવા માટે શા માટે ઉતાવળી થઇ છે, તે હું સમજી શકતો નથી. તેં એમ ધાર્યું લાગે છે કે તેની રખાત થઇ ખુબ મોજમજા ભોગવી-

શા ! પરંતુ તું જલદી સમજશે કે તેનું જનાનખાનું વિશ્રાંતિની જગા નથી. ઓ અલ્લા, તેં સ્ત્રીઓને કેવી બુદ્ધિ આપી છે ? હવાલદાર, આ બાઇને તું ફરિદશાહને ઘેર મોકલી દે. તેને મારે ઘેર લઇ જવાની જરૂર નથી. ”

ગુલબેગમ શાંતચિત્તે પોતાની માની પાસે આવી. બીજી પાંચ યુવતીઓને ફોજદારને ઘેર મોકલવામાં આવી. તેઓની માતાઓ દીકરીઓથી છૂટા પડતી વેળા ઉંચ અવાજે રૂદન કરવા લાગી. કોઇ કોઇ દીકરી સાથે ફોજદારને ઘેર જવાનો આગ્રહ બતાવવા લાગી, પરંતુ કોઇએ તેઓની માગણી તરફ ધ્યાન ન આપ્યું. બીજી બંદિનીઓમાં ગુલબેગમની બ્હેન ફાતિમાને શહેરનો એક આબરૂદાર ગૃહસ્થ ખરીદી ગયો. હાલિમા દીકરી સાથે જવાને વ્યાકૂળ થઇ, પરંતુ એક જણની દાસી સાથે રક્ષકો બીજીને જવા દે શા માટે ? હાલિમાનું રૂદન નિષ્ફળ નીવડયું ગુલબેગમે વિચાર્યું, ' ફરિદશાની દાહાઇ દઇ આ વખતે તો બચી; જો ફરિદશાહને ઘેર જવું પડશે, તો તેના પંજામાંથી છૂટવા માટે બીજી યુકિત કરવી પડશે. ” અફગાન અને હાજરાસ્ત્રીઓનાં ચરિત્રનું વિશેષત્વ એ છે કે અકસ્માત્ કોઇ મુશ્કેલી આવી પડે તો તેની પછી આવનારી તેથી પણ કઠણ મુશ્કેલી સામે ઝૂઝતાં તે પાછી હઠતી નથી. તેઓ કેવળ વર્ત્તમાન કાળનોજ વિચાર કરે છે, ભવિષ્યની ચિંતા તેઓનાં મનમાં સ્થાન મેળવતી નથી.

બીજે દિવસે સવારે એક જમાદારે ધાંટો પાડી કહ્યું, “ ગુલબેગમ બાંદી હાજર ! ”

ગુલબેગમે આગળ આવી કહ્યું, “ મારી શી જરૂર પડી ? ”

જમાદારે કહ્યું, “ તારે મારી સાથે ફરિદશાહના બગીચામાં

આવવાનું છે. તને લઇ જવાનો મને હુકમ થયો છે. તે ઠેકાણું અ-હીંથી બહુ દૂર નથા, છતાં ફોજદાર સાહેબે તને ચલાવી લઇ જવાની મના કરી છે, તારે ઘોડાપર સ્વાર થઇ ત્યાં આવવાનું છે. ફોજદારે જણાવ્યું છે કે તું તારી ઇચ્છા મુજબ બે સ્ત્રીઓને તારી બાંદી તરીકે લઇ જજે. બે સ્ત્રીઓને પસંદ કરી લે."

ગુલબેગમની કાકી-સરદારની સ્ત્રી-બોલી ઉઠી, "ગુલબેગમ, તું મને સાથ લઇ જા."

સરદારની દીકરી શેરિન બોલી ઉઠી, "હું તને કેટલી ચાહું છું બ્હેન, મને સાથે નહિ લઇ જાય? તને તજી હું કેવી રીતે રહી શકીશ?"

ગુલબેગમની મા હાલિમા રડતી રડતી બોલી, "ફાતિમા મને તજી જતી રહી; ગુલબેગમ, તું પણ મને છોડી જશે? બે છોકરાંને ગુમાવી હું રાત દહાડો શોકની આગમાં સળગી રહી છું. તું મને સાથે લઇ જા. તારૂં મ્હોં જોઇ મને શાંતિ વળશે. હાય અલ્લા! આ અભાગિનીનાં નસીબમાં આટલું દુઃખ લખ્યું હતું! મારૂં મોત કેમ ન નીપજ્યું?"

ગુલબેગમે કહ્યું, "મા, રડ નહિ, હું તને લઇ જઇશ."

ગુલબેગમે જમાદારને કહ્યું, "જમાદાર સાહેબ, ખુદાએ આજ મને બાંદી બનાવી છે, પરંતુ મેં આટલા દિવસથી અનેક બાંદીઓ રાખી છે; ખુદા જો સારા દહાડા દેખાડશે તો મારે બાંદી તરીકે ર-હેવું પડશે નહિ. મને જે લઈ જાય છે, તેને હું એક દિવસ મારો ગુલામ બનાવીશ. ત્યારે તમારી વાત યાદ રહેશે તો હું તમારાપર

થોડો ઘણો ઉપકાર કરી શકીશ; પરંતુ અત્યારે તો હું મુશ્કેલીમાં છું. મારી એક વિનંતિ કબુલ કરશો ?"

જમાદારે કહ્યું, "તારે જે કંઇ કહેવાનું હોય તે જલદી કહે, વિલંબ થાય છે."

ગુલબેગમે કહ્યું, "હું વજીરની દીકરી છું, હું સેનાપતિને ઘેર યોગ્ય માન સાથે જવા માગું છું; મારે બે બાંદીઓ પુરતી નથી, મેં ત્રણ બાંદીઓ સાથે લઇ જવાનો વિચાર કર્યો છે, એ ત્રણે જણને મેં પસંદ પણ કર્યા છે."

ગુલબેગમે પોતાની મા, શેરિન ને કાકીને બતાવ્યાં.

જમાદારે કહ્યું, "વારૂ, તું એ ત્રણ જણને સાથે લઇ ચાલ, ફોજદાર સાહેબે એમ કહ્યું નથી કે બેથી વધુ બાંદીઓ નહિ લઇ શકાય. પરંતુ વખત આવ્યે મારાં કાર્યની કદર કરવાનું ભૂલતી નહિ.

ગુલબેગમે કહ્યું, " જમાદાર સાહેબ, તમારો આ ઉપકાર મારા હૃદયમાં કોતરાઇ રહેશે, તમે સાચા આદમી છો. અમે એકજ ઘરની અનેક સ્ત્રીઓ અહીં આવતી હતી, રસ્તામાં કેટલીક મરી ગઇ; અમે ચાર બાકી રહેલ છીએ, અમને હવે જુદાં પાડતા નહિ. હું સેનાપતિ ફરિદશાહને કહી તમને નકી હવાલદારની પદવી અપાવીશ; ત્યાર પછી રસાલદાર થવામાં વાર લાગશે નહિ. કદાચ એક દિવસ તમે ફોજદાર પણ થઇ શકશો; પરંતુ તમારે મારા હુકમ મુજબ ચાલવું પડશે. મને ખુશી નહિ રાખો તો હું તમારાપર શા માટે આભાર ચઢાવું ?

જમાદારે કહ્યું, "આપ ફરિદશાહને ઓળખતાં હોત, તો મને આટલો બધો લોભ બતાવ્યો નહોત. ફરિદશાહ ઓરતની સલાહ

મુજબ ચાલતો નથી; તેના બંગલામાં સુંદરી બાંદીઓનો તોટો નથી. આપે કદી પણ ફરિદશાહને જોયેલ છે ?"

ધૂર્ત્ત જમાદારે આ વખતે ગુલબેગમ સાથે માનપુરઃસર વાત માંડી હતી.

ગુલબેગમે કહ્યું, "ફરિદશાહના સંબંધમાં હું ઘણું જાણુંછું. તે કોઇ આબરૂદાર માણસનો ગુલામ હતો, અત્યારે બાહુબળવડે અમીરનો સેનાપતિ થયો છે; કદાચ એક દિવસ તે અમીરનો મુખ્ય સેનાપતિ થશે. અમીર તેના પર ખાસ કૃપા રાખે છે. ફરિદશાહ પોતાના તાબેદારોને સૈન્યમાં ઉંચી પદવી આપે, તેમાં કોણ હરકત નાખી શકે તેમ છે ? જમાદાર સાહેબ, હું નકી કહુંછું કે તમે જલદી હવાલદાર થશો."

જમાદારે થોડીવાર કંઇક વિચાર કર્યો, ત્યાર પછી ગુલબેગમને કહ્યું, "આપ જેને સાથે લેવા ઇચ્છતાં હો, તેને લઇ ચાલો, હવે વાર ન લગાડતાં. પરંતુ ફરિદશાહ તેમને રાખશે કે નહિ તે શક પડતી વાત છે. તે જો ગુસ્સે થઇ તેમને હાંકી કહાડે, તો મારાપર ગુસ્સો કરતાં નહિ."

ગુલબેગમે કહ્યું, "તે માટે તમારે કશી ચિંતા કરવાની નથી, હું સેનાપતિને ખુશી કરી શકીશ."

ગુલબેગમ ઘોડાપર ચઢી સેનાપતિ ફરિદશાહના બગીચા તરફ જવા લાગી; બીજાં બધાં પગપાળાં તેની પાછળ જવા લાગ્યાં. ત્રણ હથિઆરબંધ રક્ષકો તેની સાથે ચાલ્યા.

ગુલબેગમે પૂછ્યું, "આપણે કેટલે દૂર જવાનું છે ?"

જમાદારે કહ્યું, "પાસેજ, આપને કશી અગવડ પડશે નહિ."

ચાલતાં ચાલતાં ગુલબેગમે પોતાની માને કહ્યું, "મા, હું ઘોડાપર જાઉં છું, અને તમારે ચાલવું પડે છે; એ ખાતર મારો દોષ ગ્રહણ કરતાં નહિ. હું થોડે દૂર જઇ ઘોડાપરથી ઉતરીશ.

થોડે દૂર ગયા બાદ ગુલબેગમ ઘોડાપરથી ઉતરી પડી. જમાદારે કહ્યું, "ઉતર્યાં શા માટે?"

ગુલબેગમે કહ્યું, "મારા પગ અકડાઇ ગયા છે, થોડું ચાલીશ એટલે ઠીક થશે; મારે બદલે મારી મા ને કાકી ઘોડાપર ભલે બેસે, તેઓ થાકી ગયાં છે. મારી અને મારી બ્હેન શેરિનની ઉમર થોડી છે, અમને ચાલવામાં અડચણ પડવાની નથી."

ગુલબેગમની મા અને હાજરા સરદાર-પત્ની ઘોડાપર ચઢયાં. ગુલબેગમ અને શેરિન પગપાળાં ચાલવા લાગ્યાં.

ગુલબેગમે શેરિનને કહ્યું, "જ્યાં જઇએ છીએ, ત્યાં નસીબમાં શું લખ્યું છે, તે ખુદા જાણે. જો ત્યાં મુશ્કેલીમાં આવી પડશું, તો હું ત્યાંથી નાસી જઇશ; તમારો શો મત છે?"

શેરિને કહ્યું, "નાસવા દેશે તો નાસીશને. પહેરાવાળા બંદુક લઇ આપણાપર પહેરો ભરતા હશે, ને તું કેવી રીતે નાસીશ? મને તો કોઇ માર્ગ સૂઝતો નથી, પરંતુ તારૂં સાહસ મરદને પણ લજવે તેવું છે."

એક રક્ષકે કઠોરસ્વરે કહ્યું, "વાતો કેમ કરો છો? મ્હોં બંધ રાખી ચાલો"

બધાં છાનાં રહ્યાં, ગુપચુપપણે સ્વારી આગળ વધવા લાગી.

---



## પ્રકરણ ૧૬ મું

### સેનાપતિનું ઉદ્યાન-ભવન

---

જમાદારે કહ્યું હતું કે સેનાપતિનું ઉદ્યાન-ભવન બહુ દૂર નથી, પણ ગુલબેગમને જણાયું કે રસ્તો તો ખૂટતોજ નથી. પહેરગીરોથી વિંટલાયલી ચારે બંદિનીઓ આખો દિવસ ચાલ ચાલ કર્યા બાદ સંધ્યાકાળ વખતે ફરિદશાહનાં ઉદ્યાન-ભવનના દરવાજા આગળ આવી ઉભી. ઉદ્યાન-ભવન વિશાળ હતું, તેની ચારે બાજુએ ઉંચી માટીની દિવાલ હતી. અંદર જવાનું એકજ બારણું હતું, તે અંદરથી બંધ હતું. તે દરવાજા આગળ આવતાં ગુલબેગમની છાતી ધડકવા લાગી! તેણે સાંભળ્યું હતું કે જે આ બારણામાં પેસે છે, તે કદીપણ બહાર નીકળી શકતું નથી.

જમાદાર બારણાં આગળ આવી દરવાનને બોલાવવા લાગ્યો. પરંતુ અંદરથી કોઇનો પગરવ સંભળાયો નહિ એટલે તે અધીરો થઇ બંદુકના કુંદાવડે વારંવાર બારણાંપર આઘાત કરવા લાગ્યો; છતાં કોઇએ કશું સાંભળ્યું નહિ. છેવટે ઉંચે અવાજે દરવાનના પિતા પિતામહ વગેરેને બિભત્સ ભાષામાં ગાળો દેવા લાગ્યો.

થોડી મિનિટ બાદ એક વૃદ્ધ અફગાન દરવાને બારણાં અધ-ખોલાં કરી જમાદારને અશ્રાવ્ય ભાષામાં ગાળો દેતાં દેતાં કહ્યું. "કોણ છો ? કમબખ્ત, મારા માલીકના દરવાજા આગળ આવી આમ બબડે છે કેમ ? હું તારા બાપનો નોકર છું કે તને જવાબ આપું, તું કહે કે તરત દરવાજો ખોલું ? બેટા, હજામના બચ્ચા !"

"હજામના બચ્ચા" એ ગાળ અફગાનિસ્તાનમાં બહુ સખ્ત ગાળ ગણાય છે જમાદાર ક્રોધથી લાલચોળ થઇ બોલ્યો, "અરે બુઢા વાનર, તને તો મારે દેખું ! અમે શું તારા બાપના નોકર છીએ કે સરકારી કામે આવી એક કલાક સુધી દરવાજા પાસે ઉભા રહીએ, અને તું તારી મરજી પ્રમાણે દરવાજો ખોલે ? જોતો નથી, હું તારા માલીક માટે નવી બાબી લાવ્યો છું ? તે કયાં સુધી અહીં ઉભાં રહે ? તારી આવી વર્તણુકની વાત તે સેનાપતિને કહેશે તો તારી ગરદનપર માથું રહેશે ?"

વૃદ્ધ વિસ્મિતનેત્રે ગુલબેગમ તરફ જોઇ નરમ થઇ બોલ્યો, "ગુસ્સો શા માટે કરે છે ભાઇ ? હું નમાજ પઢતો હતો, નમાજ પૂરી થયા પહેલાં કેવી રીતે આવું ?"

વૃદ્ધને નરમ પડેલા જોઇ જમાદાર સાહેબનો ગુસ્સો સાતમે આ-સમાને ચઢયો. હાથોહાથ આવી જવાની વાત આવેલી જોઇ ગુલબે-ગમે દરવાનને કહ્યું, "તમે નમાજ પઢતા હતા, તે માટે દરવાજો ખોલતાં વાર થઇ છે, તે વાત પ્રથમથી કહી હોત તો જમાદાર સા-હેબ તમારાપર ગુસ્સે થાત ખરા ? અમે બહુ થાકી ગયાં છીએ, હવે ટંટોફિસાદ કરવાની જરૂર નથી, હવે અમને અંદર જવા દો.'

દરવાને કહ્યું, "તમે કોણ છો ? અહીં કેમ આવ્યાં છો, તે અગાઉથી જણાવો."

ગુલમેગમે કહ્યું, "હું હાજરા-રાજ્યના વજીર ગુલામહુસેનની દીકરી છું. સેનાપતિ ફીરદશાહે મને બીબી બનાવવા ખાતર અહીં મોકલવાની આજ્ઞા કરેલી છે; તે મુજબ ફોજદાર સાહેબે મને અહીં મોકલી છે. અમે બહુજ થાકી ગયાં છીએ, ભૂખ પણ બહુ લાગી છે; અમને ખાવાની ને વિસામો લેવાની સોઇ કરી આપો.

દરવાને કહ્યું, "પરંતુ મારા માલીકે મને તમારા સંબંધમાં કશું જણાવ્યું નથી; તેના હુકમવિના તમને કેવી રીતે અહીં રાખી શકું ?"

જમાદારે કહ્યું, "તમારા માલીકે તમને કંઇ હુકમ આપ્યો છે કે નહિ તે જાણવાથી મને કશો ફાયદો થવાનો નથી. સેનાપતિના નામનો ફોજદાર સાહેબે મને જે પત્ર આપ્યો છે, તે પત્ર મારી પાસે છે. એ પત્રમાં આ સંબંધમાં બધી વિગત લખી છે. તમારા માલીકે આ સુંદરીને જોઇ તેને બીબી બનાવવાનો ઇરાદો રાખ્યો છે, પરંતુ અફગાન સૈનિકોએ અજાણમાં બીજી હાજરા સ્ત્રીઓ સાથે તેને પણ બંદિની બનાવેલ હતી. ફોજદાર સાહેબ આ યુવતીને ઓળખી ગયા, અને સેનાપતિનો અભિપ્રાય તેમને વિદિત હોવાથી તેમણે તેને અહીં મોકલી છે. આ ત્રણ સ્ત્રીઓ આ યુવતીની બાંદી છે. બુઢા. ધુરડ, મારી વાત સમજ્યો કે ?

દરવાને કહ્યું, "ત્યારે તમે અંદર આવો; પરંતુ મને આમ ગાળો આપવાથી સારૂં પરિણામ નહિ આવે."

દરવાને દરવાજો ઉઘાડી નાખ્યો, ગુલ્લબેગમ સોબતણો સાથે બાગમાં પેઠી: ગુલ્લબેગમ બગીચાની અપૂર્વ શોભા જોઇ નવાઇ પામી; બધો થાક બાગનું સૌંદર્ય જોઇ ઉતરી ગયો. તેણે જોયું કે એક વ-શાળ બાગ ફુલ્લ ફળથી ભરપૂર થઇ પોતાનું સૌંદર્ય વિકસાવી રહ્યો છે; આવા સુંદર બાગની હયાતી કલ્પવા જેટલી શકિત પણ તેનામાં નહોતી. તેને લાગ્યું કે આ ખરેખર પરીઓનું સ્થાન છે! સૂર્ય અસ્ત પામવા આવ્યો હતો; સંધ્યાકાળના સૂર્યનાં લાલ કીરણો લીલાં વૃક્ષ અને ઉઘડેલાં કુસુમોના લચ્છાપર પડી પ્રતિફલિત થતાં હતાં, તેની અવર્ણનીય શોભા જોઇ ગુલબેગમનું મન પ્રફુલ્લ થઇ ગયું. ગુલ્લબેગમની પાસેજ કેટલાંક ફુલઝાડો સુવાસિત પુષ્પોથી ઢંકાઇ ગયાં હતાં; નવયૌવના પ્રકૃતિરાણી ફુલ્લની માળા પહેરી હસતી હોય, એવું એ ફુલઝાડો જોઇ લાગતું હતું! નાના પ્રકારનાં આંખોને તૃપ્ત કરનારાં ફુલોની સંયુકત સુગંધીથી સાયંકાળનો વાયુ સુગંધમય બનતો હતો, એ વાયુથી ગુલ્લબેગમ અને તેની સહચરીઓનાં નાસારન્ધ્ર પરિપૂર્ણ થઇ ગયાં.

વૃદ્ધ દરવાને ગુલ્લબેગમને કહ્યું, "આજે તમે બહારનાં ઘરમાં રહો; બીબી સાહેબ તમારે માટે શી વ્યવસ્થા કરશે, તે કહી શ તેમ નથી; પરંતુ તમને ખોરાક ને વિશ્રાંતિમાં કશી અગવડ પડવાની સંભાવના નથી. કાલે સેનાપતિ તરફથી તમારા સંબંધમાં કંઇ હુકમ આવશે. જો તેઓની પાસેથી કંઇ ખબર નહિ આવે, અને અંદર રહેવા માટે જગા નહિ હોય, તો હું તમારે માટે બાગમાં એક તંબુ ખડો કરી આપીશ. પરંતુ આજની રાત એમાંની કોઇપણ જાતની વ્યવસ્થા કરી શકીશ નહિ; તમે આવવાનાં છો, તે સમાચાર મને પહેલા મળ્યા હોત તો બધી ગોઠવણ કરી રાખત."

જમાદારે કહ્યું, "મેં તેઓને અહીં પહોંચાડયાં છે. એ મતલબનો એક રૂકો લખી આપો; ફોજદાર સાહેબને એ રૂકો બતાવવો પડશે."

દરવાને કહ્યું, "હું રૂકો લખી આપું? તમે તમારા ફોજદારને જે કહેવું હોય તે કહેશો; હું તેમનો નોકર નથી."

ગુલબેગમે જમાદારને કહ્યું, "તમારી સાથે દોતકલમ અને કાગળ છે? જો હોય તો લાવો; ફોજદાર સાહેબપર રૂકો લખી આપું, એટલે તેઓ જાણશે કે અમે નિર્વિઘ્ને નિશ્ચિતસ્થાને પહોંચી ગયાં છીએ."

જમાદાર સાથે કલમદાની હતી. એ કાબુલી કલમદાની એક નાની પેટી જેવી હોય છે, તેમાં એક ખડીઓ અને એક કલમ હોય છે. જમાદારે એ દોતકલમ અને એક ટુકડો કાગળ ગુલબેગમના હાથમાં આપ્યાં. ગુલબેગમે જોયું કે ખડીઆમાં શાહી સુકાઈ ગઈ છે. જમાદારે થોડે દૂર આવેલી તળાવડીમાંથી અંજલિ ભરી પાણી ખડીઆમાં નાખ્યું. અફ્ગાનજાતિ એક જાતનો કાળો રંગ શાહી તરીકે વાપરે છે; ખડીઆમાં તે રંગ સુકાઈ જાય છે, જરૂર પડતાં તેમાં પાણી નાખી શાહી બનાવવામાં આવે છે.

ગુલબેગમે ફોજદારને લખ્યુંઃ—

"ફોજદાર સાહેબ,

અમે નિર્વિઘ્ને સેનાપતિ ફરિદશાહનાં ઉદ્યાન–ભવનમાં પહોંચ્યાં છીએ. જેઓને આપે પહેરગીર તરીકે મોકલ્યો હતો, તેના વ્યવહારથી હું સંતુષ્ટ થઈ છું ખુદા આપનું સારૂં કરો—ગુલબેગમ."

દરવાને ગુલબેગમના હાથમાંથી પત્ર લઇ જમાદારને આપ્યો. તેણે જમાદારને કહ્યું, "બીબી સાહેબે તમને રૂકો લખી આપ્યો, પરંતુ હું તેમની જગાએ હોત તો કદી લખી આપત નહિ. ઉપરીનો હુકમ બજાવવો. એ ખાતર રૂકાની શી જરૂર? વારૂ, રૂકો તો મળ્યો, હવે ચાલ્યા જાઓ."

જમાદાર પત્ર પાગડીમાં બાંધતાં બાંધતાં બોલ્યો, "તમે શું કહો છો દરવાનજી? આટલો લાંબો રસ્તો અમે પગે ચાલી કાપ્યો છે, આખો દિવસ ચાલ ચાલ કરવાથી અમારા તો પગ દુ:ખે છે, અત્યાર સુધીમાં અમે કશું ખાધું નથી; રાત્રે અમે ક્યાં જઇએ? અમે તમારા અતિથિ છીએ, અતિથિને આવી રીતે કાઢી મૂકવા એ અફગાનોનો ધર્મ નથી. આજ રાત માટે અમને રહેવાનું ઠેકાણું કરી દો, થોડું ખાવાનું આપો, ખુદા તમારૂં ભલું કરશે. કાલ સવારમાં અમે અમારી છાવણીમાં જઇશું. આજ તો એક ડગલું પણ ચાલવાની શક્તિ નથી."

દરવાન શો જવાબ આપવો તેના વિચારમાં હતો, એ વખતે ગુલબેગમે થોડાં ડગલાં આગળ આવી કહ્યું, "દરવાનજી, આજ રાત માટે તે લોકોને કંઇ ખાવાનું આપો, અને સૂઇ રહેવાને થોડી જગા આપો; અરેરે, આવી રાતે એ બિચારા ક્યાં જશે? તમે ખુદા માણસ છો, તમને શું દયા નથી આવતી?"

દરવાને જમાદારને કહ્યું, "ત્યારે તમે અહીં બેસો, હું બીબી સાહેબને પૂછ્યા સિવાય કંઇ કહી શકતો નથી. તેમના હુકમ પ્રમાણે થશે." ત્યારપછી તેણે ગુલબેગમને કહ્યું, "તમે મારી સાથે અંદર આવો."

બગીચાના મધ્ય ભાગે દિવાલથી વીંટળાએલો એક મહેલ હતો. એ મહેલમાં પ્રવેશ કરી દરવાને એક બાંદીને કહ્યું, "બીબી સાહેબને ખબર આપ કે આગા સાહેબના હુકમથી ચાર સ્ત્રીઓ અહીં આવી છે."

બાંદીએ કહ્યું, "તેઓ અહીં ક્યાં રહેશે? આખું મકાન ભરાઈ ગયું છે; જગાની તંગાશને લીધે અમારે પણ રાત્રે જ્યાં ત્યાં પડયાં રહેવું પડે છે! મને લાગે છે કે તેઓ હાજરાસ્ત્રીઓ છે; ઘરમાં જગા નથી, તેઓને ઘોડારમાં મોકલો."

વૃદ્ધ દરવાને કહ્યું, "થોભ બાંદી, મ્હોં સમાલી બોલ, નહિતો તારી જીભ કાપી નાખવામાં આવશે! હું જે કહું છું તે પ્રમાણે કર; બીબી સાહેબને ખબર આપ. તેને કહે કે આગા સાહેબે એક નવાં બીબી અને ત્રણ બાંદીઓને અહીં મોકલી છે, તેઓને માટે એક ઘર ખાલી કરી આપવું પડશે. એક નાની ઓરડી આપશું તોપણ ચાલશે, ચાર જણને માટે મોટાં મકાનની જરૂર નથી."

બાંદી એક અક્ષર પણ ન બોલતાં અંદર ગઈ; પરંતુ થોડી મિનિટમાં પાછી આવી. તેણે કહ્યું, "બીબી સાહેબને કોઈપણ નવીન માણસ આવવાની ખબર મળી નથી; જેઓ આવેલ છે, તેઓને જો અહીં રાખવા માગતા હો તો જનાનખાનાં બહાર રાખી શકશો, જનાનખાનામાં જગા નથી."

વૃદ્ધ દરવાને ગુસ્સે થઈ કહ્યું, "આગા સાહેબનો હુકમ છે કે તેઓને રહેવાનું સ્થાન અને ખાવાનું દેવું પડશે. જો બીબી સાહેબ એમ કરવાની સંમતિ નહિ આપે તો આગા સાહેબ આવી મહા અનર્થ મચાવશે; બીબી સાહેબનેજ જવાબ આપવો પડશે, મારૂં શિર પણ કપાશે; તેમને આ વાત સમજાવ."

આ વખતે બાંદીએ ગુલબેગમ તરફ જોયું. ગુલબેગમનાં રૂપે તેનું ધ્યાન આકર્ષ્યું, તે ફરીથી અંતઃપુરમાં ગઇ; અને થોડીવાર પછી પાછી આવી કહ્યું, "બીબી સાહેબે તેમને માટે ઘર ખાલી કરવાનો હુકમ આપ્યો છે, જ્યાંસુધી ઘર ખાલી ન થાય, ત્યાંસુધી તેઓ બહાર રહે. ખાવાનું તૈયાર થયે, તેઓને મોકલવામાં આવશે. આજ રાત્રે તેઓ તેમને મળી શકશે નહિ, કાલે રૂબરૂ મળી બધી વાત સાંભળશે."

દરવાને ગુલબેગમને કહ્યું, "તમારે માટે મેં કેટલો પ્રયત્ન કર્યો તે જોયુંને, જેમ બને તેમ જલ્દી તમારી અગવડ દૂર થશે. આગા સાહેબ આવે એટલે હું કેવો કામનો માણસ છું, તે તેમને કહેવાનું ચૂકતાં નહિ. તેઓ એક અઠવાડિઆમાં અહીં આવશે. પરંતુ અત્યારે લડાઇ ચાલે છે, તેથી ચોક્કસ કહી શકાતું નથી."

દરવાન ગુલબેગમને એ સ્થાને બેસાડી ચાલ્યો ગયો; થોડીવાર પછી અંતઃપુરની બે ત્રણ બાંદીઓ તેઓને જોવા આવી, પરંતુ તેઓ કંઇપણ ન બોલતાં પાછી ચાલી ગઇ.

હલિમાએ કહ્યું, "આ લોકો કેવાં ખરાબ છે? આખો દિવસ આપણે ભૂખ વેઠી છે, છતાં તેઓ ખાવાનું તો આપતાં નથી!"

શેરિને કહ્યું, "તરસથી મારૂં ગળું સુકાઇ જાય છે; હું તળાવડીમાંથી પાણી પી આવું, ફરિદશાહ તો ભારે ધનવાન જણાય છે! અહા, કેવી સુંદર હવેલી, આટલાં બધાં ફુલઝાડ, આટલાં બધાં દાસ દાસી! દર મહિને કંઇ ઓછું ખરચ નહિ થતું હોય! ગુલબેગમ જો ફરિદશાહની મીઠી નજરે પડે તો તેનાં નસીબમાં બહુજ સુખ લાગે છે. અમારાં નસીબમાં શું છે, તેતો ખુદા જાણે."

શેરિનની માએ કહ્યું, "આપણે સુખ ઇચ્છતાં નથી, થોડી ઘણી શાંતિ મળે એટલે બસ. અલ્લાએ ધાર્યું હશે, તે થશે."

લગભગ એકાદ કલાક પછી એક બાંદી એક મોટા થાળમાં પુલાવનો ઢગલો અને બે કટોરા શાક લઇ આવી; તેણે કહ્યું, "તમે એકાએક આવી ચઢયાં, તેથી સારૂં ખાણું તૈયાર થઇ શકયું નથી; જે મળ્યું તે લઇ આવી છું. આટલું ખાઇ રાત ગાળો એટલે બસ."

ઘરનાં આંગણામાં એક મેલું કપડું બિછાવી ચારે સ્ત્રીઓ જમવા બેઠી એક તો તેઓ ભૂખી હતી, તેમાં વળી રાંધણું સરસ થયું હતું. આવી સુંદર ચીજ તેમણે જિંદગીમાં કદી ખાધી નહોતી; છતાં બાંદી કહી ગઇ કે સારૂં ખાણું તૈયાર થઇ શકયું નથી; જે માગ્યું તે લઇ આવી છું." હુસ્નિમાએ ધાર્યું "ઓ અલ્લા ! આ લોકો શું ખાતાં હશે? આ કરતાં પણ સરસ ખાણું ખાય! અમે શું પરિઓનાં સ્થાનમાં તો નથી આવ્યાં?"

જોત જોતામાં પુલાવનો ઢગલો ચટ થઇ ગયો.

ખાઇ રહ્યા બાદ હાસીમાએ કહ્યું, "જો બે વખત આવું મજાનું ખાવાનુ મળે તો બાંદીગિરિમાં પણ સુખ છે; તો કોઇપણ જગાએ જવા માગું નહિ."

શેરિનની માએ કહ્યું, "આવા ચાવલતો કયાંએ દીઠા નથી, આ શું ડાંગરના ચોખા હશે? એ ડાંગર કાબુલમાંજ થાય છે?"

ગુલબેગમ અને શેરિન કશું બોલી નહિ, તેઓએ નિઃશબ્દે ભોજન કરી લીધું. બધાંએ જમી લીધું, પણ કોઇપણ બાંદી તેઓની પાસે ન આવી. ધીમે ધીમે રાત વીતવા લાગી. ચંદ્ર ઉગ્યો; અનાવૃત આંગણામાં બેસી તેઓ ઠંડા પવનના સપાટાથી કાંપવા લાગ્યાં.

જે બાંદી બેગમસાહેબ પાસે તેઓના સમાચાર લઇ ગઇ હતી, તે મોડી રાતે તેની પાસે આવી પહોંચી; ચારે સ્ત્રીઓને ટાઢથી થરથરતી જોઇ તે બહુજ નવાઇ પામી. તેણે કહ્યું, "તમે હજુ અહીં બેઠાં છો! મને લાગે છે કે બાંદીઓ તમારી વાત ભૂલી ગઇ છે, ઘરમાં લોકો તો ઘણાં છે, બધી સ્ત્રીઓજ છે, છતાં દાસ દાસીઓ બહુ નથી? આગા સાહેબ ઘેર આવી તમને પડેલાં દુઃખની વિગત જાણશે તો કોણ જાણે કોનું માથું લેશે, તે સમજાતું નથી. તમે મારી સાથે ચાલો, મેં એક ઘર સ્વચ્છ કરવાનું કહ્યું છે; પરંતુ બાંદીઓને એ યાદ રહ્યું હશે કે નહિ તે કોણ જાણે."

ગુલબેગમ ને તેની સહચારિણીઓ ઉભી થઇ. બધી દાસીની પાછળ એક અંધારા ઓરડાનાં બારણાં આગળ આવી ઉભી; દાસી ઘરમાં પેસતાંજ બારણામાં સુતેલી એક દાસીનાં શરીરપર પડી!

બાંદી જે સ્ત્રીનાં શરીર પર પડી તે સ્ત્રી ઉંઘતી હતી: તેની ઉંઘ ઉડી ગઇ. તે ગુસ્સે થઇ બબડી ઉઠી, "કોણ છો ડાકેણ! શું આંધળી છો? હું કુતરી છું કે મારાં શરીરપર પગ મૂકી ચાલે છે?"

બાંદી ગર્જના કરી ઉઠી, "તું કોણ છો હરામજાદિ! મને ગાળ આપે છે? શું હું તારા તાબામાં છું? આ ઘરમાં બીજા માણસોને સુવાનું છે, તું અહીં કોના હુકમથી સુતી છે? ચાલ અહીંથી, નહિતો"—બાંદીએ તે સ્ત્રીના વાંસામાં લાત મારી.

તે સ્ત્રી આર્તનાદ કરી બોલી, "મારી નાખીરે બાપ! ડાકણનો પગ જાણે લાકડું! આટલી રાતે હું કયાં જાઉં? બીજું એક પણ ઘર ખાલી નથી; અહીંથી નહિ જાઉં, તારી મરજી હોય ત્યાં જા."

બાંદીએ કહ્યું, "નહિ જાય, ખરૂં! જલદી ઉઠ, નહિ તો બહાર ફેંકી દેવી પડશે. આ ઘરમાં બીજું કોણ છે?"

પેલી સ્ત્રીએ કહ્યું, "બીજી ત્રણ ચાર સ્ત્રીઓ છે. કોણ જાણે ક્યાંથી નવાં માણસો આવ્યાં છે, તેને માટે અમારે ઘર છોડી જવું? કદી નહિં; તેઓને જગા ન મળે તો ભલે ઝાડ નીચે સૂએ."

બાંદીએ કહ્યું, "સારૂં ઇચ્છતી હો તો મારી વાત સાંભળ. ઘરમાં જે કોઇ હોય, તેને લઈ તું અહીંથી ચાલી જા. જો નહિ જાય તો પરાણે કાઢવી પડશે."

છેવટે તે ઘરમાં ? સ્ત્રીઓ હતી તે બધી પોત પોતાનું બિછાનું લઈ ચાલી ગઇ. બાંદીએ ગુલબેગમને કહ્યું, "આજ રાત્રે તમે આ ઘરમાં રહો, હું તમારે માટે બિછાના લાવી આપું છું."

થોડીવારમાં બાંદીએ બિછાનાં લાવી આપ્યાં; ચારે જણીઓ પથારી પાથરી સૂતી, ને થોડીવારમાં ઉંઘી ગઇ.





# પ્રકરણ ૧૭ મું

## જનાનખાનું

બીજે દિવસે સવારમાં ગુલબેગમ અને તેની સોબતણોની ઉંઘ ઉડી, આંખો ઉઘાડતાંજ તેને જણાયું કે સૂર્યનો તડકો જાળીઆં વાટે પથારીમાં પડે છે—અત્યાર સુધી સૂઇ રહેવા માટે તેને બહુજ શરમ લાગી.

હાલિમાએ કહ્યું, "ઘણું મોડું થયું છે, આપણે અત્યાર સુધી સૂઇ રહ્યાં! એ લોકો શું ધારશે? બહુજ ગેરવાજબી કામ કર્યું છે."

સરદારની સ્ત્રીએ કહ્યું, "ધારે શું? આપણે થાકી ગયાં હતાં, વળી મોડાં સૂતાં હતાં, તેથી અત્યારસુધી સુઇ રહ્યાં, તેમાં ગુન્હો શું કર્યો છે? ઇરાદાપૂર્વક તો સૂઇ રહ્યાં નથી ને?

ગુલબેગમ મંદ મંદ હસતી બોલી, "તેઓ શું ધારશે એ વિચારથી તો આપણે ઉંઘ લીધી નથી! કાકી, તમારી કાંસકી આપો તો, વાળમાં ધૂળના પોપડા બાઝયા છે!

ગુલબેગમે જાળીમાંથી બહાર જોયું, પણ એકપણ માણસ નજરે પડયું નહિ. તેણે કહ્યું, "કોઇપણ જગાએ માણસ જોવામાં આવતું નથી; મને લાગે છે કે તેઓ કામપર ચાલ્યાં ગયાં છે. જો તો મા, કોઇ જણાય છે?"

શેરિને કહ્યું, "તેઓએ આપણને અત્યારસુધી સુવા દીધાં એજ મોટું ભાગ્ય! મને લાગે છે કે તે લોકો આપણી સાથે સારૂં વર્તન ચલાવશે; અત્યાર સુધી તો આપણી સાથે નઠારૂં વર્ત્તન ચલાવ્યું નથી મારો બાપ સરદાર છે, એ વાત શું તેઓથી અજાણી છે?"

ગુલબેગમે કહ્યું, "બગીચાની કેવી સુંદર શોભા છે! મને લાગે છે કે બગીચામાં ફરીએ તો ઠીક, શેરિન, મારી સાથે ચાલ; કોઇએ જણાતું નથી, તો પછી આપણને ફરતાં કોણ અટકાવવાનું હતું?"

ગુલબેગમ શેરિન સાથે ફુલવાડીમાં પેઠી. જુદી જુદી જાતનાં ફુલોથી બગીચો શોભી રહ્યો હતો; ગુલબેગમ ફરી ફરીને બગીચો જોવા લાગી. થોડે દૂર જથાબંધ દ્રાક્ષ પાકી હતી, તે જોઇ શેરિનને તે ખાવાનું મન થયું; ફુલોની શોભા તેની સ્વાદેન્દ્રિય આગળ તુચ્છ લાગી. બગીચાની ચારે બાજુએ દિવાલ હતી, દિવાલને એક બારણું હતું, તે બારણાંવાટે બહાર જવાતું હતું. શેરિન તે બારણાં પાસે આવી; બારણાં ઉઘાડવાનો પ્રયત્ન કરી જોયો, બારણાં બહારથી બંધ હતાં.

શેરિને કહ્યું, "કેવો અન્યાય! દરવાજાને તાળું વાસી આપણને બંદી બનાવ્યાં છે."

ગુલબેગમે કહ્યું, "એમાં અન્યાય શાનો? આપણે બંદિનીઓ છીએ, આપણે નાસી ન જઇએ, માટે દરવાજો બંધ કરવામાં આવ્યો છે. કોઇ ઇરાદાપૂર્વક બંદિનીને નાસવા દે ખરૂં?"

શેરિને કહ્યું, "બહારની બાજુએ એક બીજો દરવાજો છે, ત્યાં ચેલો બુઢ્ઢો દરવાન બેઠો રહે છે, અને ખોં ખોં કરતાં ઉધરસ ખાય છે. તે દરવાજા સિવાય બહાર જવાનો બીજો રસ્તો નથી, આ દરવાજો બંધ કરવાનું શું કારણ?"

ગુલબેગમે કહ્યું, "બ્હેન, સાવચેતીથી વાત કર! કોણ જાણે ક્યાં કોઈ છુપાઇ રહ્યું હોય તો? જો કંઇ ગેરવાજબી વાત કરશે તો આપણા હાથ પગમાં બેડીઓ પડશે. ઘરમાંના બધાં બહાર ગયાં હોય એમ જણાતું નથી; નાસવાની વાત બોલતીજ નહિ. જો જો શેરિન, પેલું પક્ષી કેવું સુંદર છે! એવું સુંદર પંખી તેં કદી જોયું છે?

શેરિને કહ્યું, "તું જો, મને જોવાનો શોખ નથી. આમ કેદીની સ્થિતિમાં કોણ જાણે કેટલા દિવસો ગુજારવા પડશે? બ્હેન મને તો બહુજ ભૂખ લાગી છે; આ વખતે જો થોડી રોટલી ને દહીં મળે તો કેવું સારૂં!

ગુલબેગમે કહ્યું, "મળે તો સારૂં, પરંતુ મેળવવું ક્યાથી? જો પેલાં ઘરમાં એક બાંદી બેઠી છે, તે બેઠી બેઠી કંઇ ખાંડે છે."

એક બાંદી થોડે દૂર આવેલાં ઘરની ઓસરીમાં બેઠી બેઠી કંઈ ખાંડતી હતી, ખાંડતી ખાંડતી ગુલબેગમ અને શેરિન સામુ જોતી હતી તે તેઓની વાત સાંભળી નીચું માથું કરી પોતાનું કામ કરવા લાગી.

ગુલબેગમે તેની પાસે આવી કહ્યું, "કાલ રાત્રે અમે અહીં આવ્યાં છીએ, રાતે સારી રીતે ખવાયું નથી; તેથી બહુ ભૂખ લાગી છે, કંઇ ખાવાનું આપી શકશો?"

બાંદી બટેટાંની જાતનું એક કંદ ખાંડતી હતી, તેના કેટલાક ટુકડા તેણે ગુલબેગમ અને શેરિનને આપ્યા, બંનેએ મીઠું કંદ બહુજ હોંશથી ખાવા લાગ્યાં.

શેરિને પૂછ્યું, "આ ઘરનાં બધાં શું બહાર ચાલ્યાં ગયાં છે?"

બાંદી કશું બોલી નહિ, કેવળ એકવાર માથું હલાવી કામ કરવા લાગી.

શેરિને ગુલબેગમને કહ્યું, " બાંદી વાતચીત કેમ કરતી નથી? આપણી વાત સમજી શકતી નહિ હોય, કે તે મૂંગી હશે?"

ગુલબેગમે કંઇપણ જવાબ ન આપ્યો. તે સમજતી હતી કે અમારા જેવી અપરિચિત માટે કોઇપણ પ્રકારની કુતૂહળતા બતાવવી એ સારૂં નથી. એથી કદાચ મુશ્કેલીમાં આવી પડાય.

શેરિને ફરીથી બાંદીને પૂછ્યું, " માણસો પાછાં ક્યારે આવશે? તેઓ શું આખો દિવસ બહાર રહેશે?"

બાંદીએ પ્રથમની માફક માથું હલાવ્યું.

શેરિને કહ્યું, " તમે વાત કેમ કરતાં નથી? અમારી સાથે બોલવાની તમને કોઇએ મના કરી છે કે તમે અમારી ભાષા સમજી શકતાં નથી? અમે અહીં નવાંજ આવ્યાં છીએ; અહીંની રીતભાત જાણતાં નથી, માટે તમને પૂછીએ છીએ, એમ કરવામાં અમારી કંઇ નઠારી મતલબ નથી.

બાંદીએ કંઇપણ જવાબ ન આપતાં એક વખત તીક્ષ્ણ નજરે ચારે તરફ જોયું, તેને જણાયું કે કોઇ ક્યાંએ નથી; ત્યારે તેણે શેરિન તરફ માથું ફેરવી મ્હોં ફાડયું. શેરિન તેનું મ્હોં જોઇ ત્રણ હાથ પાછી હઠી ગઇ. તેણે જોયું કે બાંદીને જીભ નથી, જીભ મૂળમાંથી કપાઇ ગઇ છે! તેનો ઘા હજુ સુધી રૂઝાયો પણ નથી!"

આ ભીષણ દૃસ્ય જોઇ ગુલબેગમનું આખું શરીર કંપવા લાગ્યું, તે અસ્પષ્ટ સ્વરે બોલી ઉઠી, " હાય અલ્લા આ શો ભયાનક બનાવ?

બાંદી ફરીથી માથું નીચું કરી ખાંડવા લાગી, એ દરમિઆન રાતે જે બાંદીએ ગુલબેગમને રહેવાની સોઇ કરી આપી હતી, તે ત્યાં આવી પહોંચી.

ગુલબેગમે તેને કહ્યું, "મેં ધાર્યું હતું કે તમે બધાં બહાર ગયાં છો. અમે જરા મોડાં ઉઠયાં છીએ; કારણ કે એવાં થાકી ગયાં હતાં કે કયારે સવાર પડી તેવું ભાન રહ્યું નહિ."

બાંદી દયા બતાવતી બોલી, "તમે કાલ રાત્રે વહેલાં સૂઇ ગયાં હતાં, તેથી આજ સવારે વહેલાં ઉઠયાં છો. તમે અહીં ઉભાં રહી શું ખાઓ છો ? રામસિંગી ? નુકરાએ આપ્યું જણાય છે.

શેરિને કહ્યું, "હા, અમે તે આ બાંદીપાસેથી મેળવ્યું છે. એનું નામ નુકરા ? પરંતુ તેની આવી હાલત કેમ ? નુકરાએ મ્હોં ઉઘાડી બતાવ્યું તો તેની જીભ કાપી નાખેલી છે ! કેવું ભયાનક !

બાંદીએ કંટાળા ભરી નજરે શેરિનના મ્હોં સામું જોયું ગુલબેગમ સમજી ગઇ કે શેરિનની વાચાળતા તેને મુશ્કેલીના માર્ગમાં ઘસડી જાય છે. આ બધી અનધિકાર ચર્ચાની શી જરૂર છે ? શેરિનને શું જરા પણ અક્કલ હશે ?

બાંદી શુષ્કસ્વરે બોલી, તું પણ મારી માફક એક બાંદી છે, તારે એ બધી વાત જાણવાની શી જરૂર છે ? જો તું વધુ વાત કરીશ તો તારી અવસ્થા પણ એક દિવસ આ બાંદી જેવીજ થશે; ફરિદશાહ વાચાળ સ્ત્રીઓને આ પ્રમાણે શિક્ષા કરે છે. અહીં નકામી સ્ત્રીઓને માટે સ્થાન નથી.

બાંદીની વાત સાંભળી શેરિનનું મ્હોં સુકાઇ ગયું, તે બીકથી કંપતી કંપતી ગુલબેગમની પાછળ ભરાઇ ગઇ. તેણે વિચાર્યું કે બાંદી કદાચ હમણાંજ મારી જીભ કાપી નાખશે!

શેરિનનો ભય જોઇ બાંદી દયા દર્શાવતી બોલી, તારે આટલી

બધી બીક રાખવાની જરૂર નથી; તારી જીભ કાપી નખાશે એમ હું નિશ્ચિતભાવે કહી શકતી નથી. હું તને સાવચેત કરી દઉં છું, તું ભવિષ્યમાં સાવચેતીથી ચાલ જો અહીં રહેવાનું થાય તો કેઇ પણ દિશામાં નજર નાખતી નહિ, વધુ વાતચીત કરતી નહિ, જે સાંભળે, તેનું કારણ જાણવાનું કુતૂહળ રાખતી નહિ; જો તેમ નહિ વર્તે તો તું સુખે જિંદગી ગાળી શકીશ નહિ. નહિતો કયારે કોણ મુશ્કેલીમાં આવી પડશે તે સમજી શકાય તેમ નથી. તને ભૂખ લાગી હોય, તો મારી સાથે ચાલ રોટલીને દહીં ખાવા આપું. બીબી સાહેબને ઉઠ-તાં હજુ ઘણી વાર છે; તે ઉઠે તે પહેલાં થોડું ખાઇ લે.

શેરિને પૂછ્યું, બીબી સાહેબને ઠીક નથી ? તેઓ હજુ સુધી ઉઠયાં નથી ?

બાંદી ગુસ્સે થઇ બોલી, તું બહુ ખરાબ છે! તારા નસીબમાં ઘણું દુઃખ લખ્યું છે. તું શું ચૂપ રહી શકતી નથી ? મેં તને ન કહ્યું કે જે સાંભળે તેનું કારણ જાણવાની ઇચ્છા કરીશ નહિ. તે વાત હમણાંજ ભૂલી ગઇ ? મારો ઉપદેશ યાદ નહિ રાખે તો એક માસની અંદર તારી દશા પણ નુકરા જેવી થશે.

આ વખતે શેરિન રડી પડી, આંખોમાંથી દડ દડ કરતો અશ્રુ પ્રવાહ છૂટયો; તે સમજી કે આ ભારે વિષમ સ્થાન છે! એક સામાન્ય બાબત પૂછવાનો પણ મને અધિકાર નથી આમ મ્હો બંધ કરી કયાં સુધી રહેવું પડશે ? મ્હોં ઉઘાડતાંજ જીભ કપાઇ જશે ? આવે ઠેકાણે કેવી રીતે રહેવાશે ? શેરિનની બુદ્ધિ ગુમ થઇ ગઇ, તે વાસેલા દરવાજા અને ઉંચી દિવાલ તરફ જોવા લાગી.

બાંદીએ કહ્યું, દરવાજો બંધ છે, દિવાલ ઉંચી છે; નાસી જ-વાની આશાને ક્ષણુ માટે પણુ હૃદયમાં સ્થાન ન આપતી. તું બહુ ચંચળ છે, તારા પર નજર રાખવી પડશે.

શેરિન ગુનેહગારની માફક નીચું મ્હોં કરી ઉભી રહી, કંઇપણુ બોલી શકી નહિ.

ત્યારબાદ બાંદીએ તેઓને એક જગાએ લઇ જઇ થોડું ખાવાનું આપ્યું. તેઓએ મુંગે મ્હોંએ એ ખાઇ લીધું.

બપોરે જનાનખાનાંના અંદરના ભાગમાં કોલાહલ સંભળાવા લાગ્યો. કેટલાક ખોજા અને બાંદીઓ આમતેમ હરવા ફરવા લાગી. તેઓએ નવાઇની નજરે પેલી હાજરાસ્ત્રીઓ તરફ જોયું, પણુ કોઇ કશું ન બોલ્યું.

થોડી પછી વૃદ્ધ દરવાન ફોજદારનો પત્ર હાથમાં લઇ એક વિશાળ ઓરડાનાં બારણાં આગળ આવી ઉભો, અને બારણે પગરખાં મુકી અતિ સાવચેતીથી ઓરડાનાં બારણાં આગળ આવી ઉભો, અને બારણે પગરખાં મૂકી અતિ સાવચેતીથી ઓરડામાં ગયો.

થોડી મિનિટો બાદ તેણે બહાર આવી ગુલબેગમ પાસે જઇ કહ્યું, બીબી સાહેબ અત્યારે ચા પીએ છે, તેઓ ચા પી લીધા બાદ તમને બોલાવશે; ત્યારે શું કરવાનું છે તે સાંભળી રાખો. પાસે જઇ કુર્નિસ બજાવી એક બાજુએ ગુપચુપપણે ઉભાં રહેવાનું છે; ખબરદાર, તે કંઇપણુ પૂછે, તેટલાંનોજ જવાબ આપશો; નકામો એક શબ્દ પણુ બોલશો નહિ. કોઇ પણુ કારણે તેની વાતને ખોટી પાડવા પ્રયત્ન કરતાં નહિ તેઓની આજ્ઞા પ્રમાણે નહિ વર્તો તો તમારે મુશ્કેલીમાં મૂકાવું

પડશે આગા સાહેબ ઘેર આવશે એટલે તમારૂં રહેઠાણ નકી કરી આપશે. તેઓ જ્યાં સુધી ન આવે ત્યાં સુધી તમારે બીબી સાહેબના હુકમ મુજબ ચાલવાનું છે. તમે અહીં નવાં આવ્યાં છો. માટે સચેત કરવા માટે આટલું કહું છું. મારા ઉપદેશ યાદ રાખી જે કંઇ કરવાનું હોય તે કરશો."

ગુલબેગમે કહ્યું. " તમે અમારા હિતેચ્છુ છો, કૃપા કરી આપે જે ઉપદેશ આપ્યો, તે ઉપદેશ મારા હૃદયમાં કોતરાઇ રહેશે.

શેરિને કહ્યું, " હું એક વાત પૂછું છું. આ મકાનની ચારે બાજુએ જે બાગ જોવામાં આવે છે, તે બહુ સુંદર છે; અમે શું બગીચામાં ફરી શકીએ ? "

વૃદ્ધ નવાઇ પામી બોલ્યો, " તું શું કહે છે! બાગમાં તો પુરુષો રહે છે, ત્યાં તમે કેવી રીતે જઇ શકો ? "

શેરિને કહ્યું, " અમારા દેશમાં તો અમે મરદો આગળ કામ કરીએ છીએ, તેઓની સાથે વાતચીત પણ કરીએ છીએ. અહીં જો સ્ત્રીઓ મરદોની આગળ હરે ફરે તેમાં દોષ છે ? "

વૃદ્ધે કહ્યું, અહીં સ્ત્રીઓ પુરુષો સમક્ષ બહાર નીકળી શકતી નથી; તો પછી પુરુષની સાથે વાતચીત તો ક્યાંથી થઇ શકે! તોપણ મારી વાત જુદી છે, હું બુઢ્ઢા છું, વળી જુનો છું. જનાનખાનાંનાં બધાં માણસો મારી સમક્ષ બહાર આવી શકે છે,—મારી સાથે વાત ચીત પણ કરે છે. વારૂ, જો બગીચો જોવાની ઇચ્છા હોય તો તેની હું વ્યવસ્થા કરીશ બગીચામાં ઘણા મજુરો કામ કરે છે; જો તમે સાધારણ બાંદીઓ હોત, તો બીબી સાહેબની રજા લઇ હું ત્યાં લ-

મને કામ પર નીમત; કારણ કે બગીચામાં હજુ ઘણા મજુરોની જરૂર છે. પરંતુ આગાના હુકમ સિવાય હું તમને ત્યાં કામ આપી શકતો નથી."

ગુલબેગમે કહ્યું, "અમે બાંદીઓ છીએ; બધી બાંદીઓ સરખી નથી ? બગીચામાં કામ કરવાનું મળશે તો અમે બહુ ખુશી થઇશું. તમે તે માટે પ્રયત્ન કરશો ?"

વૃદ્ધે કહ્યું, "વારૂ, હું જોઇશ. તમારા સાથે હું વધુ વાત નહિ કરૂં; કોઇ જુએ તો સારૂં પરિણામ ન આવે, તમારૂં ભલું થાય, તેવો પ્રયત્ન કરવામાં હું બાકી નહિ રાખું; પરંતુ જો તમે કદી પણ આગાની નજરે પડો, તો આ બુદ્ધાને ભૂલતાં નહિ."

ગુલબેગમે કહ્યું, "તમારી દયાની વાત ભૂલી નહિ જાઉં."

વૃદ્ધ વધુ વખત ન રોકાતાં બહાર ચાલી ગયો.

થોડીવાર પછી એક બાંદીએ ગુલબેગમ પાસે આવી કહ્યું, "તમારી સોબતણોને લઇ બેગમસાહેબ પાસે ચાલો, તેણે તમને બોલાવ્યાં છે."

ગુલબેગમ તરતજ તેની મા અને કાકીને બોલવવા બીજા ઓરડામાં ગઇ.





## પ્રકરણ ૧૮ મું

### જરિદાબીબી

સેનાપતિ ફરિદશાહની પટરાણી જરિદાબીબી બાંદીઓ સાથે પોતાના ખાસ ઓરડામાં બેઠી હતી. ગુલબેગમે ધીમે પગલે તે ઓરડામાં પ્રવેશ કર્યો; તેની સોબતણો પણ તેની પાછળ ચાલી.

ગુલબેગમ અને તેના ત્રણ સોબતણોને જોઈ જરિદાબીબીએ શિષ્ટાચાર મુજબ આદરમાન આપ્યું.

બીબીનાં મીઠાં વાક્યોથી ગુલબેગમમાં સાહસ આવ્યું. તે બોલી ઉઠી, " ખુદા આપને સુખી રાખો. " ત્યારબાદ ગુલબેગમ તેની સામે ઘુંટણભર બેઠી, અને બીબીનો જમણો હાથ તાણી પોતાની આંખો પર રાખી લાગણીભર્યા અવાજે બોલી " અલ્લા આપને હમેશાં સુખમાં રાખશે." ગુલબેગમના વિનયથી બીબી બહુજ ખુશી થઈ મૃદુસ્વરે બોલી, " અહીં બેસી મારી વાત સાંભળ. "

ગુલબેગમે કહ્યું, " મારી મા પાછળ ઉભી છે; તે ઉભી હોય ને હું કેવી રીતે બેસું ? "

બીબી નવાઈ પામી બોલી, " એ શું તારી મા છે ? "

ગુલબેગમે નીચું માથું કરી ધીમે અવાજે કહ્યું, "હા, તેજ મારી મા છે."

આ વખતે જરિદાબીબીએ હસી પોતાની પાસે બેઠેલી બાંદીને કહ્યું, "એક વખત જોતો ખરી, પેલી ડોસી ફરિદશાહની નવી સાસુ બનવાની છે! એની પસંદગી તો જો!"

એ વાત ધીમેથી કહ્યા છતાં તે ગુલબેગમના સાંભળવામાં આવી, ક્ષોભથી અને શરમથી તેનું મ્હોં લાલ થઈ ગયું! ગુલબેગમે કહ્યું, "અમે ઘણે દૂરથી આવીએ છીએ, રસ્તાના થાકથી કંટાળી ગયાં છીએ, તે ઉપરાંત અમારા પર અનેક આપત્તિઓ આવી ચાલી ગઈ છે, અમે આપનાં ઘરમાં આદરમાનને પાત્ર ન થઇ શકીએ, પરંતુ મને લાગે છે કે આપ જાણતાં નહિ હો કે મારી કાકી હાજરાસરદારનાં પત્ની છે, મારી મા વજીરનાં પત્ની છે; અમારા દેશમાં તેઓને આદરમાનનો તોટો નહોતો."

ગુલબેગમનાં આવાં વાક્યો સાંભળી જરિદાબીબીનું મુખ ગંભીર થઇ ગયું, તેની ભમરો સંકોચાઇ ગઈ; તે ગુસ્સે થઇ બોલી, "તું એમ કેમ કહે છે? અહીં આવ્યા બાદ તમોને કશી અગવડ પડી છે! કોઇએ તમારો તિરસ્કાર કર્યો છે?"

હાલિમા અને સરદારની સ્ત્રી એકી અવાજે બોલી ઉઠયાં, "ના મા, અહીં અમારી બહુજ બરદાસ થઇ છે, કોઇએ અમારૂં અપમાન કર્યું નથી. અમારાપર જે દયા બતાવવામાં આવી છે, તેવી દયાની અમે આશા રાખી નહોતી; આપની દયા અમને હંમેશને માટે સાંભરશે."

ત્યારબાદ હાલિમાએ ગુલબેગમને કહ્યું, "બીબીસાહેબ સાથે

એમ બોલાય કે? અહીં આવ્યા પછી આપણને તો કશું દુઃખ પડયું નથી." ખાવાને માટે સુંદર પદાર્થો મળતા, તે માટે જરાપણ મહેનત કરવી પડતી નહિ; એજ હલિમાનું મોટું સુખ હતું. બીબી નારાજ થાય અને એ ખાવાના પદાર્થો ન મળે તો શું થાય, એ વિચાર હલિમાને ભડકાવી મારતો હતો.

ગુલબેગમે કહ્યું, "મેં જો કંઇ ગેરવાજબી કહ્યું હોય તો બીબીસાહેબ દયા બતાવી મારો એ અપરાધ માફ કરશે." માનું માન જાળવવા તેણે જે કંઇ કહ્યું હતું, તે માટે તેને મા તરફથી તિરસ્કાર સહન કરવો પડયો! અભિમાનિની એથી બહુજ દીલગીર થઇ રડી પડી. તે મનમાં બોલી, "હાય, મારા જેવી અભાગણી કોણ છે?"

જરિદાબીબી તેનાં દુઃખનું કારણ સમજી શકી નહિ. જંગલી હાજરા લોકોની સ્ત્રીઓમાં છાંટાભાર પણ આત્માભિમાન હોય, એમ તે કદી ધારતી નહિ. ગુલબેગમને રડતી જોઇ બીબી દયા બતાવતી બોલી, "તું શા માટે રડે છે? હું તો તારાપર ગુસ્સે થઈ નથી, તે મારી સાથે ખરાબ વર્ત્તન પણ ચલાવ્યું નથી; તો પછી તને શાનો ભય છે?

જરિદાબીબીનાં વચનો પુરાં થતાંજ એક બાંદી એક થાળમાં કેટલાક ચાના પ્યાલા લઇ આવી. બારણાં પાસે એક સ્ટૂલ પડયું હતું, તે સ્ટૂલ સાથે બાંદીનો પગ અથડાયો, ચાના પ્યાલા ભોંયપર પડયા, ચા ઢળી ગયો.

આ બનાવ જોઇ જરિદાબીબી ગુસ્સે થયેલી વાઘણની પેઠે

કુદી પડી, અને બાંદીનો ચોટલો પકડી તેની પીઠપર, ગાલપર, માથાં-પર લાતો મારવા લાગી. મારથી ને બીકથી બાંદી આર્તનાદ પાડવા લાગી. પ્યાલામાંનો બધો ચા ગાલીચાપર ઢળી પડયો. બે પ્યાલાના ચૂરેચૂરા થઇ ગયા.

પ્યાલા ભાંગેલા જોઇ બીબીનો ગુસ્સો વધ્યો. તે બરાડા પાડી ઉઠી, "ચાબૂક ક્યાં છે ? કોણુ છેરે, જલદી ઘોડાનો ચાબૂક લાવ."

બાંદી રડતી રડતી બોલી, "દોહાઇ બીબીસાહેબ, મને ચાબુક મારશો નહિ, ચાબુકના મારથી હું મારી જઇશ, આપ મને ખુશી પડે તેટલી લાતો મારો; પણ ચાબુક આણવાનો હુકમ આપશો નહિ. દયા કરો, મને માફ કરો.''

બીબી મારથી જર્જરિત થઇ ગયેલી બાંદીને જમીનપર પછાડી બોલી, "ગુન્હો કરી રડે છે ? જેટલું રડાય તેટલું રડ ! કેવળ રડ-વાથી વળે તેમ નથી, તને નમાવ્યા સિવાય છોડવાની નથી. ચાબુક ! ક્યાં છે ચાબુક ?"

એક બાંદીએ એક ચાબુક બીબીસાહેબના હાથમાં આપ્યો. બીબી બાંદીનાં શરીરપર ચાબુકનો માર મારવા લાગી. મારથી તેનું આખું શરીર ચિરાઇ ગયું. અજાણતાં થઇ ગયેલા સામાન્ય ગુના-ખાતર બાંદીને આટલી સખત સજા થયેલી જોઇ ગુલબેગમ બહુજ દીલગીર થઇ; તેને એવી ઇચ્છા થઇ કે હમણાંજ બીબીના હાથ-માંથી ચાબુક છીનવી લઇ તેનાંજ શરીરપર બે ત્રણ સપાટા અડાવી દઉં. નિરપરાધ આશ્રિતપર આટલો જુલમ ! ગુલબેગમે બહુજ મહેનતે ગુસ્સો દબાવ્યો.

વારંવાર ચાબુકનો માર પડવાથી બાંદી વાણીનો સંયમ ભૂલી

ગઇ તે બરાડા પડી બોલી, "અરે શયતાની, તું શું મને મારી નાખશે? વગર ગુન્હે આટલું બધું મારે છે કેમ? તું પોતે શયતાની છે, તારી મા શયતાની છે, શયતાનની તું દીકરી છે! અલ્લા તારો વંશ નિર્વંશ કરે."

જરિદાબીબી ગુસ્સાથી ગર્જના કરી બોલી, "શું! મને ગાળો આપે છે! આટલી બધી શેખી?" બીબીએ તેના મ્હોંપર લાત મારી; એ આઘાતથી બાંદીના મ્હોંથી લોહીની ધાર વહેવા લાગી.

જરિદાબીબીએ બીજી બાંદીઓને કહ્યું, "આ બેઇમાન બાંદીની વાત સાંભળી? તે મને, મારાં માબાપને ગાળો દે છે, એટલુંજ નહિ પણ મારા પતિને પણ ગાળો દે છે? એની ગુસ્તાદીનું ફળ આપ્યા સિવાય મને સંતોષ વળવાનો નથી. તેની જીભના ટુકડે ટુકડા કરી કુતરાંને ખવરાવો. હવે તેને જલદી અહીંથી લઇ જાઓ.

બીજી બાંદીઓ તે બાંદીને ધસડી ગઇ.

શેરિને ગુલબેગમને ધીમેથી પૂછ્યું, "આ લોકોને બીજું કામ-કાજ નહિ હોય?"

આ વચનો જરિદાબીબી સાંભળી ગઇ, તેણે ગુસ્સાથી પૂછ્યું, "આ બાંદી શું કહે છે?"

શેરિને ધ્રુજતાં ધ્રુજતાં કહ્યું, "હું કહેતી હતી કે અમારે કશું કામકાજ કરવાનું છે કે નહિ?"

શેરિનની માએ કહ્યું, "મારી છોડી બહુ બેહોશ છે; બીબી સાહેબ, તેની ગુસ્તાદી માફ કરો."

શેરિનનાં સોભાગ્યથી બીબીએ આ સંબંધમાં કશી વાત ઉચ્ચારી

નહિ; પરંતુ તેઓને ત્યાંથી જવાની રજા મળી નહિ; મધ્યરાત સુધી તેઓ એ ઓરડામાં બેસી રહ્યાં જરિદાબીબી બાંદીઓ સાથે વાતચીત કરવા લાગી; વાતચીતમાં એટલી બધી મશગુલ બની ગઇ કે ગુલ-બેગમ છે તે પણ ભૂલી ગઇ.

અરધી રાત વીતી એટલે તેઓને જવાની રજા મળી; તેઓ જાણે જહાન્નમમાંથી છુટયાં હોય તેમ આનંદ પામી બહાર નીકળ્યાં.

ત્યારબાદ બે ત્રણ દિવસ ચાલ્યા ગયાં. જરિદાબીબીએ ગુલ-બેગમને બોલાવી નહિ; ગુલબેગમ અને તેની સોબતણો આહાર નિદ્રામાં વખત ગાળવા લાગી. તેઓનાપર કોઇપણ કામની જવાબદારી નાખવામાં આવી નહિ; તેથી તેઓને ત્યાં કેમ લાવવામાં આવ્યાં છે, તે વાત તેઓનાથી સમજાઇ નહિ.

ત્રીજે દિવસે રાત્રે ગુલબેગમની ઉંઘ ઉડી ગઇ; કોઇનો મર્મભેદી આર્ત્તનાદ તેના કાનમાં અથડાવા લાગ્યો.

હુલિમા પણ એ આર્ત્તનાદ સાંભળવા લાગી, ગુલબેગમે બીકથી પૂછયું, "મા, આ શાનો શબ્દ!"

શેરિને કહ્યું, "શું કોઇ કોઇનું ગળું દાબી મારી નાખે છે? શબ્દ તો એવોજ જણાય છે!"

પરંતુ એકાદ ક્ષણ પછી કશી ગરબડ સંભળાઇ નહિ. ચારે સ્ત્રીઓને તે રાત્રે ઉંઘ ન આવી; બાકીની રાત તેઓએ બેઠાં બેઠાં ગાળી. રાત પૂરી થઇ એટલે તેઓ ઉંઘી ગયાં. સવારમાં ઉંઘ ઉડયા પછી રાતનો બનાવ તેઓને સ્વપ્ન જેવો જણાવા લાગ્યો.

હાલિમાએ કહ્યું, "રાતનો બનાવ એ બન્યોજ નથી."

શેરિને કહ્યું, " ના, આપણે સ્વપ્ન જોયું નથી; રાતે તાકી જ તેવુ ભયંકર બનાવ બન્યો છે. મને લાગે છે કે કોઇએ પેલી બાંદીનું ખૂન કર્યું છે; તું શું કહે છે ગુલએઅમ ? "

ગુલએગમે કહ્યું, " ચુપ કર બ્હેન, તને શું બીક લાગતી નથી ? આ વાત કોઈ સાંભળશે તો તારી જીભ ખેંચી કાઢશે. તને પારકી વાત આટલી બધી સારી કેમ લાગે છે ! "

શેરિને કહ્યું, " બીજાંની વાતો કયાં કરૂં છું ? આપણે પણ આ બધા બનાવોથી ડરવા જેવું નથી ? નુકરાની દુર્દશાની વાત ભૂલી શકાય ? અને પેલી બાંદી-વિના કસુરે તેને કેટલું વેઠવું પડયું ! આપણે પણ બાંદીઓ છીએ એક દિવસ આપણે પણ એ સજા નહિ ભોગવીએ, તેની શી ખાત્રી ? સાંભળવા મુજબ ફરિદશાહ બહુજ નિર્દય માણસ છે, તેનામાં દયાનું નામ પણ નથી; તે દરેક જાતનાં દુષ્કર્મ કરી શકે છે ! ફરિદશાહ જેવો શયતાન છે, તેની બીબી પણ તેવીજ શયતાની છે. "

ગુલએગમે ગુસ્સે થઇ કહ્યું, " જો એ બંધી વાતો તારા પેટમાં ન સમાઇ શકતી હોય, તો તે મારી પાસે ન કરતાં કોઇ બીજાં પાસે કરજે. તું આ બધું મને છાની રીતે કહે છે, પણ કોઇ છુપાઇ રહી આ બધી વાત નહિ સાંભળતું હોય, તેની શી ખાત્રી ? જો કોઇએ આવી વાત સાંભળી હોય, અને તે બીબીસાહેબને કહે તો તું તો મરવાનીજ, પણ તે સાથે અમારી મુશ્કેલીનો પણ પાર ન રહે. તું અહીં જે કંઇ જુએ કે સાંભળે, તે સંબંધમાં મને કશું કહેતી નહિ; હું એ બધી વાતો તારી પાસે સાંભળવા ઇચ્છતી નથી.

શેરિન અભિમાનથી બોલી, " તું તો ભારે બીકણ લાગે છે !

દેશમાં તો બધાં તારાં સાહસનાં વખાણ કરતાં હતાં; પરંતુ અત્યારે જણાય છે કે અમારા કરતાં તને વધુ બીક લાગે છે. હું શેની કજ ગેરવાજબી વાત કહું છું કે તેથી મને કઠણ શિક્ષા થાય ?"

ગુલબેગમે કહ્યું, "તારાં ભલાં માટેજ હું તને સાવચેત કરૂં છું: બીજાંની વાતની ચર્ચા કરવાની શી જરૂર છે ? મુશ્કેલી આવી પડતાં કેટલી વાર ? તારી મુર્ખાઇથી તને શી શિક્ષા ભોગવવી પડશે, તે હું કહી શકતી નથી; તારે તે દિવસે બાંદીએ જે કહ્યું હતું, તે યાદ રાખવું જોઇએ. બાંદીએ તને ખોટી બીક બતાવી નહોતી."

શેરિન રડવા જેવી થઇ બોલી, "બાંદી તો પારકું માણસ છે, તે તો બીક બતાવે; તું પોતાનું માણસ છતાં બીક બતાવે છે ? બાંદીની વાત સાંભળી મને શાંતિ વળતી નથી. તેઓ મારી જીભ કાપી નાખે; અહા ! કેવી ભયંકર વાત ! તેં મને આવી જગાએ શામાટે આણી ? તારી બેવકુફીને લીધે મારે આ મુશ્કેલીમાં આવી પડવું પડયું."

હાલિમાએ કહ્યું, "શેરિન સાચું કહે છે. ફરિદશાહ તને ચાહે છે, એ વાત તેં ફોજદારને શામાટે કહી ? તું તારી મરજીથી અહીં આવી છો, અમને પણ ખેંચી લાવી છો; તારી મુર્ખાઇથીજ અમે મુશ્કેલીમાં આવી પડયાં છીએ."

ગુલબેગમે કહ્યું, "મા, તું અન્યાયી વાત ના કર; હું પોતે તો મારી મરજીથી અહીં આવી છું, પણ મારી સાથે આવવા માટે મેં તમને વીનવ્યાં નહોતાં ? તમે પોતે ઇચ્છાપૂર્વક અહીં આવ્યાં છો; હવે મારાપર બધો દોષ શામાટે નાખો છો ? અહીં આવ્યા

પછી પણ તમે બીબીને કહ્યું છે કે અમને બહુ સુખ છે. અત્યારે ઉલટી વાત કેમ કરો છો?"

હાલિમાએ કહ્યું, "આ આવું ભયંકર સ્થાન હશે, તે ત્યારે જાણતી નહોતી ચારે તરફની સ્થિતિ જોતાં જણાય છે કે થોડા વધુ દિવસ અહીં રહેવાથી આપણાં ધડપર માથું રહેશે નહિ વારૂ. જે બનવાનું તે બની ગયું, નસીબમાં જેમ હશે તેમ થશે; હવે મારી એક વાત સાંભળ. તેં અમને અહીં આણ્યાં છે, હવે અહીંથી કેવી રીતે નાસી જવું, તેનો ઉપાય શોધી કાઢ. અહીં આપણે કેદમાં છીએ; અહીં જેઓ રહે છે, તેઓ આપણાપર ગમે તેવો જુલમ ગુજારી શકે તેમ છે. ભયથી મારા હાથપગ પેટમાં ઘુસી જાય છે! થોડા દિવસોમાં હું ગાંડી બની જઈશ. હવે જેમ બને તેમ આ જગા છોડીએ તેવી યુક્તિ કર."

ગુલએમમે થોડીવાર વિચાર કરી કહ્યું, "મા સાંભળ, મેં અહીંથી નાસી છૂટવાનું નકી કર્યું છે; હું એકલી નહિ, પણ તમને પણ સાથે લઇ જઇશ, પરંતુ મેં જે યુક્તિ કરી છે, તે સફળ થશે કે નહિ તેની ખાત્રી નથી ફરિદશાહ મારી સાથે સાદી કરે, પણ તેમ થયા પછી નાસવાનો માર્ગ બંધ પડી જશે; તે પહેલાં નાસી જવું જોઇએ. કઈ યુક્તિથી નાસી જવાય, તે બાબત તું પણ વિચાર કરી જોજે."

ત્યારબાદ મા દીકરીએ અનેક ક્ષણ સુધી છુપી મસલત કરી. વાતચીત બાદ કંઇ યુક્તિ નકી થઇ, બંને જરા શાંત થયાં. ગુલએમમ નાસી છૂટવાની તક શોધવા લાગી; પરંતુ તરતમાં કશી તક ન મળી. તેણે જોયું કે, નાસવાના બધા રસ્તા બંધ છે.



## પ્રકરણ ૧૯ મું

### હમામખાનું

બીજે દિવસે સવારમાં ગુલબેગમને એક તક મળી. ફરિદશાહનાં ઉદ્યાનભવનમાં આવતાં જ જે બાંદી સાથે ઓળખાણ થઈ હતી, તેણે ગુલબેગમને કહ્યું, "બીબી સાહેબ નહાઇ રહ્યા છે, તેઓએ પોશાક પહેરી મને તમને બોલાવવા મોકલી છે તમારી સાથે કેટલીક છાની વાતચીત કરવી છે, માટે તમે એકલાં ચાલો, તમારી પાસે સારાં કપડાં નથી, બીબીની પાસેથી થોડાં કપડાં માગી લેજો; તે તમારી માગણી નક્કી સ્વીકારશે. જો કંઈ મળે તો તેમાંથી મને ભાગ આપતાં ભૂલશો નહિ."

ગુલબેગમ બાંદી સાથે બીબી પાસે ગઈ.

ગુલબેગમ અનેક ઓરડાઓ વટાવી એક ઓરડીમાં આવી પહોંચી; એ ઓરડીનું બારણું બહુ જ સાંકડું હતું. ગુલબેગમ તે ઓરડીમાં પેઠી; ઓરડીમાં અંધારૂં હતું. એક પણ જાળીયું નહોતું. તે ઓરડીનો રૂંધાયલો વાયુ બહુજ ગરમ હતો. એ ઓરડીને એક લાકડાનું બારણું હતું. એ બારણાંવાટે એક બીજી ઓ-

રડીમાં પેસાતું હતું. એ બારણાવાટે એક બીજી નાની ઓરડીમાં પ્રવેશ કર્યો. એ ઓરડીમાં આવતાં ગુલબેગમને બહુજ બીક લાગી. એ બીબી સાહેબનું હમામખાનું હતું. ગુલબેગમે આ પહેલાં કદી પણ હમામખાનું અથવા સ્નાનાગાર જોયું નહોતું. ઉનો વાયુ તેના મ્હોંને લાગ્યો; તેણે વિચાર્યું, "હું ક્યાં આવી! મને અહીં સળગાવી મારવાનો તો વિચાર નહિ હોય?"

એ નાની ઓરડીમાં જરિદાબીબી નહાયા પછી સાજસજ્જા સજવામાં ગુલતાન થઈ રહી હતી. તેણે ગુલબેગમને એ ઓરડીમાં આવતી જોઈ પ્રફુલ્લચિત્તે કહ્યું, "ખુશ આમેદ!" (આવો)

ગુલબેગમે કહ્યું, "આપ સારાં છોને?"

બીબી સાહેબે કહ્યું, "હા; ખુદા તમને કુશળ રાખો. તમે કદી પણ હમામખાનું જોયું લાગતું નથી. તમને મરજી થતી હોય તો આ સ્નાનાગાર તપાસી જુઓ."

ગુલબેગમે કહ્યું, "મારે માટે આ સ્થાન નવીન છે ખરૂં. શિઆળામાં આ રીતે ગરમ ઘરમાં બહુ મજા આવે."

એ ઓરડાની દિવાલમાં એક ગોખલો હતો; તે ગોખલાની બીજી બાજુએ ઉના પાણીની ટાંકી હતી, એ ટાંકીના પાણીનો ગુલબેગમના હાથને સ્પર્શ થતાંજ તેણે પોતાનો હાથ ગોખલામાંથી પાછો ખેંચી લીધો. બીબી સાહેબે ગુલબેગમને સમજાવ્યું કે હું આ ગોખલા પાસે એક મૃગચર્મ બિછાવી તેનાપર શયન કરૂં છું; ત્યારબાદ બાંદીઓ એક જાતની માટીદ્વારા મારા શરીરપર લેપ કરે છે, માટીનો લેપ થયા બાદ સાબુવડે આખું શરીર સાફ કરવામાં આવે છે;—

સાબુબાદ ચામડાં ટુવાલવડે ડીલ લૂછવામાં આવે છે ! ટુવાલ વાપર્યા પછી સફેદો ચોપડવામાં આવે છે-તેથી શરીરની ચામડી મુંવાળામ ધોળી થાય છે.

ગોખલામાં બે પિત્તળના હાથા હતા, તે હાથા દાબતાંજ એક નળમાંથી ઠંડું અને એક નળમાંથી ગરમ પાણી આવતું.

ગુલબેગમે મનમાં વિચાર કર્યો, "આ લોકો ખુબ મજામાં રહેતાં લાગે છે ! અફગાન સ્ત્રીઓ તો ભારે શોખીન જણાય છે ! જરૂર પડતાં ઠંડું પાણી મળે, વળી બીજો હાથો દાબતાં ગરમપાણી મળે! બહુ સરસ ગમત છે."-ગુલબેગમને વિસ્મય પામેલી જોઈ જરિદાબીબીને બહુ મજા પડી.

જરિદાબીબી ગુલબેગમનું રૂપ જોઇ મનમાં બોલી, "આ બાલિકા રૂપાળી છે ખરી ! એનું રૂપ જોઈ મારા પતિ મુગ્ધ બની ગયા લાગે છે; તે તેની સાથે કદાચ સાદી પણ કરે; પરંતુ આનાં રૂપનાં દોરડાંથી શું એ મદોન્મત્ત હાથી બંધાશે ? તે થોડારોજ તેના રૂપના મોહમાં ડુબી જશે; પરંતુ પુરૂષો કેવળ રમણીના રૂપથી જ મુગ્ધ થતા નથી, પુરૂષોને વશ કરવા માટે રૂપ સિવાય બીજું કંઈ જોઈએ; આ પહાડી યુવતી પાસે એમાંનું કશું છે ? મરદને વશ કરવાની યુક્તિ એ જાણે છે ? મેં જે યુક્તિવડે મારા ધણીને ગુલામ કરી રાખ્યો છે, તે યુક્તિ આ યુવતી જાણતી નથી. મારો પતિ જો આ બાંદી સાથે સાદી કરે, તો કદાચ થોડા રોજ તેનાં રૂપમાં મુગ્ધ થઈ મને ભૂલી જશે, પરંતુ એ ફુલની માળ વાશી થતાં જ હું તેને તોડી તેનાં ગળાંમાંથી પગ નીચે નાંખી દઇશ, તેમ કરવા જેટલી શક્તિ મોરામાં છે. મારી શોક્ય થવા જેટલી યોગ્યતા આનામાં નથી."

જરિદાબીબી વાળ હોળતી હોળતી આ પ્રમાણે વિચાર કરવા લાગી; ગુલબેગમ તેના મનનો ભાવ સમજી શકી નહિ. તેને જોઈ જરિદાબીબીના મનમાં આગ સળગી ઉઠી છે,–તે વાત ગુલબેગમ કેવી રીતે સમજે? ગુલબેગમ સમજતી હતી કે હું આ સુચતુર, દાંભિક વિલાસિનીની બાંદી થવા માટે આવી છું; તેનો અધિકાર લેવા આવી નથી; ગુલબેગમ બીબી સાહેબ પાસે પડેલ સુગંધીતેલ, પાઉડર, અને સુરમાના દાબડા તરફ કૌતુહલ પૂર્ણ નજરે જોઈ રહી.

જરિદાબીબીએ પુછ્યું, "તમે સુરમો કેમ વાપરતાં નથી? તમારા દેશમાં શું સુરમાનું ચલણ નથી?"

ગુલબેગમે કહ્યું, "ના અમે તે કદી વાપતાં નથી; આ ચીજ મેં કદી જોઈ નથી."

જરિદાબીબી પૂછ્યું, "તમે શું આંગળીપર હેનાનો વ્યવહાર કરતાં નથી? મને લાગે છે કે તમને ઘણી બાબત શિખવવી પડશે! આજ રાતે તમારા હાથને પગની આંગળીઓપર હેનો ચોપડી આપીશ. કાલે હમામખાનામાં નવરાવીશ. હમામખાનામાં નહાયાથી તમે બહુજ આનંદ પામશો. તમને રીતસર શિખવવાની વ્યવસ્થા નહિ કરવામાં આવે તો મારાપતિ બહુ ગુસ્સે થશે."

જરિદાબીબીની વાત સાંભળી ગુલબેગમનું મ્હોં શરમથી લાલ થઇ ગયું. તેણે ધીમેથી કહ્યું, "મારે માટે આપને એટલી બધી તસ્દી લેવાની જરૂર નથી, હું મારી મેળે એ બધું શીખી લઇશ. દેશમાં હું કોઈ પણ કામમાં બાંદીની મદદ લેતી નહિ."

જરિદાબીબીએ હસતાં હસતાં કહ્યું, "તમે દેશમાં હતાં, ત્યાં

બાંદી વિના તમારે કદાચ ચાલતું હોય, પણ અહીં બાંદી વિના ચાલે તેમ નથી. ફરિદશાહ તમને બીબી કરવાના છે, માટે આ દેશના અમીર ઉમરાવની બીબીઓની માફક વર્ત્તવાનું તમારે શિખવું પડશે, અને પછી તે મુજબ ચાલવું પડશે."

ગુલબેગમે જોયું કે અત્યારે મનની વાત કહેવાની તક છે; આ તક ગુમાવવાથી પાછળથી પસ્તાવું પડશે. સ્વતંત્રતા મેળવવાનો પ્રયત્ન કરવો હોય, તો અત્યારેજ કરવો જોઇએ.

ગુલબેગમે ધીમેથી કહ્યું, "બીબીસાહેબ, હું ફરિદશાહની બીબી થઈ શકીશ નહિ. હું કોઈની સાથે સાદી કરવા ઇચ્છતી નથી. શા માટે ઇચ્છતી નથી. તે વાત આપને કહેવા જેટલું સાહસ મારામાં નથી; તે વાત સાંભળી આપ કદાચ ગુસ્સે થાવ."

જરિદાબીબીએ કહ્યું, "તમે કદાચ એમ કહેશો કે મારી સાદી થઈ ગઈ છે, અથવા મારે કોઇની સાથે સ્નેહ જામ્યો છે. પરંતુ ફરિદશાહ એ બહાનાં માને તેમ નથી; તેમ કરવાની તેને ટેવ નથી. વળી તમે તો બાંદી છો; તેણે અહીં તમને બંદિનીના રૂપમાં આણેલ છે, તેથી તમારો મત જાણવાની તેને જરૂર પણ નથી. ફરિદશાહ ધર્મ–અધર્મમાં કશું સમજતા નથી; બીજાની સ્ત્રીને અથવા બીજાની પ્રણયિનીને ભોગવવામાં તેને કશી અડચણ નડે તેમ નથી."

ગુલબેગમે આ વખતે છેતરપિંડી શરૂ કરી. તેણે જરિદાબીબીના કાનમાં એક બે વચનો કહ્યાં; ત્યારબાદ ધીમેથી બોલી, "મારી સાદી થઈ હતી, પરંતુ એ માટે જ મારા પતિએ મને હાંકી કાઢી હતી. તે માટે જ મેં બાપનાં ઘરનો આશરો લીધો હતો; ત્યાંથી મને પકડી લાવવામાં આવી છે."

જરિદાબીબી પ્રફુલ્લચિત્તે બોલી, ખરું કે? તમે જે કહ્યું તે ખરું તારી વાત ખરી હોય તો તને અહીં મોકલવાનું કારણ શું? તને અહીં કોણે મોકલી?"

ગુલબેગમે કહ્યું, "અફગાન સૈનિકોએ મને અહીં મોકલી છે. હું આપને બધી વાત કહેવાની તક ખોળતી હતી; પરંતુ આટલા દિવસોમાં મને તક મળી નહોતી, તેથી આજે મેં આપને બધું જણાવ્યું. ફરિદશાહે મને અહીં નકામી આણી છે. મારા પતિએ મને હાંકી મૂક્યા પહેલાં ઘણી મારી હતી; તેણે મને શું દુઃખ દીધું હતું તે આપને શું જણાવું? આપ તે કલ્પનામાં પણ નહિ લાવી શકો. લોકો કહે છે કે હું રૂપાળી છું, પણ એ રૂપ મારો મોટો શત્રુ છે, તેને લીધે હું ડગલે ડગલે મુશ્કેલીમાં આવી પડી છું. અલ્લાએ મારા નસીબમાં સુખ લખ્યું નથી. મેં આપના પતિના સ્વભાવ વિષે કંઈક સાંભળ્યું છે; આપ મારી મા છો, મને આ વિપદમાંથી બચાવો. તે મને બીબી ન કરે, તેનો ઉપાય કરો."

જરિદાબીબીએ કહ્યું, "હું શો ઉપાય કરું? ફરિદશાહની ઇચ્છાને અટકાવે, તેવું માણસ આખી દુનિયામાં નથી, તમે તેના સ્વભાવ વિષે કંઈ કંઈ જાણો છો એમ માનો છો પણ મને લાગે છે કે તેના વિષે તમે કશું જાણતાં નથી. તે માણસ નથી, શયતાન છે; તે કેવો ભયંકર માણસ છે, તે તમારી કલ્પનામાં પણ આવી શકે તેમ નથી. તમારું રૂપ જોઈ જ્યારે તે મુગ્ધ બન્યો છે ત્યારે તે તમને બીબી કર્યા સિવાય રહેવાનો નથી; કોઈપણ તેની જિદ અટકાવી શકશે નહિ."

જરિદાનું હૃદય અદેખાઈની આગથી ભભુકવા લાગ્યું.

ગુલબેગમે કહ્યું, " બીબી સાહેબ, મહેરબાની કરી મારી બધી વાત સાંભળો. આપનો હુકમ ન માને. એવું કોઈ પણ માણસ અહીં નથી; આપજ અહીંના કર્તાહર્તા છો. ફરિદશાહ અહીં આવે, તે પહેલાં આપ ગમે તેમ કરી શકો તેમ છો. આપની બાંદીઓને શિખવી રાખો કે તેઓ આપના પતિને મારી કુરૂપતા વિષે ખૂબ કહે; તેઓ મારૂં જંગલીપણું, મારી મૂર્ખતા વિષે ખૂબ વાતો કરે હું તેમની બીબી થવાને લાયક નથી એમ જણાવે, તેણે મને જોઈ નથી; બધાં મારી નિંદા કરશે એટલે તેમને ખાત્રી થશે. એ દરમિઆન આપ અમને રજા આપો, અથવા બીજા કોઇને વેચી દો. "

ગુલબેગમની વાત સાંભળી જરિદાબીબીનાં મુખ પર હાસ્ય ફરક્યું. તે વાત તેને ગમતી હતી ! સ્વેચ્છાપૂર્વક કોણ ઘરમાં સાપ પાળે ? પરંતુ આ સ્થાન બહુ ભયંકર હતું ! ફરિદશાહને જરિદાબીબી સારી રીતે ઓળખતી હતી; તેણે કહ્યું, " તમે જે કહો છો તેમ હું કરી શકું તેમ નથી. અહીં હું પણ નિર્ભય નથી અથવા મારી મરજી મુજબ વર્ત્તી શકું તેમ નથી; મારે પણ બીજાની મરજી સાચવી ચાલવું પડે છે. તોપણ હું તમને મદદ આપવા કબુલ થાઉં છું; તમે અહીં રહેવા રાજી નથી, તો ક્યાં જવાનાં છો ? તમારો ઇરાદો શો છે, તે સ્પષ્ટતાથી જણાવો. "

ગુલબેગમે કહ્યું, " જ્યાં મને બાંદીગિરિ કરવાની સગવડ મળશે, ત્યાં જઇશ. મારા પર જેને લોભ થાય, તેવે સ્થળે હું જવા માગતી નથી. બેગમસાહેબ, અમને મહેરબાની કરીને અહીંથી રજા આપો. અહીં એક ક્ષણ પણ રહેવાની અમારી મરજી નથી. હું બાંદી થવા આવી છું, બાંદીગિરિજ કરીશ, કોઇની બીબી થઈ શકીશ નહિ.

જરિદાબીબી થોડી વાર વિચાર કરી બોલી, "તમે ગમે તે કહો, પણ મારા પતિ ઘેર આવે તે પહેલાં હું તમને રજા આપી શકીશ નહિ, તેણે તમને બીબી કરવા માટેજ અહીં આણ્યાં છે; તેનાથી અછાની રીતે હું તમને જવા દઉં તો તેઓ ધારશે કે મેં ઇર્ષ્યાવશ થઈ આ કામ કર્યું છે. એ અપરાધ તેઓ ક્ષમા કરે નહિ, તેઓ આજ રાત્રેજ અહીં આવવાના છે, તેણે મને આજ સવારે જણાવ્યું છે કે મારે તમને રિવાજ મુજબ શણગારવાં; કાલે કોઇપણ વખતે તે તમને મળશે. આવી સ્થિતિમાં હું તમને કેવી રીતે રજા આપુ? વળી મારો હુકમ છતાં બુઢ્ઢો દરવાન તમને છોડે તેમ નથી."

ગુલબેગમે કહ્યું, "દરવાનજીને રાજી કરવાનો ભાર મારા માથે."

જરિદાબીબીએ કહ્યું, "તું બહુ ચતુર છે, પરંતુ અહીં તારી ચતરાઈ ચાલશે નહિ. આ સ્થાન ભયંકર છે!"

ગુલબેગમે કહ્યું, "બીબીસાહેબ, હું ઉમરમાં આપનાથી નાની છું, રૂપમાં પણ આપના કરતાં ઉતરતી તો નથીજ. ફરિદશાહ જો મને સ્ત્રી બનાવશે, અને હું પણ તેનું મન જાણી વર્ત્તીશ, તો એક દિવસ હું તેની મુખ્ય બીબી પણ થઈ શકું; આપ જાણો છો કે તેથી આપને નુકસાન સિવાય લાભ કશો નથી. પતિને લઈ તમારી સાથે વાદવિવાદ કરૂં, એવી મારી ઇચ્છા નથી; આપના સુખના માર્ગમાં હું કાંટારૂપ ન થાઉં, એજ મારો સંકલ્પ છે. આપ મારા સંકલ્પને મદદ કરવાને માટે તૈયાર થતાં નથી? મને મદદ કરશો તો આપને પણ ફાયદો થશે. હું જીવ જાય ત્યાં સુધી ફરિદશાહની બીબી થઈશ નહિ, બીજાની બાંદી થઈ જીવન ગુજારીશ."

જરિદાબીબીએ તીક્ષ્ણ દષ્ટિથી ગુલબેગમના મ્હોં તરફ જોયું;

ત્યારે પછી તેણે કહ્યું, " તમારી મતલબ સમજાતી નથી. મેં આજ સુધીમાં ઘણી સ્ત્રીઓ જોઈ છે, પણ તેમાં કોઈ પણ તમારા જેવી જોવામાં આવી નથી ! ફરિદશાહની બીબી થવા ન ઇચ્છતી હોય, એવી યુવતી કોઈ છે, એમ મેં ધાર્યું નહોતું. તમને મદદ કરવાની મારી ઇચ્છા છે, પરંતુ મારા પતિ ઘેર આવે તે પહેલાં હું કશું કરી શકું તેમ નથી. તેમનો હુકમ ન પાળવા જેટલી શકિત મારામાં નથી. મારાથી જે ન બની શકે, તે હું કેવી રીતે કરી શકું ? "

ગુલબેગમે કહ્યું, " બીબી સાહેબ. આપની વાત ખરી છે; પરંતુ આપ એક કામ તો અનાયાસે કરી શકશો, અમને સાધારણ મજુરની માફક બગીચામાં ઘાસ અને પથરાનું કામ કરવા મોકલવામાં શો વાંધો છે ? ફરિદશાહ આવે એટલે આપ તેને કહેશો કે અમે તેમને છેતરવાનો પ્રયત્ન કર્યો હતો; મારામાં રુપ ગુણ નથી, હું તેની નેક નજરે પડવા યોગ્ય નથી. તે માટે આપે અમને સાધારણ મજુરની માફક બાગમાં મોકલ્યાં છે. આપ કદાચ એમ કહેશો કે આપની વાત ખરી છે કે નહિ, તેની તપાસ કરવા તે અમને જોવા માગશે. પરંતુ હું તે સમયે એવી કુરુપ બનીશ કે આપ પણ મને જોઇ ઓળખી શકશો નહિ ! ફરિદશાહ મારો ચહેરો જોઈ નકી મને ને મારી સોબતણોને કાઢી મૂકશે–ચાર જણને નકામું કોણ ખવરાવે ? "

જરિદાબીબી નવાઈ પામી બોલી, " તારી હઠ જોઈ ઘણી નવાઈ લાગે છે. તારી માગણી પૂર્ણ કરતાં તમારી કેવી દુર્દશા થશે, તે સમજી શકે છે ? ફરિદશાહ જો તમને અહીંથી કાઢી મૂકશે તો એમ ન ધારતાં કે તમે મુક્ત થશો. તમારે કાબુલનાં કેદખાનામાં રહેવું પડશે. કાબુલનું કેદખાનું કેવું ભયંકર છે, તે વિષે તમે કશું જાણતાં નથી. "

ગુલબેગમ થોડી વાર રહી બોલી, " કાબુલનું કેદખાનું સુખનું સ્થાન નથી તે જાણું છું; પરંતુ નસીબમાં જે હોય, તે કોણ ઓછું કરી શકે ? દુ:ખ ભોગવવાને હું સંપૂર્ણ તૈયાર છું, તેથી ફરિદશાહની બીબી થવા કરતાં બીજાં ગમે તે દુ:ખ આવી પડે તે ભોગવવાને તૈયાર છું. ખુદાએજ સુખ અને દુ:ખ બંનેને બનાવ્યાં છે, તો પછી દુ:ખથી ભડકવાનું કારણ શું છે ? તેના ગ્રાસમાંથી જેથી મુક્તિ થાય, તેવી વ્યવસ્થા મહેરબાની કરીને આપ કરી આપો. અમને બાગમાં કામ કરવા મોકલી દો. "

જરિદાબીબીએ પૂછ્યું. " તમારી બાંદીઓનો શો મત છે ? તેઓ પણ કાબુલના કારાગૃહમાં મરવા તૈયાર છે ?–વળી મારી બાંદીઓની આંખોમાં હું કેવી રીતે ધૂળ નાખીશ ? તેઓએ જોયું છે કે તમે સુંદર છો તમારા જેવી સુંદરીને કેવી રીતે બાગમાં મોકલું ? "

ગુલબેગમે કહ્યું, " મારી બાંદીઓ પણ અહીંથી છૂટવા ચાહે છે; તેઓ માટે આપે કશી ચિંતા કરવાની નથી. આપ આપની બાંદીઓને સમજાવી દો કે મારા વ્યવહારથી આપ બહુજ ગુસ્સે થયાં છો, તેથી શિક્ષા દાખલ અમને બગીચામાં મજુરી કરવા મોકલ્યાં છે.

જરિદા બીબીએ કહ્યું, " મારી બાંદીઓ મૂર્ખ નથી કે એવી શિક્ષાનો અર્થ ન સમજી શકે. હું જેના પર ગુસ્સે થાઉં છું, તેને તેવી સજા કરતી નથી. હું કેવી સજા કરૂં છું, તેનો નમુનો તે દિવસે જોયો છે. તુકરાનું મ્હોં જોઈને પણ સમજી ગયાં હશો;

ગુલબેગમ જરિદાના પગમાં પડી મહેરબાની માગવા લાગી. તેણે કહ્યું, " આપ સિવાય આ મુશ્કેલીમાંથી અમને કોઈ બચાવે તેમ નથી; આપ અમને મદદ આપો. "

જરિદા બીબી થોડી વાર વિચાર કરી બોલી, " હું તમારે માટે યોગ્ય પ્રયત્ન કરીશ; પરંતુ યુક્તિ સિવાય કામ થવાનું નથી, હું તારા પર ખૂબ ક્રોધ કરીશ, તમે પણ મારા પર ગુસ્સો કરજો. મારાં બહારનાં આચરણથી તમે દુ:ખ લાવશો નહિ. "

બીબી સાહેબનું છેલ્લું વાક્ય પૂરૂં થતાં જ એક બાંદીએ તે ઓરડીમાં પ્રવેશ કર્યો,

જરિદાબીબીએ તેને રોષપૂર્વક કહ્યું, " આ હરામજાદીને અહીંથી લઈ જા. " બીબીએ ઉઠી ગુલબેગમને એવો ધક્કો માર્યો કે તે ત્રણ હાથ દૂર ચત્તીપાટ પડી !

ગુલબેગમે જરિદાના મુખ સામું જોયું. આ શું બનાવટી ગુસ્સો છે ! ગુસ્સાનો અભિનય માત્ર છે ? ગુલબેગમને ખાત્રી ન થઈ, જરિદાની આંખો લાલ થઈ ગઈ હતી, ગુસ્સાથી તેનું નાક વારંવાર સંકોચાતું અને ફુલતું હતું, તેનું આખું શરીર કાંપતું હતું; તે હોઠ ડસતી હતી. મનુષ્ય શું આ રીતે ક્રોધનો અભિનય કરી શકે ?

જરિદાબીબી ગર્જના કરી બોલી, " મારી વાત સમજી ? હાજરાઓની રાંડોને બગીચામાં મજુરી કરવા મોકલી દે. કેટલાં રાજ્યની નીચ બૈરીઓ અહીં આવી લાંબી લાંબી વાતો કરે છે ? કોઈ વજીરની દીકરી બને છે, કોઈ સરદારની દીકરી બની મિજાજ મારે છે, બધી જૂઠી વાત ! તેઓ મજુરોની છોડીઓ છે, મજુરી કરવી એજ તેમને શોભે છે. તેઓને બાગમાં મોકલી દરવાનને મારી પાસે મોકલ. "

બાંદીએ બીબીસાહેબના કાનમાં કહ્યું, " આપ સમજીને હુકમ આપજો, આગા સાહેબ આજ આવવાના છે, તેનો સ્વભાવ તો આપ જાણો છો. આ બાંદી જો તેની નજરમાં આવશે, તો આપનાં સુખના માર્ગમાં કાંટા વવાશે; કદાચ આપને પણ મુશ્કેલીમાં આવી પડવું પડશે. આ હાજરા બાંદી વેર લેશેજ. બાંદી રૂપાળી પણ છે."

જરિદા બીબીએ બાંદીને દૂર હડસેલી ક્રોધથી ગર્જના કરી કહ્યું, " હા, રૂપ છે; યૌવનના વખતમાં કુતરી પણ રૂપાળી હોય છે! એવાં રૂપને નાખ જહાન્નમમાં, મેં હુકમ આપ્યો તે જલદી બજાવ; તેઓને અહીંથી લઈ જા. હું તેઓનું મ્હોં જોવા માગતી નથી. દરવાનજીને જલદી મારી પાસે મોકલ; એ બુઢાને બે કડવાં વેણ કહ્યા સિવાય ચાલવાનું નથી. તેણે કદાચ લાંચ ખાધી હશે, અગર, છેતરાયો હશે; મૂળ બાબત શી છે, તે મારે જાણવી જોઇએ. "





## પ્રકરણ ૨૦ મું

### કાબુલ તરફ મુસાફરી



જરિદાબીબીનાં આકસ્મિક પરિવર્ત્તનથી ગુલબેગમ ચમકી. તેને લાગ્યું કે હું સ્વપ્ન જોઉં છું! બીબીએ તેને ભુલાવી છે, એવો તેને શક પડયો.

તે ઓરડીના બહાર આવ્યાબાદ બાંદીએ ગુલબેગમને પૂછયું. બીબી સાહેબ એકાએક આટલાં બધાં ગુસ્સે કેમ થયાં? તમે તેમને શું કહ્યું? તમે નક્કી તેની સમક્ષ બેઅદબીપણું વાપર્યું હશે! વારૂ, હજુ પણ વખત છે, હું આગા સાહેબને સમજાવીશ કે તમારો કશો દોષ નથી. આગાસાહેબ મારૂં કહેવું માને છે; હું સમજાવીશ, એટલે તેઓ તમારા પર રાજી થશે. હું બાંદી છું ખરી પણ તમે મને સાધારણ બાંદી ધારતાં નહિ.”

ગુલબેગમે કહ્યું, “તમારી મહેરબાનીની વાત મારા હૃદયમાં કોતરાઈ રહેશે; તમે જેમ બને તેમ જલદી મને મારી બાંદીઓ પાસે પહોંચાડો.”

બાંદીએ કહ્યું, " એમ કરવામાં મારે કશો વાંધો નથી, પરંતુ પહેલાં બીબી સાહેબનો હુકમ બજાવું, બુઢા દરવાનને બોલાવી લાઉં. તમે ચુપ રહી અહીં બેઠાં રહો; હું હમણાજ તમને લઈ જાઉં છું."

ગુલબેગમને ત્યાં બેસાડી બાંદી ચાલી ગઈ. થોડી મિનિટમાં બીબી સાહેબના ગુસ્સાની વાત આખા બાગમાં ફેલાઈ ગઈ; બાંદીઓ નિંદાનો વિષય મળતાં ખુશી થઈ તે દિવસ નિંદાખોર બાંદીઓને માટે આનંદનો દિવસ હતો. જેઓને સમય ગાળવાનું કશું સાધન હોતુ નથી, તેઓને આવી વાતો કરવાનું ન મળે, તો તેઓનાં વૈચિત્ર્યહીન જીવન કેવી રીતે વીતે ? બાંદીઓ ગુલબેગમની મશ્કરી કરવા લાગી. તે સાધારણ બાંદી છતાં ફરિદશાહ તેને બીબી કરવા માગે છે-ગુલબેગમનો આ અપરાધ તેઓને માફ ન કરી શકાય તેવો લાગ્યો.

દરવાન બાંદીના કહેવાથી એક વિશાળ ઓરડામાં જરિદાને મળવા ગયો. ત્યાં બીબી સાથે તેને શી વાતચીત થઈ, તે ગુલબેગમ જાણી શકી નહિ. તે પોતાની સોબતણો પાસે આવી પહોંચી, બધી વ્યગ્રતાપૂર્વક તેને શું બન્યું તે પૂછવા લાગ્યાં.

ગુલબેગમે તેઓને કહ્યું, " આપણે અહીંથી બહાર જઈએ તો બચીએ. મેં તે માટે યોગ્ય મહેનત કરી છે. હવેથી હું તમને જે કહું, તે પ્રમાણે તમે બધાં વર્ત્તશો, મને તેનું કારણ પૂછશો નહિ. મારી બુદ્ધિએ તમે નહિ ચાલો, તો તમારું શ્રેય નથી. " જરિદા સાથે જે છુપી વાતચીત થઈ હતી, તે તેણે જાહેર ન કરી.

થોડીવાર પછી દરવાન જરિદાબીબીના ઓરડામાંથી ગુલબેગમ

પાસે આવી પહોંચ્યો; તેણે ગુલબેગમને કહ્યું, " તું વળી શી રમત રમે છે ? તું યુક્તિ કરી બીબીને ભુલાવી શકે પરંતુ આ બુઢ્ઢાની આંખમાં ધૂળ નાખી શકીશ નહિ, વારૂ, બગીચામાં મજુરી કરવાની મરજી થઈ છે, તો તેમાં મારે કશો વાંધો નથી. મારી સાથે બગીચામાં ચાલ. હું તને કામ બતાવું. ત્યાં કોઈ તને ગુસ્સે કરી શકશે નહિ; પરંતુ વખત આવ્યે આ બુઢ્ઢાને યાદ રાખજે. "

તે દિવસથી ગુલબેગમને બાગમાં કામ મળ્યું; તેની સોબતણો મજુરી કરવા લાગી. ગુલબેગમ એ મનોહર બગીચામાં પ્રવેશ કરી બહુજ આનંદ પામી. ફુલોની સુગંધી, ઝરણોનો અવિશ્રાંત થતો કલકલ નિનાદ, ખુલ્લા પવનનાં ઠંડાં મોજાં અને સુકંઠ વિહંગનાં કલરવ તેની ચારે બાજુએ માયાવી સૃષ્ટિ ઉભી કરવા લાગ્યા. તેની દુઃસહ હૃદય-વેદના ધીરે ધીરે ઓછી થતી ગઈ.

શેરિને પૂછ્યુ, " ગુલબેગમ, તેં અહીંથી નાસવાનો કંઈ ઉપાય નક્કી કર્યો છે ? "

ગુલબેગમે કહ્યું, " મને કશી વાત પૂછતી નહિ; હું જે કરૂં તે કર. ચાલ, પેલી તળાવડી પાસે જઈએ, તળાવડીમાંથી થોડો કાદવ લઈ યુક્તિપૂર્વક મોઢે ચોપડવો પડશે; કે જેથી ફરિદશાહ મને જોઈ કુરૂપ ધારે. તેમ થયાબાદ અહીંથી રજા મળતાં વાર લાગશે નહિ. અહીં વધુ વાતચીત કરવાથી મુશ્કેલીમાં આવી પડાશે; આ સ્થાન એવું છે કે જેઓ અહીં મ્હોં બંધ રાખી શકતું નથી, તેઓ વાત વાતમાં મુશ્કેલીમાં આવી પડે છે. "

શેરિનની માએ કહ્યું, " શેરિન, ગુલબેગમને કંઈ પણ ન

પુછતાં, તે જેમ કહે તેમ કરજે; અત્યારે ગુલબેગમની વાત મુજબ ચાલ્યા સિવાય છૂટકો થવાનો નથી. જ્યાંસુધી અહીંથી બહાર ન નીકળી શકીએ, ત્યાંસુધી આપણે નચિંત થઇ શકશું નહિ ”

ગુલબેગમ શેરિનને સાથે લઇ તલાવડી આગળ ગઇ. જરિદા બીબીનાં હમામખાનાંમાં તેણે જે માટી જોઇ હતી, તેનો એક ટુકડો તે લઇ આવી હતી; તે માટી કાદવ સાથે મેળવી તેણે પોતાનાંને શેરિનનાં મ્હોંપર ચોપડી; ત્યારપછી તેઓ બંને પોતાની મા પાંસે આવ્યાં.

ગુલબેગમની માએ બંનેનાં મ્હોં સામું જોઇ અતિશય વિસ્મિત થઇ કહ્યું, “ઓ ખુદા! આ લોકોએ કેવો વેશ લીધો છે? આવું સુંદર શરીર માટી ચોપડી બગાડી નાખ્યું છે.”

તે દિવસે સંધ્યાકાળ વખતે ઉદ્યાનભવનની બહાર ઘણા ઘોડાનાં પગલાં અને કુતરાઓના અવાજો સંભળાયા. તે ફરિદશાહના શિકારી કુતરાઓનો અવાજ હતો. ગુલબેગમની છાતી ધડકવા લાગી! ગુલબેગમ સમજી કે ફરિદશાહ આવ્યો, હવે મારી કઠણ પરીક્ષા શરૂ થશે. ફરિદશાહ મકાનમાં આવતાં જ ચારે તરફ કોલાહલ મચી રહ્યો. દાસદાસીઓ અત્યંત વ્યાકૂળ થઇ કાંમ કરવા લાગી.

સંધ્યાકાળ પછી દરવાને ગુલબેગમ પાસે આવી કહ્યું, “આજ રાતે તો ફરિદશાહ ઘણા થાકી ગયા હોવાથી તને બોલાવવાના નથી. આજ તેઓ બીબીસાહેબ અને બીજી બીબીઓ સાથે મેળાપ કરશે; જે જણુસો લાવેલ છે, તે તેઓને બતાવશે તેથી આજે તો તને બોલાવશે નહિ. પોતાની બહાદુરીની બડાશો મારતાં મારતાં

આખી રાત ગાળશે. પરંતુ તારાં મુખપર આ શું? આવું બેડોળ મુખ બતાવીશું તું ફરિદશાહને ભુલાવીશ?"

ગુલબેગમે કહ્યું, "હું ફરિદશાહને છેતરી કાબુલ જવાનો રસ્તો કરીશ."

દરવાને નવાઇ પામી પૂછ્યું, "કાબુલ શામાટે જશે?"

ગુલબેગમે કહ્યું, "કાબુલમાં અમીર પાસે જઇશ. માલિક પાસે જવાનો ઉપાય હોય તો કોણ નોકર પાસે રહેવા માગે? હા, ખરેખર હું અમીર પાસે જઇશ. જો તમે મને નાસવામાં મદદ કરશો તો ભવિષ્યમાં તમને ઉંચી પદવી મળે, તેવી વ્યવસ્થા કરીશ."

દરવાને કહ્યું, "તું તો સાધારણ છોડી નથી, તારી આશા અતિ ઉચ્ચ છે? તું અમીરની પાસે જઇ શું કરશે?"

ગુલબેગમે કહ્યું, "ખુદા જાણે; હું એટલુંજ કહી શકું કે અમીર સાહેબ જો મારાં રૂપમાં લોભાય તો મારો બધો શ્રમ સાર્થક થયો સમજીશ."

દરવાને કહ્યું, "હું બુઢો થયો છું, પણ ચતુર સ્ત્રીઓની ચતુરાઇ સમજવા જેટલી શક્તિ મારામાં નથી. તું જે ભયંકર સાહસ કરવા તૈયાર થઇ છે, તેમાં તને કેવી રીતે મદદ કરી શકું, તે સમજી શકતો નથી."

ગુલબેગમે કહ્યું, "હું તમારી પાસે કશી મદદ માગતી નથી, તમારે કેવળ એકજ કામ કરવું પડશે; જો ફરિદશાહ તમને મારા વિષે પૂછે તો કહેજો કે તેના જેવી કુરુપસ્ત્રી મેં કદી જોઇ નથી. તમે મારાં મ્હો સામું જુઓ; મને અત્યંત કુરુપ ને વૃદ્ધા માનવામાં કશી અડચણ નહિ આવે."

દરવાને કહ્યું, "મેં આવતાં વેંત તારૂં રૂપ જોઇ લીધું છે, પરંતુ તારો શો ઇરાદો છે, તે સમજી શકો નહોતો હવે જરાતર સમજાય છે. પરંતુ ધાર કે હું ફરિદશાહને કહું કે તું કુબડી છે, ઉમરમાં પણ મોટી છે, પરંતુ અહીં તને તો ઘણાંએ જોઇ છે, તેઓ જ્યારે તારાં રૂપનાં વખાણ કરશે, ત્યારે જૂઠું બોલવા ખાતર મારી પીઠપર ચામડી રહેશે ? તું છેતરે મને પાયમાલ કરીશ "

ગુલબેગમે કહ્યું, "તમે કશી બીક રાખના નહિ; તમે મારાપર ઉપકાર કરો, ને હું તમને મુશ્કેલીમાં ઉતારૂં, એ શું સંભવિત છે ? મારા કહેવા મુજબ ચાલશો તો તમને કશી અડચણ નહિ આવે, મારૂં પણ કામ સરશે."

બીજે દિવસે સવારમાં ગુલબેગમને હમામખાનાંમાં લઇ જવામાં આવી. ત્યાં જરિહાબીબીએ તેને કહ્યું, "મારા પતિ કાલ રાતે ઘેર પધાર્યા છે; હજુ તેઓ ઉંઘે છે; કાલ રાત્રે મેં તેઓની આગળથી સાંભળ્યું છે કે અમીરસાહેબ તેની બહાદુરીથી બહુજ રાજી થયા છે, અને તેઓને ખિલત આપેલ છે; તે માટે તેઓ બહુ આનંદમાં છે. તેણે અહીં આવતાંજ તારી વાત પૂછી હતી; મેં તેને જણાવ્યું છે કે તે અતિશય કુબડી છે; તમારી રખાત થવાને પણ લાયક નથી. તેં મને છેતરી માટે તને ને તારી સોબતણોને કાબુલનાં કેદખાનાંમાં મોકલવાની મેં તેમની પાસે રજા માગી. મારી વાત સાંભળી તેણે મને કહ્યું, "એ બાંદીના સંબંધમાં મરજી મુજબ કરજે." હું તને છોડી મૂકું છું; વેગવાન ઘોડો આપું છું, તેપર સવાર થઇ તું કાબુલ જા. એક પ્રહરિ તને રસ્તો બતાવશે. અલ્લા તને સુખી કરો; જો કદી પણ તું સારીસ્થિતિમાં આવે, તો મારી દયાની વાત ભૂલતી નહિ."

ગુલબેગમે કહ્યું, "હું એકલી જાઉં, મારી મોબતણોની શી ગતિ થશે ?"

જરિદાબાંબીએ કહ્યું, "હું તેઓને અહીંથી રવાના કરીશ; પરંતુ તમે બધાં એકી સાથે જઇ શકશો નહિ, તેથી ગરબડ થાય; તું આગળ જા.

ગુલબેગમ જરિદાબીબી પર વિશ્વાસ રાખી તેજ દિવસે ઘોડા પર બેસી કાબુલ તરફ ગઇ. ગુલબેગમના ગયા બાદ જરિદાએ તેની સોબતણોને પણ છોડી દીધી. ફરિદશાહ નાના પ્રકારનાં કાર્યોમાં ગુંથાયલો હોવાથી હાજરા સ્ત્રીઓની વાત ભૂલી ગયો હતો, તેણે આખો દિવસ તેના સમાચાર ન મેળવ્યા; પરંતુ સંધ્યાકાળ પછી જરિદાબીબીના ઓરડામાં આવ્યા બાદ તેને એ વાત યાદ આવી. ફરિદશાહે કહ્યું, "પેલી બાંદીઓ ક્યાં છે ? તેઓને મારી આગળ હાજર કર. તેઓએ જે છેતરપિંડી કરી છે, તેની શિક્ષા આપીશ; તેઓનું માંસ કુતરાંવડે ચિરાવીશ."

જરિદાબીબી કૃત્રિમ વિસ્મય બતાવી બોલી, "તમારી આગળ હાજર કરવાનું કહો છો, તેનો શો અર્થ ? તેને તો કાબુલનાં કેદખાનામાં મોકલવાનો આજે સવારેજ હુકમ આપ્યો છે; મેં બધાં કામ છોડી પહેલાં એ હુકમ બજાવ્યો છે, તેને કાબુલ મોકલ્યાં છે. તમારો હુકમ ન બજાવતાં કેવી દુર્દશા થાય છે, તે હું જાણું છું."

ફરિદશાહ ઉત્તેજિત સ્વરે બોલવા લાગ્યો "તેઓને કાબુલ મોકલેલ છે ! તું બોલે છે શું ? મેં હુકમ આપ્યો હોય તો મને યાદ તો હોય ને તું જૂઠું શા માટે બોલે છે ? હું તો બે દિવસ

થયાં આવ્યો છું; એ દરમિઆન મેં કશો હુકમ આપ્યો હોય, તો મને યાદ રહે જ. તું મને એટલો બધો બેવકુફ ધારે છે ?" ફરિદ-શાહે લાલચોળ આંખો કરી જરિદાબીબી સામું જોયું.

જરિદાએ કહ્યું, "એ તો તમારો વાંક છે ! ક્યારે શું બોલો છો, તેનું તમને ભાન રહેતું નથી, ને મારાપર ગુસ્સે થાવ છો, મારા-પર અવિશ્વાસ ?"

ફરિદશાહ ગુસ્સે થઇ બોલ્યો, "બંદિનીઓને કાબુલનાં કેદ-ખાનામાં મોકલવાની જરૂર પડત, તો હું પોતે મોકલત; તેં શામાટે ઉતાવળ કરી ? આજ તેં મારો બધો આનંદ ધૂળમાં મેળવ્યો !"

જારિદાબીબી અભિમાનથી બોલી, "મેં તમારા હુકમ મુજબ કામ કર્યું છે, છતાં તમારે મન ન વસ્યું ! તનતોડ સેવા કરતાં છતાં તમારૂં મન ન માન્યું. મારાં નસીબ વાંકાં એમાં કોનો દોષ ! આમ તો બીબી થવા કરતાં બાંદી થવું સારૂં."

ફરિદશાહે કહ્યું, "મારી વાત ન સમજવાથી તેં બધી ગર-બડ મચાવી મૂકી છે, સ્ત્રીઓની બુદ્ધિ બહુજ ઓછી હોય છે ! તું મારી બીબી છે, પણ તારા કરતાં બાંદીઓની બુદ્ધિ વધુ હોય છે. હું ત્રણ દિવસ તારૂં મ્હોં નહિ જોઉં."

ફરિદશાહ નવા કાબુલી જોડાની ચમચમાટી કરતો તે ઓર-ડામાંથી ચાલ્યો ગયો. તેના દરેક ચમકારમાં ક્રોધ પ્રકટ થતો હતો.

ખંડ પહેલો સંપૂર્ણ.

ॐ तत्सत् परमात्मने नमः

स्व. त्र्यंबक स्मारक ग्रंथमाळा.

वर्ष २ जुं    पुस्तक १ लु.

# વજીરનંદિની

# ગુલબેગમ



# વજીરનંદિની ગુલબેગમ

## ખંડ બીજો

### પ્રકરણ ૧ લું

#### કાબુલમાં—બંદીગિરિ

એક પ્રહરે ગુલબેગમને ફરિદશાહનાં ઉદ્યાનભવનમાંથી કાબુલનાં કેદખાનાંમાં મૂકી ગયો.

કેદખાનાંમાં આવ્યા બાદ ગુલબેગમને જરા નિરાંત વળી; તેની છાતીપરથી જાણે મોટા પત્થરનો ભાર ઉતરી ગયો ન હોય, તેમ તેને જણાવા લાગ્યું. પરંતુ હજુ પણ તેનું ભવિષ્ય અંધકારમય હતું! હવે પછી શું કરવું, તે નકી થયું નહોતું. કેદખાનાંનાની પત્થરથી બાંધેલી મજબૂત ઓરડીમાં તેણે પહેલી રાત ગુજારી.

બીજે દિવસે સવારમાં કાબુલનો એક સોદાગર બાંદી ખરીદવા આવ્યો; બંદિનીઓને જોઇ છેવટે ગુલબેગમ તેને પસંદ પડી; પરંતુ ગુલબેગમ તેની સાથે જવા ઇચ્છતી નહોતી. બાંદીઓના મતામતનું કશું મૂલ્ય હોતું નથી; માટે તેને તે સોદાગર સાથે જવું પડયું. કઠોર હૃદયવાળા સોદાગરે ગુલબેગમને ખૂબ માર મારી કારાગૃહ બહાર આણી. ગુલબેગમે નકી કર્યું કે ગાંડાઇનાં લક્ષણો બતાવી આના હાથમાંથી છૂટવુંજ.

ગુલબેગમ કારાગૃહમાં આવી ત્યાર બાદ થોડી વારે તેની સોબતણો પણ ત્યાં આવી પહોંચી હતી. એક બીજા ખરીદનારે શેરિન ને માતાને ખરીદી. કેવળ શેરિન ને હાલિમા કારાગૃહમાં રહ્યાં; થોડા દિવસો સુધી તેનો ભાવ કોઇએ પૂછ્યો નહિ.

નવા માલિકને ઘેર આવ્યા બાદ ગુલબેગમે જોયું કે નવો માલિક તદ્દન લોભી છે; ઘરમાં બીજી દાસી નથી. ફરિદશાહના ઘરમાં જે વિલાસ ભોગવ્યો હતો, તેમાંનું કશું અહીં જોવામાં ન આવ્યું. ત્યાં ખાવાનો બંદોબસ્ત પણ શોચનીય હતો; બજારમાંથી લાવવામાં આવતી રોટલીઓ ગંધાતી હતી; ચોખા જાડાને મેલા હતા; દૂધમાં ખરાબ વાસ આવતી હતી ! સોદાગરની સ્ત્રી નિર્દોષ સ્વભાવની સ્ત્રી છતાં ગુલબેગમે તેની સહાનુભૂતિ મેળવી શકી નહિ.

સોદાગરની સ્ત્રીએ ગુલબેગમના ચાળા જોઇ ધાર્યું કે "આગા સાહેબે કેવી બાંદી શોધી આણી છે ! તદ્દન ગાંડી જણાય છે. આવી ગંદી ઓરતો મેં કદી નથી જોઇ. તેનું આખું અંગ મેલું છે ! છોડીએ કદી શરીરે પાણી અડાડયું લાગતું નથી; તેને અડકતાં પણ સુગ આવે છે !" તેણે ગુલબેગમને બોલાવી કહ્યું, "તું હમામખા-

નાંમાં જઈ નાહી લે, તારા નહાવાનું ખર્ચ હું આપીશ. તારાં મેલાં લુગડાં અને શરીરપરની દુર્ગંધીથી ભૂત પણ ભડકે તો પછી તારા માલિકનું કામ કેવી રીતે કરીશ ?"

ગુલબેગમે માલિકની પત્નીના હુકમ તરફ ધ્યાન ન આપ્યું; તે જાણે તેની વાત ન સમજતી હોય, તેમ ઉભી રહી. સોદાગર પત્ની તેને કોઈપણ રીતે વશ કરી શકી નહિ.

આ બધું જોઇ સોદાગરની સ્ત્રીએ હાથ ધોઈ નાખ્યા; તેણે પોતાના પતિને કહ્યું, "પૈસા આપી આવી બાંદી તે કોણ ખરીદે! તમારામાં એટલીપણ બુદ્ધિ નહોતી કે ગાંડીને ન ઓળખી ? છોકરી બ્હેરી છે, કંઇ સમજતી નથી; કંઇ કામ કરતી નથી, કેવળ મ્હોં ફાડી ઉભી રહે છે! એને શું બેઠાં બેઠાં ખવરાવવા લાવ્યા છો ? તમારા પૈસા આટલા બધા સસ્તા છે, તે હું જાણતી નહોતી."

સોદાગરે કહ્યું, "બાંદી જુવાન હોવાથી ખરીદી લાવ્યો છું. મને ખાત્રી હતી કે તેનાથી ઘણું કામ થઇ શકશે. મને લાગે છે કે તે હઠીલી છે; કામ કરવાની બીકથી ગાંડી બની છે! બે ચાર લાકડીના ઝપાટા પડતાં જ એ રોગ જતો રહેશે. હાજરા સ્ત્રીઓમાં બુદ્ધિ હોતી નથી, પણ શિખવ્યા પછી તેઓ ઘણું કામ કરે છે. છોડી જો સહેલાઇથી ન માને, તો થોડા દિવસ લાકડી અજમાવ, અને ખાવાનું બંધ કર; એટલે એની મેળે સીધી થશે."

પતિ પત્નીની વાત સાંભળતી ગુલબેગમ ઉભી રહી; ત્યારબાદ એક પત્થર લઇ એક પાણીના ઘડાપર ફેંક્યો. માટીનો ઘડો ભાંગી ગયો.

ઘડાની દુર્દશા જોઇ સોદાગરની આ કફળી ઉઠી, તે બોલી, "જૂઓ તો ખરા, હરામજાદીએ ઘડો ભાંગી નાખ્યો! મારો ત્રણ વર્ષનો રીઢો ઘડો! આ લપ તે ક્યાંથી વળગી? મારે આવી બાંદીની જરૂર નથી; તમે તેની પાસે દુકાનના ચોજો ઉપડાવો, હું તેનું મ્હો જોવાની નથી; તેને ખાવાનું પણ આપીશ નહિ. આવી ગાડી બાંદી વડે મારો સંસાર ચાલે તેમ નથી."

સોદાગર ભારે મુશ્કેલીમાં આવી પડયો! તોપણ તેને તેણે એક માસ ઘેર રાખી. છેવટે તેને એક નવી બાંદી મળતાં તેણે ગુલ-બેગમને સારી પેઠે માર મારી ફરીથી કેદખાનામાં મોકલી.

ગુલબેગમની મા હાલિમા ને શેરિન ત્યાંસુધી કેદખાનામાં હતાં; તેઓને કોઇ ખરીદતું નહોતું. એ વખતે કાબુલમાં હાજરા ગુલામોની એટલી બધી સંખ્યા વધી ગઇ હતી કે કોઇ નવી બાંદી કે દાસ ખરીદવાનો આગ્રહ બતાવતું નહિ. કોઇને ઘેર મજુરી કરવી પડતી ન હોવાથી શેરિન બહુ ખુશી થઇ! કારાગૃહમાં વખત ગુજારવાનું કામ મુસ્કેલ હતું, ત્યાં નાના પ્રકારની અગવડો હતી; તેમાં પણ અફગાન કેદખાનાંઓમાં ખોરાકની બાબતમાં બહુ દુઃખ હતું, છતાં શેરિન તો બાંદીગિરિ કરતાં કારાગૃહને વધુ સારૂં માનતી હતી! તે મ્હોંપર કાદવ ચોપડી મ્હોંને એવું તો બનાવી રાખતી કે કોઈ પણ તેને બાંદી તરીકે ખરીદી લઇ જતું નહિ. ગુલબેગમ પણ કારાગૃહમાં આવી બહુ ખુશી થઇ; તેને ખાત્રી હતી કે ગમે ત્યારે પણ માતૃભૂમિમાં જઈ પિતાને મળી શકીશ.

પરંતુ થોડા દિવસો બાદ એક અફગાને ગુલબેગમને ખરીદી. એ ખરીદનાર અમીરનાં લડાઇખાતાંનો અમલદાર હતો. તે ઘરડો

નિષ્ઠુર હતો. ગુલબેગમે પ્રયત્ન કર્યો હોત, તો તે માણસના સંસારમાં ઉપરિપણું મેળવી શકત; પરંતુ તે તરફ તેનું ધ્યાનજ નહોતું; એ વૃદ્ધ અમલદારના તાબામાંથી કેવી રીતે છૂટવું, તેના વિચારમાંજ તે રાતદહાડો ગાળવા લાગી.

ગુલબેગમનો આ નવો માલિક ઘણા દિવસો હિંદની હદપર રહ્યો હતો; ત્યાં તેને પાન ચાવવાની ટેવ પડી હતી. ગુલબેગમે જોયું કે બુઢ્ઢાએ પાનની પિચકારીથી આખું ઘર ભરી મૂક્યું છે. ગુલબેગમ પણ માલિકની દેખાદેખીથી પાન ખાતાં શીખી, અને ઘરમાં ગમે ત્યાં થુંકવા લાગી. વળી તે એટલી તો મેલી રહેતી કે તેની પાસે પાણી માગવાનું પણ કોઇને ગમતું નહોતું. બે ચાર દિવસમાં એ અમલદાર તેનાથી કંટાળ્યો, અને તેને કારાગૃહમાં મૂકી આવ્યો. કારાગૃહના અધ્યક્ષે તેને એમ કરવાનું કારણ પૂછ્યું, વૃદ્ધે જણાવ્યું કે " આવાં જાનવરથી સંસાર ચાલે કે? શહેર એને વસવા લાયક સ્થાન નથી. તે તો જંગલમાં વાઘ સિંહ પાસે મોકલી દો તો ઠીક."

ગુલબેગમ આ વાત સાંભળી મનમાં મનમાં બોલી, " મનુષ્ય કરતાં વાઘસિંહનો સહવાસ મારે માટે વધુ સારો છે. વાઘસિંહ માણસ જેટલાં હિંસક નથી."

કેટલાંક અઠવાડીઆં બાદ અમીરના મીરમુન્સી અલિ મહમદખાંને કેટલીક બાંદીઓની જરૂર પડવાથી તે કારાગૃહમાં આવ્યો. તેણે કારાધ્યક્ષને કહ્યું, " મારે ચાર કામગરી બાંદી જોઇએ છીએ, બે મારી પાસે રહેશે, ને બે મારા મુલ્લાંજી પાસે જશે; અમીરસાહેબે મને બે બાંદી ઇનામમાં આપી છે. તેઓને અહીંથી લઇ જવાનો હુકમ છે."–મીરમુન્સીએ ગુલબેગમ અને શેરિનને પસંદ કરી.

ચાર બાંદીઓમાંથી જેની ઉમર વધુ થઇ હતી, તે મુલ્લાંજી
પસંદ કરી, મીરમુન્સીએ તેને જલાલાબાદ મોકલી દીધી. બાકી
ત્રણ બાંદી ઘેર રહી; પરંતુ તેને તો બેજ બાંદીની જરૂર હતી, વ
બાંદી તેને જોઇતી નહોતી, માટે ત્રીજી બાંદીનું શું કરવું તેનો તેમ
વિચાર થઇ પડયો.

બે દિવસ બાદ મીરમુન્સીની સ્ત્રીએ કહ્યું, " તમે જે ત્રણ બાં
આણી છે, તેમાં ગુલબેગમ કશા કામની નથી. તે કંઇ કામ કર
નથી, કેવળ ખાય છે ને ઉંઘે છે; એનું શરીર એટલું બધું દુર્ગં
મારે છે કે તેને જોતાંજ વમન થાય છે! તે કોઇ પણ જણુસને અ
એ પણ ઠીક લાગતું નથી. એને રજા આપો.

મીરમુન્સીએ કહ્યું, " બાંદીની ઉમર નાની છે, શરીર પ
રૂષ્ટપુષ્ટ છે; મને ખાત્રી હતી કે એ ઘણું કામ કરશે. વારૂ, તું ર
ખવા માગતી નથી, તો પછી રાખવાની જરૂર પણ નથી. પણ મ
લાગે છે કે તેને મીરસાહેબ પાસે મોકલીએ. મીરસાહેબને બી
નથી, આ બાંદી સાથે તેઓ પરણે તો ઠીક; ગુલબેગમ બાંદી તર
સારૂં કામ ન કરે, પણ સ્ત્રી તરીકે સારૂં કામ કરશે."

મીરમુન્સીની સ્ત્રીએ આમાં સંમતિ આપી, પરંતુ ગુલબેગ
રિસાઈ બેઠી; તે અહીંથી ખસવા માગતી નહોતી. તેણે તેઓને જણા
દીધું કે જીવ છે ત્યાંસુધી હું કોઇની બીબી થઇશ નહિ.

મીરમુન્સી પોતાની સ્ત્રી અને ગુલબેગમ બંનેપર ગુસ્સે થ
પોતાની બીબી એક બાંદીને કાબુમાં રાખી શકતી નથી! અને
બાંદી પણ કયાં સાહસે પોતાનો હુકમ નથી માનતી?

મીરમુન્સીએ ગુલબેગમને બોલાવી કઠોર સ્વરે કહ્યું, "ગુલ-બેગમ, તારો શો ઇરાદો છે, તે કહે. તુ કશું કામકાજ કરતી નથી; એક ધર્મિષ્ઠ માણસ સાથે તને પરણાવવા ઇચ્છયું તો તેની પણ ના પાડે છે! તુ અહીંથી ખસવા માગતી નથી! તુ શું મારો હુકમ માનશે નહિ ?"

ગુલબેગમ કશો જવાબ ન આપતાં ઉભી રહી; એટલે મીરમુ-ન્સી ઉભા થઇ કાગળ કલમ લઇ કંઇ લખવાની તૈયારી કરવા લાગ્યા. ગુલબેગમ સમજી ગઇ કે જો તે એ કાગળમાં કંઈ હુકમ લખશે તો તે પાછો ફરવાનો નથી. મીરમુન્સી લખવાની શરૂઆત કરે તે પહેલાં ગુલબેગમ તેના પગમાં પડી બોલી ઉઠી. "આગા સાહેબ, મારૂં કહેવું સાંભળો."

મીરમુન્સી લખવાનું છોડી બોલ્યા, "તારે જે કહેવાનું હોય તે કહે."

ગુલબેગમે કહ્યું, "આગાસાહેબ, મેં આપને ઘેર આવી ઘણા અપરાધ કર્યા છે, તે માટે આપ મને હાંકી કાઢવા તૈયાર થયા છો. હું તદ્દન મેલી છું, બેભાન છું, કંઇ કામકાજ કરતી નથી–પરંતુ મારૂં શરીર જોઇ આપ જાણશો કે મારામાં બળનો તોટો નથી; હું ધારૂં તો હું એકલી પાંચ બાંદીઓનું કામ કરી શકું. આપ શેરિનને પૂછશો તો જણાશે કે હાજરાઓના મુલકમાં મારા જેવી બુદ્ધિશાળી સ્ત્રી એક પણ નહોતી. હું કયું કામ નથી જાણતી? હું બાબર્ચિનું કામ જાણું છું, સોયકામ જાણું છું, ધોબીનું કામ જાણું છું, અને ગધે-ડાંની માફક ભાર ઉપાડવાનું કામ પણ જાણું છું; હું જે કરી શકું તે બીજું કોઇ કરી શકે તેમ નથી."

મીરમુન્સી ગુલબેગમની વાત સાંભળી વિસ્મય પામી તેને પૂછવા લાગ્યા, "ત્યારે તું કંઈ પણ કામ કેમ કરતી નથી? કેવળ બેઠી બેઠી ખાય છે, અને ઉંઘે છે શા માટે? તારી વાતચીત પરથી તો તું બેભાન જણાતી નથી."

ગુલબેગમે કહ્યું, "આગાસાહેબ, તે વાત આપને કહું છું. આપ જૂઓ છો કે હું મેલી છું, હઠીલી છું, બેઠી બેઠી ખાઉં છું. પરંતુ આપ કદાચ નહિ જાણતા હોકે હું હાજરાના મુલકના વજીરની દીકરી છું. મારા જેવી ચતુર ને ખૂબસુરત સ્ત્રી એ પ્રદેશમાં એક પણ નથી, એમ અનાર દેશનાં બધાં માણસો કહે છે. મને ખાત્રી હતી કે અલ્લાએ મને બ.દીગિરિ કરવા સરજી નથી; તે માટેજ મને જેઓએ બાંદી તરીકે ખરીદી તેઓનું એક પણ કામ મેં કર્યું નથી; કોઈ ઠેકાણે કામ ન કર્યું, કોઇ ઠેકાણે ગાંડી બની અત્યાર સુધી મેં મારૂં ટટ્ટુ ચલાવ્યું છે, મારા માલીકોએ મને માર મારી, ગાળો દઇ હાંકી કાઢી, પણ તેથી હું મનમાં ખુશી થઇ છું. મને એકજ બીક છે કે કોઈ મને ખરીદી, મારા રૂપમાં લોભાઇ કદાચ મને પરણી બેસે, એ બીકથી હું મ્હોંપર કાદવ લગાડી મારૂં રૂપ ઢાંકી રાખું છું, ઇચ્છા પૂર્વક મેલી બની છું! એ માટેજ અત્યાર સુધી કોઇએ મારા સામું જોયું નથી; એટલુંજ નહિ પણ હું પાસે જાઉં તોપણ તેઓ મને દૂર હાંકી કાઢે છે."

મીરમુન્સીએ કહ્યું, "અહીં તારે એ બીક રાખવાની નથી. ઘરમાં મારી બીબી છે, બીજી બીબી રાખવાની મારી મરજી નથી; વળી બાંદીને પરણવાનો વિચાર પણ મારા મનમાં આવતો નથી."

ગુલબેગમે વિનયપૂર્વક કહ્યું, "તે હું જાણું છું; હું જાણું છું

કે બાંદીઓપર આપની કુનજર નથી, આપ તેઓની સાથે વાતચીત પણ કરતા નથી. તે માટેજ હું આપનો આશ્રય તજવા માગતી નથી. આગાસાહેબ, આપ આ અભાગણીપર દયા કરો, મને ક્યાંએ ન મોકલો. આપ જે હુકમ કરશો તે હું તનતોડ મહેનત કરી પાળીશ; મારી વાતમાં કદી ભૂલ થશે નહિ."

ગુલએગમના કાલાવાલાથી મીરમુન્સીનું હૃદય પીગળ્યું. તેણે થોડીવાર વિચાર કરી કોમળસ્વરે કહ્યું, "બીબીસાહેબને મારી પાસે મોકલ; તે જો તને રાખવા માગતાં હોય, તો હું તને દૂર કરવા માગતો નથી. તેણેજ તને રાખી છે, તારે તેનુંજ કામ કરવાનું છે; મારૂં કામ કરવા તને અહીં આણી નથી. જો તેનું મન મેળવી શકીશ, તો તારે બીજે જવું પડશે નહિ. હું તેને તારે માટે કહી જોઉં."

બીબીસાહેબ આવ્યાં એટલે મીરમુન્સીએ કહ્યું, "ગુલએગમને તું જેવી મેલી ને હડીલી માને છે, તેટલી મેલી ને હડીલી મને તેની વાત સાંભળતાં જણાતી નથી. વળી મેં સાંભળ્યું કે તે આબરૂદાર કુટુંબમાં જન્મી છે, તે હાજરાપ્રદેશના વજીરની દીકરી છે!"

બીબીએ કહ્યું, "મેં પણ એ વાત સાંભળી છે. શેરિન એ રાજ્યના સરદારની છોકરી છે! તે ગુલએગમના કાકાની દીકરી છે. પરંતુ ગુલએગમ અત્યંત ગંદી છે, કેવળ ખાય પીએ છે, કામ કરવી નથી, એ બાબતમાં આપને કશો શક પડે છે?"

મીરમુન્સીએ કહ્યું, "હા શક છે? મારી ઇચ્છા છે કે તેની હજુ થોડા દહાડા તપાસ કરી જો; હજુ આઠ–દસ દિવસનો સમય આપ. તારે અડચણ ન હોય તો એક માસથી દોઢ માસ તેને અહીં

રાખવામાં વાંધો નથી. જો એ મુદ્દત દરમિઆન તે તને ખુશી કરી શકે તો તેને હાંકી કાઢવાની જરૂર નથી."

બીબી પતિની વાત સ્વીકાર્યા સિવાય રહી નહિ; તેણે ધીમેથી ટુંકાણમાં જણાવ્યું, "આ હાજરા લોકોની સ્ત્રીઓ બહુજ બેઅદબી હોય છે, તેઓનાપર મારાં પોતાનાં કામની જવાબદારી નાખવા માગતી નથી."

મીરસાહેબે કહ્યું, "વારૂ; તેઓ ભલે બહારનું કામ કરે, સેલિમા ને બીજી બાંદીઓ તારી પરિચર્યા કરશે."

બીબીએ કહ્યું, "તમારી ખુશી મુજબ કરો."

મીરમુન્સીએ કહ્યું, "એ વાક્યનો કશો અર્થ નથી; તેઓ તારી બાંદીઓ છે, તારી મરજી હોય તે પ્રમાણે વર્ત્તવા હું તૈયાર છું. કોઈ પણ બાબતની અગવડ થાય, એવી મારી ઇચ્છા નથી."

બીબીએ કહ્યું, "મીરસાહેબે ગુલબેગમને પસંદ કરી છે; તેને જવાબ આપવો પડશે."

મીરમુન્સીએ કહ્યું, "મીરસાહેબની જેવી મરજી! વારૂ, હું તે સંબંધી ચર્ચા કરીશ. મીરસાહેબ મારાં બેઠકખાનામાં બેઠા છે; હું તેની પાસે જઇ વાતચીત કરૂં છું."

મીરમુન્સીનાં બેઠકખાનામાં ઘણા અફગાન આબરૂદાર પુરુષો બેઠા હતા; મીરમુન્સીએ ત્યાં જઇ મીરસાહેબને સંબોધી કહ્યું, "મીર, મારી બાંદી ગુલબેગમ તમારી સાથે પરણવા ઇચ્છતી નથી; હું તેનાપર કોઇપણ જાતનું બળ વાપરી શકીશ નહિ. હવે શું કરવું તે કહો."

મીરે હસતાં હસતાં કહ્યું, "પરણવા નથી ઇચ્છતી! બાંદીને વળી સ્વાધીનતા હોય ખરી? તેઓતો હુકમ મુજબ ચાલવાને બંધાયલી છે."

મીરમુન્સી હસતા હસતા બોલ્યા, "ત્યારે તમે શું તેને જોર કરી પકડી જશો ? તમારા જેવા વૃદ્ધને માટે એ પ્રશંસાનું કામ નહિ કહેવાય, તમારી ઉમર કેટલી થઇ છે?"

મીરસાહેબે ગુસ્સે થઇ કહ્યું, "મારી ઉમર કેટલી છે, તેનું તમારે શું કામ છે? તમે કબુલ કર્યું છે કે એ બાંદી તમને આપીશ. તેને મેં જોઇ છે; તેની સાથે પરણવાની મારી મરજી થઇ છે. તમે શું હવે એ કબુલાત તોડવા માગો છો?"

મીરમુન્સીએ કહ્યું, "ગુલબેગમ સુંદર છે, બહુજ સુંદર છે, હુજરા રાજ્યમાં એવી સુંદર સ્ત્રી એક પણ નથી. પરંતુ તે દુર્બળ નથી, તેનું શરીર પહેલવાન જેવું છે! અને તમે ખડખડ પાંચમ છો. આવી પહેલવાન બીબી લઇ તમે શું કરશો? હું જો વૃદ્ધ ને દુર્બળ હોત, તો આવી જુવાન બાંદી સાથે પરણવા કદી તૈયાર થાત નહિ.

વૃદ્ધ મીરસાહેબની ઉમર સાઠ વરસથી વધુ હતી; મીરમુન્સીની વાત સાંભળી તે બહુજ ગુસ્સે થયો! બુઢ્ઢાને બુઢ્ઢો કહેતાં તે ગુસ્સે થાયજ! મીર પોતાનો લીલો ઝબ્બો ઉંચે લેતા છાતીપર પ્રસરેલી દાઢીમાં હાથ નાખવા લાગ્યો; દાઢી ધોળી શણ જેવી થઇ ગઇ હતી; પરંતુ બુઢાએ કલપની મદદથી દાઢી મૂછની સ્વાભાવિક શુભ્રતા છુપાવી દીધી હતી!

મીર ગુસ્સે થઇ બોલ્યો, "વારૂ, તમારો ઇરાદો સમજી ગયો. એ બાંદીની સાથે તમે પ્રેમમાં પડ્યા છો! રૂપાળી બાંદીને છોડી દેવા કોણ તૈયાર થાય! તમે તેને રખાત તરીકે રાખવા ઇચ્છતા હશો. પણ

એ માટે હું તમને ઠપકો આપતો નથી. ખૂબસુરત ઓરત જોઇ કયા પુરુષને લાલચ ન થાય ? પરંતુ મુદ્દાની વાત એ છે કે તમારા જેવો માણુસ પણ વચન તોડે એ બહુ અફસોસની વાત છે. વારૂ, હું જાઉં છું; હું તમારા જેવા કપટી મિત્રનું મ્હોં જોવા માગતો નથી."

મીરમુન્સીએ હસતાં હસતાં કહ્યું, "આટલો બધો ગુસ્સો શામાટે કરો છો ભાઇ ? તમે મારૂં મ્હોં જોવા ન ઇચ્છો, પણ હું આ તમારી દાઢી મૂછનો ભપકો જોયા સિવાય કેવી રીતે રહી શકું ? તમે ગુસ્સે થઇ જતા રહેશો નહિ. હું ખરૂં કહું છું કે એ બાંદીનું રૂપ જોઇ મારૂં માથું ફરી ગયું નથી; પ્રેમવ્યાધિ મારી પાસે આવી શકે તેમ નથી. એક બીબીને પણ હું સંભાળી શકતો નથી, ત્યાં વળી બીજી બીબી કરૂં ! એ બાંદી જેવી ગંદી છે, તેવીજ કુબડી છે; તેને કેવળ ખાતાં ને ઉંઘતાંજ આવડે છે, તોપણ હું તેને છોડવા માગતો નથી, તેનું કારણ જાણો છો ?–તે મારે શરણે આવેલી છે; મેં તેને અભયવચન આપેલું છે."

મીરે ગુસ્સે થઇ કહ્યું, "કયા ઇરાદાથી તમે તેને અભયવચન આપ્યું ? તમે મારી આગળ કબુલ કર્યું છે કે ગુલએગમને મારા હાથમાં સોંપવી. એ કબુલાત પાળો. હું તેની સાથે સાદી કરી સુખ ભોગવું તોપણ ભલેને દુ:ખી થાઉં તોપણ ભલે. તમે એવી બેદરકાર બાંદીને શું કરશો ?"

મીરમુન્સીએ કહ્યું, "એક નિરાશ્રય સ્રીને પાળતાં મને જરા-પણ દુ:ખ નહિ થાય. મેં તેને આશરો આપ્યો છે; હવે શું તેને હાંકી

કાઢું ? મારી પાસે બીજી પણ ખુબસુરત બાંદીઓ છે; તમે તેમાંની એક લઇ જાઓ, તો હું કંઇ નહિ કહું."

મીરે કહ્યું, "મેં જે પુચ્છ્યું, તે આપવાને ના પાડો છો, ત્યાં વળી નવી કબુલાત શામાટે આપવા તૈયાર થાઓ છો ? હું ખુદાના કસમ ખાઇને કહું છું કે ગુલબેગમ વિના મારૂં કાળજું ઠંડું થશે નહિ."

ધર્મિષ્ઠ વૃદ્ધની ગેરવાજબી હઠથી મીરમુન્સી બહુજ ગુસ્સે થયા. આટલી ઉમરે પણ આટલો લોભ ! હવે શું કરવું, તે નકી કરી શક્યા નહિ. કેટલાક માણસો તેની સાથે અમુક બાબતની વાતચીત કરવા આવ્યા હતા; તેથી મીરસાહેબ સાથે વાત કરવી બંધ કરી તેણે તેઓની સાથે માંડી. એ દરમિઆન તે ઓરડામાં બેઠેલ એક વૃદ્ધ અફગાન ધીરે ધીરે ઉઠી નિઃશબ્દે બીજે સ્થળે જતો રહ્યો,

એ વૃદ્ધનું નામ અલિખાં હતું; તે મીરમુન્સીના કુટુંબનો હકીમ હતો.





## પ્રકરણ ૨ જું

### પ્રેમના પ્રતિસ્પર્ધિ.

જે અરજાનો મીરમુન્સી સાથે વાતચીત કરવા આવ્યા હતા, તેઓ વાતચીત પૂરી થતાં ચાલ્યા ગયા; ફક્ત ગુલબેગમનાં રૂપમાં મુગ્ધ બનેલા મીરસાહેબ ત્યાંથી હાલ્યાચાલ્યા નહિ! બધા ગયા એટલે તેણે મીરમુન્સીને પૂછ્યું, "બાંદીના સંબંધમાં શું નકી કર્યું ?"

મીરમુન્સીએ કહ્યું, "હજુ પણ તેની વાત ભૂલી શક્યા નથી ? કેવા માણસ છો તમે ! તમે ધર્મિષ્ઠ માણસ છો, તમારી ઉમર લગભગ સિત્તેર વર્ષની છે, હજુ પણ તમારી લાલસા આટલી બધી પ્રબળ છે ! બધા આ વિચાર છોડી હવે ખુદાનું નામ લો, મક્કા શરીફની જાત્રાએ જાઓ. હવે આ બધું શામાટે ? મરવાને વિલંબ નથી."

મીરે ગુસ્સે થઇ કહ્યું, "એ નકામી વાતોથી મને ભુલાવી શકશો નહિ ! સંસારમાંથી મન ઉઠી ગયું હોય, તો તમે મક્કા જાઓ. બીજાને ઉપદેશ આપવાનું કામ સહેલું છે; હું એ બાંદીની આશા તજી શકું તેમ નથી."

મીરમુન્સીએ કહ્યું, "તદ્દન ગાંડા બની ગયા છો! વારૂ, જો તે બાંદી ખુશીથી તમારી સાથે આવવા માગતી હોય તો તમે તેને ખુશીથી લઇ જાવ. પરંતુ હું તમને જબરદસ્તીથી લઇ જવા દઇશ નહિ; તે મારી આશ્રિત છે. તેની મરજી વિરુદ્ધ જોર કરી તમે તેને લઇ જઇ શકશો નહિ. મારી વાત સમજાઇ?"

મીરે કહ્યું, "તમારી વાતપરથી જણાય છે કે બાંદી પોતાની મરજીથી તમારે ઘેર આવી છે, તમે તેને પરાણે લાવ્યા નથી!"

મીરમુન્સીએ કહ્યું, "ખરેખર, મેં તેને બળજોરીથી આણી નથી મારે ઘેર આવતી વેળા બહુ રડી હતી ખરી, પણ મારી સાથે ન આવવાની હઠ લીધી નહોતી. અમીરસાહેબે એ બાંદીઓ મને ઇનામમાં આપી હતી, તેથીજ મેં સ્વીકારી છે; તેને લાવવા માટે મને કશી મુસ્કેલી પડી નથી."

મીરે કહ્યું, "તમારા કાળા રંગથી તે શોભાઇ હતી!"

મીરમુન્સી અફ્ગાન નહોતો, તે પેશાવરનો હતો; માટે તેનો રંગ અફ્ગાન જેવો ધોળો નહોતો મીર તેના કરતાં ધોળો હતો. પેશાવરના લોકો અફ્ગાનો કરતાં કાળા છે; તેથી મીરસાહેબ તેની મશ્કરી કરવાને ચૂક્યા નહિ. મુર્ખ મીર સમજી શક્યો નહિ કે રંગ કાળો હોય એટલે મનુષ્યનુ મનુષ્યત્વ નષ્ટ થતું નથી. ઘણા કાળા 'નેટિવો'માં જે મનુષ્યત્વ છે, તે અનેક ગૌરવર્ણ યુરોપીઅનોમાં નથી.

મીરમુન્સીએ કહ્યું, તેમાં દોષ શો? કોઇને ઘઉંવર્ણો રંગ ગમે છે, કોઇને કાળો રંગ ગમે છે; જેવી જેની રૂચિ! તમે બહુ સફેદ છો, અને હું કાળો છું; વારૂ ગુલબેગમને અહીં બોલાવીએ, તે કોને પસંદ કરે છે, તેની ખાત્રી થાય."

મીરે ઉતાવળથી કહ્યું, " પરંતુ તમે તેને બોલાવી શકશો નહિ; હુંજ તેને તેડી લાવું છું."

મીર મુન્સીએ કહ્યું, " જો હું તેને બોલાવી લાવી ન શકું, તો તમે પણ બોલાવી લાવી શકશો નહિ. બીજા કોઇ માણસદ્વારા તેને બોલાવીએ. "

મીર દિલગીર થઇ બોલ્યો, તેમાં કશો વાંધો નથી; પરંતુ એ કામકાજની આવડત વિનાની બાંદીને ઘરમાં રાખવાનો આટલો બધો આગ્રહ કેમ રાખો છે ? તે તમારી સગી નથી, સ્વજાતિ પણ નથી, પછી તેને માટે આટલી બધી તસ્દી કેમ ઉઠાવવી પડે છે ? "

મીર મુન્સીએ કહ્યું, " ત્યારે શું તે તમારી સ્વજાતિ છે? તમે પણ હાજરા લાગો છો ? "

મીર ગુસ્સે થઇ બોલ્યો, " હું હાજરો ! મારૂં આવું અપમાન કરતાં તેમને કશી શરમ ન આવી ? તમારી બાંદી થવા કરતાં મારી બીબી બનવાથી તેની આબરૂ હજારગણી વધશે, તે તમે જાણતા નથી ? મારે સ્ત્રી નથી, પુત્ર નથી, કન્યા નથી; મારા સંસારમાં તે કર્ત્તાહર્ત્તા થશે, વળી હું સાધારણ માણસ નથી, ખુદાનો કૃપાપાત્ર માણસ છું; હું ધાર્મિક માણસોમાં વડો છું. મુસલમાન સમાજમાં મારા જેટલી આબરૂ કોની છે ? અમીર સાહેબ પોતે મારૂં માન જાળવે છે ! તમે અમીરના નોકર છો, હું ખુદાનો નોકર છું; માટે આપણામાં કોણ મોટું છે-તમે કે હું, તેનો વિચાર કરી જૂઓ.

મીરની વાત સાંભળી મીરમુન્સીને બહુ મજા આવી. તે વૃદ્ધની મશ્કરી કરવાનો વિચાર કરવા લાગ્યો, મીરમુન્સીએ ગંભીર થઇ કહ્યું, " તમારી વાત તદ્દન ખરી છે; તમે દરેક બાબતમાં મારાથી મોટા

છો, એ વાત કોણ ન સ્વીકારે ? માટે તમારી માગણીમાં અવિચાર ન થાય, તેની હું વ્યવસ્થા કરીશ. અરે, પેલા હકીમજી આવે છે. તેજ મધ્યસ્થ થઇ આ ગરબડ મટાડશે. તેમાં તમને કશો વાંધો છે ?

હકીમ અલીખાંએ ત્યાં આવી પૂછ્યું, " શી ગરબડ મટાડવાની છે ? "

મીરમુન્સીએ કહ્યું, " આપ ચાલ્યા ગયા બાદ એક ભારે બાબતમાં મારે મીરસાહેબ સાથે વાદવિવાદ થયો છે; એ વાદવિવાદ સહેજમાં મટે તેમ નથી. આપ નિષ્પક્ષપાતપણે ચુકાદો આપો. તમને અમે મધ્યસ્થ માનીએ છીએ. મારે એક બાંદી છે, તેનું નામ ગુલબેગમ છે. હું તે બાંદીને મીર સાહેબના હાથમાં સોંપવા માગતો હતો. પરંતુ તે તેની પાસે જવા રાજી નથી! મીર કહે છે કે મારા જેવા યુવાન સાથે સાદી કરવાની તેની મરજી છે, પણ ખુલ્લી રીતે તે મરજી જણાવી શકતી નથી ! થોડી મહેનત કરવાથી તે મારી માગણી સ્વીકારશે. હું કહું છું કે જો તે સહેલાઇથી તેની માગણી સ્વીકારે, એટલુંજ નહિ પણ થોડું રડી બે ચાર વખત ના પાડી છેવટે તે જો તેની બીબી થવાને કબુલ થાય, તો હું તેને તેમની સાથે મોકલીશ; અને તેમની સાથે તેની સાદી થાય, તેની વ્યવસ્થા પણ કરીશ. પરંતુ જો તે ખરેખર આવા યુવાનનો પ્રેમ કબુલ ન રાખે, તેની સાથે પરણવા ન ચાહે એથી જો તેને માર મારી તેની અનિચ્છા છતાં અહ થી હાંકી કાઢવી પડે; તો હું એવું નિષ્ઠૂર આચરણ ચલાવવા તૈયાર નથી. તે મારે આશરે આવી રહેલી છે, હું તેના પર જુલમ ચલાવવા દઇશ નહિ. "

મીરે કહ્યું, " તમે પ્રથમથીજ હકીમ સાહેબના કાન ભરી,

દા છો ! તે શું કરશે કે શું નહિ કરે તે જાણુતા નથી; છતાં તમે અત્યારથીજ નાના પ્રકારની બુરાઇઓ જુઓ છો. ”

મીરમુન્સીએ કહ્યું, “ વારૂ, હવેથી હું મંગળજ જોઇશ. હકીમજી, આપ ગુલબેગમને અહીં લઇ આવો; તે શું કહે છે, તે સાંભળી આપ એ મામલાનો વિચાર કરજો.

હકીમે કહ્યું, “ એ કામ મારે માટે અઘરૂં છે; હું શારીરિક વ્યાધિની ચિકિત્સા કરૂં છું; પ્રેમના વ્યાધિ સંબંધમાં મને જરા પણુ અનુભવ નથી. વળી મને જણાય છે કે વૃદ્ધ મીરનો વ્યાધિ છેલ્લે પગથિએ જઇ પહોંચ્યો છે ! ”

મીરે ગુસ્સે થઇ કહ્યું, “ શું, મારી મસ્કરી ! મેં ખુદાતાલાનાં કાર્યમાં જીવન ગુજાર્યું છે; મને તમે મસ્કરી પાત્ર માનો છો ? ”

મીરમુન્સીએ કહ્યું, “ એ ખુદાની અદાલતના વકીલ છે, તેઓ મસ્કરી પાત્ર નથી; માટે તેમની સાથેના કજિઆમાં આપણુને નુકસાન થવાનું છે. હકીમ સાહેબ, આપ ગુલબેગમને અહીં લઇ આવી ચુકાદો આપો; મારે ઘણું કામ છે.

હકીમ સાહેબે પડદા પાસે જઇ શેરિનને કહ્યું, “ ગુલબેગમને જલદી મોકલ; મેં તેમને જે વાત શિખવી છે, તે મીરની સમક્ષ કહે, પણુ તે વાત શિખવેલી છે, એમ બુઢ્ઢો મીર ન જાણી શકે, એમ જણાવજે મારી વાત સમજી ? ”

શેરિને માથું હલાવી કહ્યું, “ હા સમજી. કેવળ એક વાત સમજાતી નથી. ”

હકીમે કહ્યું, “ શી વાત ? ”

શેરિને કહ્યું, “ આ બુઢ્ઢો મરશે ક્યારે ? ”



## પ્રકરણ ૩ જું

### કઠણ વ્યાધિની ઉત્તમ ચિકિત્સા



થોડીવારમાં ગુલબેગમ મીરમુન્સીનાં બેઠકખાનાંમાં આવી પહોંચી. ગુલબેગમ અત્યારે મેલી, મલિનવસ્ત્રોવાળી, બુદ્ધિ વગરની ઉઘણસી યુવતી નહોતી. વાદળાંમાંથી મુક્ત થયેલ પૂર્ણ ચંદ્રની માફક તેનાં રૂપની છટા વિકસતી હતી. તે હાસ્યથી ઉજ્જવળ બનેલી મહિમાવતી રાણીની માફક બેઠકખાનાંમાં આવી પહોંચી. તેની ઉમર ફક્ત અઢાર વર્ષની હતી. તેનું શરીર તંદુરસ્ત, બળવાન અને ઉન્નત હતું; તેના કેશના અગ્રભાગથી પગના નખ સુધીનો ભાગ રૂપની છટાથી ઉજ્જવળ બની રહ્યો હતો ! તેની આંખોમાં કટાક્ષરૂપી આગ ભભુકતી હતી, લાલ ફરકતા હોઠપર મંદમંદ હાસ્ય તરવરી રહ્યું હતું. એ રૂપની છટા જોઇ વૃદ્ધ મીર મુગ્ધ બની ગયો; લાલસારૂપી વહ્નિ તેના હૃદયમાં સળગી ઉઠી. ગુલબેગમ આટલી બધી રૂપાળી છે, તે મીર જાણતો નહોતો ! અત્યાર સુધી તેનાં રૂપની છટા રાખથી ઢંકાયેલા અગ્નિની માફક મેલાં, ફાટાતૂટાં વસ્ત્રોમાં, કાદવથી સુકાયલાં વદનમાં છુપી રીતે વિરાજતી હતી. પરંતુ આજે ગુલબેગમે પોતાનાં અનુપમ રૂપને ખીલવી મૂક્યું હતું, તે જોઇ મીરમુન્સી પણ મુગ્ધ બની ગયો ! તે નવાઇ પામી વખાણકરતી દૃષ્ટિએ તેનાં વિકસિત શતદલતુલ્ય સુંદર મોં સામે જોઇ રહ્યો. મીરનું માથું ફરી ગયું.

થોડીવાર પછી મીરે શાંત થઈ બિલાડીની માફક ગુલબેગમ તરફ જોઇ મીરમુન્સીને કહ્યું. " હું પ્રથમ આ યુવતીને એકાદ બે વાતો પૂછવા માગું છું; તેમાં વાંધો લઇ શકશો નહિ. હું તેની સાથે પરણવા તૈયાર થયો છું, તેથી પ્રથમ વાત કરવાનો મારો હક છે. "

મીરમુન્સીએ કહ્યું, " વારૂ, એ વાતમાં મને કશો વાંધો નથી. "

મીરે ગુલબેગમને કહ્યું. " સુંદરી, તારૂં નામ શું ગુલબેગમ ? " –મીરનો ગધેડા જેવો સ્વર હતો; ગુલબેગમનાં કાનમાં તમરાં બોલવા લાગ્યાં !

ગુલબેગમે કહ્યું. " હા, મારૂંજ નામ ગુલબેગમ; મારૂં નામ સાંભળી તમને શો ફાયદો થવાનો હતો ? "

વૃદ્ધ મીર પોતાનો કુદરતી કઠોર સ્વર કોમળ કરી બોલ્યો, " ફાયદો નહિ હોય શા માટે ? તારા જેવી ખૂબસુરત બાંદીનું નામ પૂછવાથી ફાયદો નહિ ? સંભાળ બાંદી, ખુદાએ તને જે રૂપ આપ્યું છે, તે રૂપ જોઇ મને જણાય છે કે તું બાંદીગિરિ કરવાને પેદા થઇ નથી. ખુદાના હુકમથી હું તને બાંદીગિરિ કરતી છોડવી પરણવા માગું છું, તું મીરની બીબી થશે ! આ શું તારાં ઓછાં ભાગ્ય છે ? તે માટેજ તારૂં કપાળ ચકચકે છે ! "

બાંદીનું આટલું બધું સૌભાગ્ય ! પરંતુ ગુલબેગમ બાંદી છતાં મીરની બીબી થવા ઇચ્છતી નહોતી. તેણે તીક્ષ્ણ નજરે વૃદ્ધનાં મ્હોં સામું જોયું; પરંતુ તેણે તેની કલપ લગાડેલા દાઢી મુછથી ઢંકાયેલ વદનમંડળપર સરલતા, પવિત્રતા અથવા ઉદારતાની કંઇ નિશાની

જોઇ નહિ; તેને બદલે તે મુખપર કુટિલતા, ઇંદ્રિયલાલસા અને સ્વાર્થીપણું વગેરેનાં ચિન્હો જોયાં.

ગુલએગમે તિરસ્કારથી કહ્યું, "ઓ અલ્લા ! તેં આવા ધર્માત્માના પ્રાણમાં પણ આગ મૂકી છે ! મીરસાહેબ, આપ શું ગાંડા બની ગયા છો ? ખુદાનાં કાર્યમાં માથું સોંપ્યું છે છતાં ઘરડી ઉમરે આ શું તોફાન માંડયું છે ! આપ મારા પિતાના પિતા જેવડા છો, મને એવી વાત કહેતાં શરમ ન આવી ? આપના ગાલપર કરચલીઓ પડી છે; દાંત હલે છે. ધોળી દાઢી મુછોપર કલપ ચોપડી કાળી બનાવેલ હોય તેમ જણાય છે, પણ આપ જમરાજાને છેતરી શકવાના નથી. આપ સ્વર્ગનો રસ્તો ખોળો, જહાનમમાં જવાનો તમને આટલો બધો આગ્રહ કેમ છે ?"

મીરે કહ્યું, "હાજરાની છોડીઓ તો બહુ રસિક જણાય છે ! વાહ, સુંદરી, પણ આ બુઢો પણ રસનું ધોયું છે હો ! મારે ઘેર તું બહુજ મજાથી રહેશે; તારે શોક્ય નથી, શોક્યનાં છોકરાં નથી, તું મારાં નાકમાં નાથ નાખી મને ગમે તેમ દોરી શકીશ; દસ બાંદીઓ તારો હુકમ ઉપાડવા તૈયાર રહેશે. હુ કંઇ જેવો તેવો માણસ છું ? અમીરસાહેબ પણ મારૂં માન જાણે છે ! અને તારો માલિક મીરમુન્સી મારી કેટલી બરદાસ કરે છે, તે તારાથી અછાનું છે ? હુ હુકમ કરીશ કે તરત તે તને મારા હાથમાં સોંપી દેશે !"

ગુલએગમે કહ્યું, "મારો માલીક તમારા જેવો ગાંડો નથી કે તે બુઢ્ઢા વાંદરાના ગળામાં અઢાર વરસની છોડી બાંધે; તે એવો મુર્ખ નથી કે તે બાપના બાપ જેવડા બુઢ્ઢા સાથે દીકરાની દીકરી જેવડી છોડીને પરણાવે ! હું તમારી પૌત્રી જેવડી છું ? બુઢ્ઢા, તમારી મોજ

જોઇ અમે રડીએ કે હસીએ તે સમજાતું નથી. હું ફકત રડી જાણતી નથી, રડાવી પણ શકું છું. મારે હાથે ઝાડુ બહુ સારૂં ચાલે છે, જો બુઢ્ઢા રસિકની પીઠ મળે, તો તે બરાબર બતાવી દઉં!"

બુઢ્ઢો મીર ગુસ્સે થઇ બોલ્યો, "તું બહુજ મુર્ખ છે, તેથી મને બુઢ્ઢો ગણી મશ્કરી કરે છે. બીજી કોઇ હાજરા સ્ત્રી હોત તો આ લોભ બતાવતાંજ તેના મોંમાં પાણી છૂટત, તે મારા પગમાં પડત! હું તને બાંદીગિરિમાંથી છોડાવીશ, તારી સાથે લગ્ન કરી મારાં ઘરની અને જાનની માલીક બનાવીશ; એ પણ તને પસંદ પડતું નથી? મીરમુન્સીની બાંદીગિરિ શું એટલી બધી મીઠી લાગે છે? ઓ અલ્લા! તેં બૈરીઓને તે કેવી પસંદગી આપી છે!"

ગુલબેગમે કહ્યું, "તમે કેવા ઓલિયા પુરુષ છો, તે તમારી દાઢી જોઇને જાણી ગઇ છું! જો અત્યારે મારી નાની અહીં હોત, તો તેની સાથે તમને પરણાવત. તમે ધાર્મિકતાની બડાઇ કરોછે, પણ મને લાગે છે કે તમે તો મહા પાપિષ્ટ, નિર્લજ્જ ને લંપટ છો. દાંત પડી ગયા છે, મોંપર કરચલીઓ પડી છે, આંખોપર છારી વળી છે, છતાં તમને બૈરીનો મોહ ગયો નથી! ધિક્કાર છે બુઢા, તમારૂં બેવકૂફપણું જોઇ મને શરમ આવે છે! હવે ઝાઝી મૂર્ખાઇ ન કરો, ઘેર જાઓ, મને તમે નકામો લોભ ન બતાવો; હું તમારી સાથે તો શું, પણ કોઇની સાથે સાદી કરવાની નથી. ફરિદશાહ મારી સાથે સાદી કરે, તે માટે તો હું તેનાં જનાનખાનાંમાંથી નાસી આવી છું; મને તમે સાધારણ બૈરી ગણો છો. જો હું દેશમાં ન જઇ શકું, તો મારે માટે આ બાંદીગિરિજ સારી છે. અને જો બાંદીગિરિ કરવીજ પડે તો મીરમુન્સી સાહેબનીજ બાંદી થઇ રહીશ; તમારા મોંપર

મીઠું છાંટવાને માટે તમારી બીબી થઇશ નહિ. જો સાદી કરવાની મરજી હોય, તો બીજે ક્યાંક જાઓ; તમને ધણી કરે તેવી, બાંદીઓ આ કાબુલ શહેરમાં એકાદ બે હોય તો ભલે."

આ વખતે મીર ક્રોધથી અધીર થઇ ઉભો થઇ ગયો, અને બે ડગલાં આગળ વધી તેણે ગુલબેગમનો હાથ પકડયો. તેનું આખું શરીર થરથર કંપતું હતું.

મીર મુન્સીએ કહ્યું, "એ શું કરોછો? એ અસહાય સ્રીપર હું તમને જબરાઇ વાપરવા નહિ દઉં. વાતચીતવડે જેટલી સમજાવાય તેટલી સમજાવો, તેનાં શરીરપર હાથ નાખી શકશો નહિ."

વૃદ્ધ બેસી ગયો. ગુલબેગમ દૃઢતાપૂર્વક તેની સામે ઉભી રહી; ઉશ્કેરાયલી રૂપસુંદરીમાં રૂપની જ્યોતિ અધિક ઉજ્જ્વળ બની ગઇ.

એ રૂપ તરફ જોતાંજ વૃદ્ધ મીરની આંખો બંધ થઇ ગઇ! ગુલબેગમનો તિરસ્કાર પણ તેને બહુ મીઠો લાગ્યો. તેણે વિચાર્યું કે સાવરણીનો માર ખતાં છતાં આ રત્ન મળે તો કેવું સારૂં!–મીરે જરા ઠંડા પડી કહ્યું, "સુંદરી, તું પોતેજ તારૂં નખ્ખોદ વાળે છે! તું બાંદી છે, હું તારો ચોટલો પકડી તને અહીંથી લઇ જાત, અને જ્યાં સુધી માગણી કબુલ ન કરત, ત્યાં સુધી ઘરમાં પૂરી રાખત; પરંતુ—"

ગુલબેગમે તેને અટકાવી કહ્યું, "એ કામ ધાર્મિક માણસને લાયક છે ખરૂં! તમારા જેવા ધાર્મિક માણસો આ શહેરમાં કેટલાક છે? ખુદા, તેં વાનરના હાથમાં રત્ન આપ્યું છે!"

મીરે ગુલબેગમ તરફ લાલચોળ આંખો કરી જોયું. તેણે ગુસ્સાભેર કહ્યું, "બાંદી સાંભળ, તું બહુ ચબાવલી જણાય છે; અ-

અાર સુધી નરમાશથી વાત કરી તેથી તું છકી ગઇ લાગે છે! તું શા માટે મારી માગણી સ્વીકારતી નથી? બાંદીની મુસ્તેથી કોણ માને છે? હું બુઢો હોવાથી તું મને પસંદ કરતી નથી; પરંતુ તારી પસંદગી કે નાપસંદગી તરફ કોણ જોવાનું હતું? હું હુકમ કરૂં, ને તું તે હુકમ બજાવે, એવો તારા મારા વચ્ચે સંબંધ છે. તારા બાપે તને શું જરાપણ વિનય શિખવ્યો નથી? તારો બાપ એક મહાન રાજદ્રોહી છે, તું તેની છોડી છે; તારાં ધડપર હજુ માથું રહ્યું છે,–એજ તાજુબીની વાત છે!"

પિતાની નિંદા સાંભળી ગુલએગમને બહુ દીલગિરી થઇ, પરંતુ એ દીલગિરી ક્ષણવારમાં ગુસ્સાના રૂપમાં ફેરવાઇ ગઇ. તે મહા મહેનતે ગુસ્સો દબાવી બોલી, "મીર, તમારી સાથે વાદવિવાદ કરવાની મારી ઇચ્છા નથી; પરંતુ આ રીતે મારૂં અપમાન કરવાનો તમને શો હક છે? હું જેની બાંદી છું, તેઓ અહીં ઉભા છે; તેણે કદીપણ આવી રીતે મારૂં અપમાન કર્યું નથી, તમારા જેવા સાધારણ માણસ મારૂં અપમાન કરે તો હું તે શા માટે સહન કરૂં? હું તમારૂં ખાતી કે પહેરતી નથી. હું મીરમુન્સી સાહેબની બાંદી છું, તેની ગુલામી કરી જીવન ગુજારીશ; તમારી સાથે કદી આવીશ નહિ. યમ તમારી ગોર ખોદે છે, તમે ત્યાં જાઓ, હવે મને બોલાવતા નહિ.

મીર ઉભો થઇ ગુસ્સાથી હાથ હલાવતો બોલ્યો, "અરે હરામજાદી, તું શું કહે છે. ફરી કહે જોઉં! તું આજે એક જણની બાંદી છે, કાલ બીજાની બાંદી થશે; પૈસાવડે જેની ખરીદી કરી શકાય છે, તેને વળી આટલું બધું અપમાન છાજે? મારી આ લાકડીની જે કિંમત છે, તેટલી પણ તારી કિંમત નથી, તે તું જાણે

છે ?" મીરે ઉશ્કેરાઇ જઇ પોતાના હાથમાંની જાડી લાકડી ગુલબે-ગમ આગળ ફેંકી! વૃદ્ધ છતાં મીર બળવાન હતો, એ આ લાકડી પરથી જણાતું હતું.

ગુલબેગમે તરતજ લાકડી ઉપાડી લીધી. હકીમ સાહેબે નવાઇ પામી ગુલબેગમ સામું જોયું; તે પોતે આપેલી કેળવણી આવી સારી રીતે બતાવી શકશે, એવી તેને આશા નહોતી."

ગુલબેગમ એ લાકડીપર ટેકો રાખી પોતાનું વિશાળ શરીર ખડું કરીં ગંભીર સ્વરે બોલવા લાગી, "બુઢાજી, તમારી બુદ્ધિ ફરી ગઇ છે, નહિ તો તમે આ લાકડી સાથે મારી તુલના કેમ કરો ? આ લાકડીની માફક મને ખરીદી શકાય ખરી, પણ શું આ લાક-ડીને હું સરખાં છીએ ? તમારી લાકડી સુકાયલું લાકડું છે, એ તમારા જેવા દુર્બળનું અવલંબન છે, પરંતુ હું-મારૂં રૂપ જોતા નથી ? મારા હાથમાં બળ નથી ? જો પશુને મારવાની બીક નહોત તો મેં આ લાકડીવડે અત્યાર સુધીમાં તમારૂં માથું ભાંગી નાખ્યું હોત. મને તમે જોર જુલમ કરી લઇ જશો ? હું એવા જંગલી માલીકની બાંદી નથી. મારો માલિક કદીપણ મારાપર અત્યાચાર થવા દેશે નહિ. અમીર સાહેબના હુકમથી હું તેમની બાંદી થઇ છું, વગર ગુનાએ તેઓ મારો ત્યાગ કરશે ? અમીરનું ઇનામ આગા સાહેબ તરછોડશે ? હું તમને ચાહતી નથી, તમે શા માટે મારી પાછળ ગાંડા થયા છો ? લાકડીના જોરથી પ્રેમ મેળવવા ઇચ્છોછો ? તમને બેવકૂફ ન કહું તો કોને કહું ?-જુઓ, હવે તમે વધુ ચાલાકી ન બતાવો, તેમ કરશો તો આ ઘરમાંથી બહાર જવાનો રસ્તો નહિ મળે; ઘેર જઇ નાક કાનમાં રૂનાં પૂમડાં નાખી ઘર વાસી બેસી રહેજો, નહિ તો બધી બુદ્ધિ બહાર નીકળી જશે."

મીરે કહ્યું, " તું લૂટારાની છોકરી છે, તું કોઇ પણ ગૃહસ્થની કૃપા મેળવવા યોગ્ય નથી. હું લાકડીનાં જોરથી તારી સાથે સાદી કરી, લાકડીનાં જોરથીજ મનાવીશ. લાકડીવડે તો વનનો વાઘ હુકમ મુજબ ચાલે છે, તું તો સાધારણ બૈરી છે, તેમાં વળી બેઅદબ હાજરાની છોકરી છે ! "

ગુલબેગમ મીરમુન્સીના પગમાં પડી બોલી, " પ્રભુ, આ બુઢો શયતાન શું મને માર મારી લઈ જશે ! લાકડીના જોરથી મને પરણશે ? આ અફગાન રાજ્યમાં દયા, ધર્મ, ન્યાય, કે કાયદો નથી? આ મુલકમાં પૈસાવડે ધર્મ પણ ખરીદાય છે ? "

મીરમુન્સીએ કહ્યું, " મીર સાહેબની વાત ખરી છે. રાજદ્રોહી અને લૂટારાની દીકરી આ રાજ્યમાં કોઈની દયા મેળવવા યોગ્ય ગણાતી નથી. તારાપર દયા રાખવી એ અપરાધ છે. "

આ વખતે ગુલબેગમ રડી પડી, અશ્રુધારાથી તેની નજર રૂંધાઇ ગઇ. ગુલબેગમ રડતી રડતી બોલી " આગા સહેબ, આપ મને એવી કઠોર વાત કેમ કરો છો ? મહેરબાન ખુદાનાં રાજ્યમાં શું દયાની નદી સુકાઇ જઇ શકે ખરી? જો આપ મને તેના હાથમાં સોંપશો તો હું આપઘાત કરી એવી પીડામાંથી છૂટી જઇશ; પરંતુ એકલી મરીશ નહિ,—જો આ બુઢ્ઢો મારાં શરીરનો સ્પર્શ કરશે, તો આ લાકડીના મારથી પ્રથમ તેનું માથું ભાંગી નાખીશ; ત્યાર પછી મરીશ. હું જે કહું છું તે ખરૂં છે. હું આજ બાંદી થઇ છું ખરી, પરંતુ એક દિવસ હું સ્વતંત્ર હતી, એ સ્વતંત્રતાનું તેજ હજુ પણ મારા શરીરમાં છે; મારા મારથી બુઢ્ઢો ઘેર પહોંચવાનો નથી. "

ત્યાર બાદ તેણે મીરને ગુસ્સાથી કહ્યું, "અરે લંપટ, અરે પાપી, તું શું એમ માને છે કે મારા હાથમાંથી લાકડી ઝુંટવી લેશે? તે આશા છોડી દે; તું શા માટે, તારા મિત્રોને બોલાવ, કોનાં ધડપર ત્રણ માથાં છે, કે મારા હાથમાંથી લાકડી ઝુંટાવી લે! એક વખત મારાં શરીરપર હાથ તો નાખ, તારી આ દાઢી મૂછનો એક વાળ પણ રહેવા દઉં છું કે નહિ તે જોજે; ત્યારબાદ તને એક ઘાએ મારી નાખીશ. મારાં શરીરમાં કેટલી શક્તિ છે, તે જોવાની ઇચ્છા હોય તો આવ! લાકડીની બીક રાખતો નહિ, જો હું આ લાકડી દૂર ફેંકી દઉં છું; સાહસ હોય તો મારી સાથે કુસ્તી કર! મારી સાથે હાથોહાથની લડાઇ કરવાનું સાહસ તારામાં છે? તારા હાથનાં આ આંગળાં મરડી નાખીશ. સ્ત્રીઓનું પ્રેમાલિંગન કેવું મીઠું છે, તે જો તો ખરો." ગુલબેગમ પહેલવાનની માફક પગ પહોળા રાખી ઉભી. હકીમ સાહેબ અને મીરમુન્સી બંનેના હોઠપર મંદમંદ હાસ્ય ફરકવા લાગ્યું.

ગુલબેગમની વાત સાંભળી અને તેની રીતભાત જોઇ મીરસાહેબની લાલસા છુપાઇ ગઇ; તેણે હતાશ થઇ કહ્યું, "આ બાંદી તો દિવાની થઇ ગઇ જણાય છે! દિવાની ન હોત તો કોઇપણ સ્ત્રી પુરુષને આવી રીતે કહી શકે? આવી સુંદર છે, છતાં અત્યાર સુધી તેની સાદી કેમ થઈ નથી, તેનું કારણ સમજાયું! આવી ગાંડી સાથે તે કોણ પરણે? એને તો ભૂત વળગ્યું જણાય છે. મીરમુન્સી સાહેબ, આને લઇ આપ શું કરશો? આવી ગાંડીને તમે ઘરમાં રાખતા નહિ, મુશ્કેલીમાં આવી પડશો; એને જેમ બને તેમ જલદી કેદખાનામાં મોકલી દો, એજ તેને માટે યોગ્યસ્થાન છે. તમારી બીબીપર આ ગાંડી હુમલો કરી બેસશે, તો તમે શું કરશો? ગૃહસ્થનાં કુટુંબમાં

આવી ઉન્માદિનીનું કામ નથી; મારી સલાહ માનો, તેને જલદી વિદાય કરો. આવી લપ તે ઘરમાં રખાય?"

મીરમુન્સીએ કહ્યું, "હું એને ઘરમાં રાખું ન રાખું, એ જુદી વાત છે; તમે એને લઇ જશો કે નહિ એટલુંજ કહોને."

મીરસાહેબે કહ્યું, "હું એને લઇ જાઉં? તોબા! આવી વાઘણને મારે ઘેર લઇ જઈ શું કરૂં? હું શું આવી બેહોશ, બે-તબિયત બાંદી સાથે વિવાહ કરી મારૂંજ નખ્ખોદ વાળું! ના, હું એવો ગાંડો નથી. હું તેને લઇ જવા ઇચ્છતો નથી. અરે પાગલી, તું અહીંથી જતી રહે; તું મનુષ્ય નથી, જનાવર છે! તને ભૂત વળગ્યું છે. તોબા, તોબા! ઓ અલ્લા, આજ તેં મારૂં રક્ષણ કર્યું.'

ગુલબેગમે મીરમુન્સીને પૂછ્યું, "આપ શું કહો છો? આપ મારા માલિક છો, આપનો હુકમ હોય તો અંદર જાઉં."

મીરમુન્સી સાહેબે કહ્યું, "હરે જા, સાવચેતીથી કામ કરજે, તારા વિરુદ્ધ કંઇ ફરિયાદ ન આવે; જો કોઇપણ જાતની બેઅદબી કરેશ, તો હું તને હાંકી કાઢીશ."





પ્રકરણ ૪ થું

## દીપ નિર્વાણ

મીરમુન્સીની સ્ત્રી ગર્ભવતી હતી, પૂર્વે વર્ણવેલી ઘટના પછી દાઢેક માસે તેને એક પુત્ર પ્રસાવ્યો. બીબી ઘણા દિવસથી રોગ ભોગવતી હતી; પ્રસવ થયા બાદ તેની પીડા વધતી ચાલી; અને એક અઠવાડિઆમાં તેણે આ લોક છોડયો, બાળક પણ બે દિવસમાં પોતાની જનની પાછળ ગયું. મીરમુન્સીના ઘરમાં સુખનો દીવો હોલવાઇ ગયો; કાળના કઠિન કુહાડાથી પત્ની-વત્સલ સ્વામીનું હૃદય ભાંગી ગયું.

બીબી સાહેબના રોગ વખતે ગુલબેગમે તેની ખૂબ ચાકરી કરી હતી. તેને દાસીઓનો તૂટો નહોતો, પણ ગુલબેગમ જેવી આંતરિક સેવા કોઇ કરતું હોય, એમ જણાતું નહોતું. મીરમુન્સીનાં ઘરમાં દાસ-દાસીઓને કરવાનું કામ વહેંચી આપવામાં આવ્યું હતું, તેથી તેઓ પોતપોતાનું કામ કરવામાં વખત ગાળતાં, પરંતુ ગુલબેગમ તો બધાં કાર્યમાં હાથ નાખતી હતી.

બાબર્ચિ રસોઇ કરતો હતો, બીબીસાહેબના અભાવાને લીધે તેનાપર નાના પ્રકારની મુખરોચક ખાદ્યસામગ્રી તૈયાર કરવાની જવાબદારી આવી પડી; માટે તેને રોટી પકવવાની ફુરસદ મળતી નહિ!

બજારમાંથી રોટલીઓ આવવા લાગી; પરંતુ બજારની રોટલી ખાવા યોગ્ય નહોતી. મીરમુન્સી સાહેબ તો એ રોટલી મ્હોંમાં પણ ઘાલતા નહોતા, તેઓને લગભગ અનાહાર રહેવું પડતું; પરંતુ તે માટે તે કોઇપણુ જાતનો અસંતોષ બતાવતા નહિ. ગુલબેગમે જોયું, મીર-મુન્સીનાં ભોજનની વ્યવસ્થા બરાબર થતી નથી, તેથી તે પોતે રોટલી તૈયાર કરવા લાગી. મીરમુન્સી પરમ તૃપ્તિ સાથે ભોજન કરવા લાગ્યા. પરંતુ રોટલી કોણુ તૈયાર કરે છે, તે બાબત તેણે કશી પૂછપરછ કરી નહિ; રાંધવાની કુશળતા બાબત વખાણુ પણુ કર્યા નહિ બાંદીનું જીવન સુખી જીવન નથી; પોતાની નિપુણુતા માટે તે પોતાના માલિકની પ્રશંસા મેળવવા જેટલો પણુ તેને હક નથી, કારણુ કે વ્યવસ્થિત રીતે કાર્ય બજાવવું એજ તેનું કર્તવ્ય છે; તે કર્તવ્યમાં ભૂલ થતાંજ તેને જવાબ આપવો પડે છે. બીજી બાંદીઓની માફક ગુલબેગમ પણુ બાંદી હતી, તેનું સ્વતંત્ર અસ્તિત્વ નહોતું.

મીરમુન્સી ધર્મિષ્ઠ માણુસ હતા, તે દિવસમાં પાંચવાર નિયમ મુજબ નિમાજ પઢતા; એ સિવાય દરરોજ રાતે પણુ લાંબો સમય પ્રાર્થનામાં ગુજારતા. ખુદાની આગળ પ્રાર્થના કરવાથી તેનું દિલ હલકું થતું. તેને ખાત્રી હતી કે આ પ્રમાણે શુદ્ધચિત્તે પ્રાર્થના કરવાથી ખુદાની પ્રસન્નતા મેળવાય છે; તેથી પોતાની આ ભયંકર વ્યાધિમાંથી મુક્ત પણુ થાય. નિષ્કામપણે ભગવાનનું નામ લેવાનો અને મનન કરવાનો તથા ધ્યાન ધારણાનો તેને અભ્યાસ નહોતો, પરંતુ આ પ્રકારની સકામ ઉપાસનામાં પણુ તેઓની સરળતા અને વિશ્વાસ પ્રકટ કરતાં હતાં. તે રાતે બેપ્હોર વીત્યાબાદ છઠ્ઠી નિમાજ પઢતા, રાત પૂરી થતી. પરંતુ તેની નિમાજ પૂરી ન થતી. છેવટે તેમને

ભગવાન પર પૂર્ણ શ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી. ખુદાની દયાથી તેની આંખો પરથી મોહનું પડળ ખસી ગયું હતું. બીબી સાહેબ જ્યારે રોગ શય્યાપર હતાં, તે વખતે એક દિવસ મીરમુન્સીએ તેને કહ્યું હતું,"તારો મંદવાડ મટે, શરીરમાં થોડી તાકાત આવે તો મને શાંતિ થાય; તારા મંદવાડથી ઘરમાં ભારે અવ્યવસ્થા મચી રહી છે. હું દરરોજ રાતે ઉઠી નિમાજ પઢું છું; પરંતુ બરાબર વખતસર ઉઠાડે તેવું કોઇ નથી! કાલ રાતે હું વખતસર ઉઠી શકયો નહિ, રાત પૂરી થવા આવી એટલે ઉઠી જોયું તો નિમાજનો વખત પૂરો થયો હતો. આ ભૂલ થવાથી આજ આખો દિવસ મારૂં મન વ્યાકૂળ થઇ રહ્યું છે. આખો દિવસ મહેનત કર્યા પછી રાતે મને એવી ઉંઘ આવી જાય છે કે કોઇ ન ઉઠાડે તો મારી ઉંઘ ઉડતી નથી જે રાતે હું બરાબર સમયે નિમાજ પઢી શકું છું તે દિવસ મારે માટે આનંદમાં જાય છે."

બીબી સાહેબે ધીમા સ્વરે કહ્યું, " હું ખાટલામાં પડી છું, તેથી તમારે ઘણી હરકત ભોગવવી પડે છે, તે હું જાણું છું, પરંતુ શું કરૂં ? બધું ખુદાના હાથમાં છે. મને આશા છે કે તેની મહેરબાનીથી હું જલદી સાજી થઇશ."

તે રાતે બાબીસાહેબ એક અદ્દભુત સ્વપ્ન જોઇ ચમકી ઉઠયાં. ઉંઘ ઉડયા પછી તેણે મીરમુન્સીને કહ્યું, " મેં એક નવાઇ જેવું સ્વપ્ન જોયું ! જાણે હું મરી ગઇ છું; મારૂં શું કરવું તેના વિચારમાં આપ બહુજ વ્યાકૂળ થઇ ગયા છો; મને કયાં દાટવી તે પછી નકી કરી શકતા નથી. હું તમને છોડી જઇશ, એમ તમે કદી ધાર્યું નહોતું, તેથી મારૂં મરણ થતાં તમે અત્યંત શોકથી બેબાકળા બની મારી પાસે બેઠા બેઠા રૂદન કરો છો, એ વખતે એક પીરે આવી તમારા

કાનમાં કહ્યું. " તેને મારી પાસે લઇ ચાલજે, મારા દરગાહની પાસે તેને દાટજે. કયામતના દિવસ સુધી તેને ત્યાં શાંતિ મળશે." પહાડની પાસે સુલતાન મહમ્મદની કબર પાસે એ પીરની દરગાહ છે. તમે તેને કંઇ પણ પૂછો તે પહેલાં તે વાયુમાં મળી ગયા, મારી ઉંઘ પણ ઉડી ગઇ ! "

મીરમુન્સીએ પૂછ્યું, "તેં શું હજરત સાહેબનું મ્હોં જોયું હતું ? "

બીબીસાહેબે કહ્યું, " હા, બરાબર જોયું છે ! તે જે કહી ગયા છે, તે ખોટું પડવાનું નથી. મારાં મરણ બાદ તમે મને ત્યાંજ દાટજો; તમે જે માર્ગે હિંદુસ્તાનમાં જાઓ છો, તે માર્ગની પાસેજ તે સ્થાન છે. મારા આત્માનાં કલ્યાણ માટે વખતે વખતે ત્યાં જઇ પ્રાર્થના કરજો. મારી આ માગણી ભૂલશો તો નહિ ? "

મીરમુન્સી સાહેબે પોતાની પ્રિયતમા પત્નીના આ મર્મભેદી પ્રશ્નનો જવાબ ન આપ્યો, તે નીચું માથું કરી પત્નીની પથારી પાસે બેસી રહ્યા; તેને હૃદયમાં ધ્રાસકો પડયો. તે વ્યાકૂળ ભાવે રાતદિવસ ખુદાની કૃપા માગવા લાગ્યા; તેને આશા હતી કે બીબીસાહેબ જરૂર સાજાં થઇ તાકાત મેળવશે. ખુદા શું એ આશા પૂર્ણ કરશે નહિ ? ખુદા શું મારાં મ્હોં સામું નહિ જૂએ ? મારી ઉપાસનાની શું કંઇ કિંમત નથી ? તે હતાશભાવે અશ્રુ વરસાવવા લાગ્યા; પીરે આવી પોતાની પત્નીને જ્યારે આવી વાત સંભળાવી, ત્યારે હવે આશા ક્યાંથી હોય ?

ઘણા પ્રયત્ને અશ્રુપ્રવાહ રોકી મીરમુન્સીએ પત્નીને કહ્યું, " તું આવી અસંબદ્ધ વાત બોલીશ નહિ, તેથી મને બહુ પીડા થાય છે. સ્વપ્ન શું કદી સત્ય હોય છે ? હું પીરસાહેબની દરગાહ પાસે જઇ

નિમાજ પઢીશ, એમના આશીર્વાદથી બધાં સારાં વાનાં થશે. અલ્લા તેમનો આશીર્વાદ વિફળ કરશે નહિ, એવી મને ખાત્રી છે.[1]

સ્વામીની વાત સાંભળી સાધ્વી જરા હસી, કંઈ બોલી નહિ. તે સમજી ગઇ હતી કે મારા દિવસ પૂરા થવા આવ્યા છે; હું મહાપ્રસ્થાન માટે તૈયાર થઇ છું. પરંતુ સ્પષ્ટ વાત કહેવાથી સ્વામીને દુઃખ થાય, એવા ઇરાદાથી તે કશું બોલી નહિ.

બીજે દિવસે બપોરે બીબીસાહેબ ખુદાનું પવિત્ર નામ લેતાં આ ફાની દુનિઆ છોડી ગયાં. મીરમુન્સીએ તેની છેલ્લી માગણી પૂર્ણ કરી; પીરસાહેબની દરગાહ પાસે પોતાની વ્હાલી સ્ત્રીને દાટી.

પત્ની વિયોગથી મીરમુન્સી બહુજ દીલગીર થયા. પત્ની જીવતી હતી ત્યાં સુધી તેના પ્રેમનું માપ થતું નહોતું, હવે દારૂણ વિચ્છેદ પછી એ માપ થઇ ગયું. તેણે ધાર્યું કે અફગાન રાજ્યમાં અનેક સુંદરી, સુશિક્ષિત અને ગુણવતી સ્ત્રીઓ છે; પરંતુ મેં જેને ગુમાવી છે, તેનું સ્થાન પૂરી શકે, તેવી એકેય નથી. મારાં જીવનનો હાહાકાર દૂર કરવાને કોઇ સમર્થ નથી.

મીરમુન્સી રાજકાર્યમાં હંમેશાં ગુંથાએલા રહેતા; અમીર અબ્દુલ રહેમાનના તે અતિ વિશ્વાસુ અમાત્ય હતા. સાંસારિક સુખ, આરામ વિરામ, ભોગવિલાસ વગેરે તરફ તેની નજર નહોતી; માલિકનાં કાર્યમાં તેમણે જીવનપાત કર્યો હતો. એટલું જ નહિ પણ અમીરનાં કામ ખાતર તેઓ પોતાની સ્ત્રી સાથે પણ નિરાંતે વાતચીત કરી શકતા નહિ! પરંતુ પત્ની વિયોગ બાદ તે સમજ્યા કે મેં અમૂલ્ય રત્ન ગુમાવ્યું છે! દુનિઆ તેને સ્મશાન જેવી જણાવી લાગી. તેની બધી આશા એક સાથે ધૂળમાં મળી ગઇ; તે પત્ની વિયોગની વેદનાથી દુર્બલ

---

[1] અફગાન જાતિમાં આ વિશ્વાસ અતિ પ્રબળપણે વિદ્યમાન છે.

થઇ ગયા. એ દારૂણ વેદના કોઇની આગળ પ્રકટ કરી શકાય તેવું પણ નહોતું. મીરમુન્સી થોડા બોલા હતા; તેણે મનનું દુઃખ કોઇની આગળ પ્રકટ ન કર્યું, પણ તેનું હૃદય રાતદહાડો સળગવા લાગ્યું. તે રાત દહાડો દારૂણ વેદનાને વશ થઇ અલ્લાને બોલાવવા લાગ્યા. તે બબડતા કે " ઓ અલ્લા, આ તેં શું કર્યું ? મારાં કયાં પાપે મારા શાંતિપૂર્ણ સંસારમાં દાવાનળ સળગ્યો ? "

મીરમુન્સી સાહેબ એક માસ સુધી ઘર બહાર નીકળ્યા નહિ. મન જ્યારે બહુ અકળાતું, ત્યારે તેઓ પત્નીની સમાધિ આગળ આવી પ્રાર્થના કરતા, મૃતાત્માની સદ્‌ગતિ માટે અલ્લાને વિનંતિ કરતા. રાજકાર્યપરથી પ્રીતિ ઉતરી ગઇ. ધીમે ધીમે તેમનું શરીર બગડયું; છેવટે તાવથી અશક્ત બની પથારીવશ થવું પડયું.

એક દિવસ ગંભીર રાત્રે તેઓ પથારીમાં પડયા પડયા તરફડતા હતા, આખું શહેર સુષુપ્તાવસ્થામાં હતું, કોઇપણ દિશામાં જન-માનવનો શબ્દ સંભળાતો નહોતો; તરસથી તેનું ગળું સુકાઇ ગયું હતું. તે વ્યાકૂળ થઇ બોલ્યો, " આટલી રાત્રે મને એક લોટો પાણી લાવી આપનાર કોણ છે ? હાય ખુદા, આ દુઃસહ યાતના ભોગવવા માટે હજુ કેટલા દિવસ આ સંસારમાં રાખવાનો છે ? અરે, કેવી તરસ !"

બારણાં પાસે બેઠેલી એક બાંદીના કાનમાં મુન્સીસાહેબના આ શબ્દો પડયા. ઘરમાંની બધી બાંદીઓ ઉંઘતી હતી, કેવળ ગુલબેગમ માલિકના હુકમની રાહ જોતી કર્તવ્યનિષ્ઠ પ્રહરિની માફક કાન સરવા કરી બારણા આગળ બેઠી હતી માલિકનાં વાક્યો સાંભળતાંજ ગુલબેગમ ધીરે ધીરે તેની પથારી પાસે આવી બોલી," આગાસાહેબ, મેં પાણી આણ્યું છે; આજ આપને વધુ પીડા જણાય છે. "

મીરમુન્સી વ્યાકૂળ કંઠે બોલ્યા, " કોણ ગુલબેગમ, પાણી

લાવી છે ? અરે, હવે ઠીક થયું. લાવ, પાણી લાવ, આટલી રાતે પણ તું મારે માટે જાગતી બેઠી છે ? મને તો પથારીમાં પડયું રહેવું ગમતું નથી. અરે કેવી ગરમી ! મારૂં આખું શરીર સળગી ગયું; હવે વો મરૂં તો છુટું. " બે બિંદુ આંસુ તેનાં તપેલા ગાલપર પડયાં. અહા, સ્નેહમીય પત્નીથી છૂટા પડેલા પુરુષનું જીવન કેટલું કષ્ટકર છે!

માલિકની વ્યાકૂળતા ગુલબેગમનાં હૃદયને સ્પર્શ કરવા લાગી, પરંતુ તે તેને જરા પણ શાંત પાડી શકી નહિ; તે તેની પથારી પાસે બેસી નીચું માથું કરી મુંગી મુંગી માથાપર વાયુ ઢોળવા લાગી. ગુલબેગમની સારવારથી મુન્સીસાહેબ શાંત થયા; તેને ઉંઘ આવી ગઇ. ગુલબેગમ આખી રાત જાગી તેની સેવા કરી; તેણે એક ક્ષણ પણ ગફલતમાં ગાળી નહિ.

મીરમુન્સીએ જાણ્યું કે ખુદાએ મારી પ્રાર્થના સાંભળી છે, ગુલબેગમે મારી સેવામાં જિંદગી અર્પણ કરી છે. તેની સેવાથી તે ધીમે ધીમે સાજા થવા લાગ્યા. પરંતુ ગુલબેગમને તેણે કદીપણ એક શાબાશીનું વચન પણ ન કહ્યું; તેની આગળ કૃતજ્ઞતા પણ ન બતાવી. ગુલબેગમ તે માટે લગાર પણ દુઃખી ન થઇ; પોતાની સેવા સાર્થક થઇ, પોતાની સારવારથી માલિક સાજા થયા છે, એનેજ તેણે ઇનામ માની લીધું; તે માટે કોઇપણ જાતનું ઇનામ મેળવવાની તેને ઇચ્છા પણ નહોતી. જે શકિતથી મનુષ્ય બીજાંનાં કાર્યમાં જિંદગી અર્પણ કરી શકે, તે શક્તિ ભગવાનની કૃપાથી ગુલબેગમને મળી હતી.

માલિક સાજા થયા બાદ ગુલબેગમે મનમાં કહ્યું, " ખુદા, તમને ધન્ય છે ! તમે આત્મોત્સર્ગની શક્તિ આપી મને પણ ધન્ય કરી છે. "



## પ્રકરણ ૫ મું

### અમીર પાસે

ગયા પ્રકરણમાં વર્ણવેલી ઘટનાને ત્રણ માસ વીતી ગયા છે, મીર મુન્સી સાહેબનો શોક એ ત્રણ માસમાં ઘણોખરો શમી ગયો હતો છતાં પૂર્વનો આનંદ, ઉત્સાહ ને કામપર પ્રીતિ વગેરે તો ગયું તે ગયુંજ. તેનામાં એટલું બધું પરિવર્ત્તન થઇ ગયું કે અગાઉના મીરમુન્સી અને હાલના મીરમુન્સી વચ્ચે હજાર ગાડાંનો તફાવત પડી ગયો. તેઓ અમીર પાસે નિયમ મુજબ હાજર થતા ખરા, પરંતુ દરબારનું જરૂરજોગું કામકાજ કરતા; કામ પૂરૂં થતાંજ થાકી જઇ ઘેર આવતા. અમીર દરબારમાં પહેલાં તેની જે આબરૂ, માન મર્યાદા હતાં તે તેના ઉત્સાહને અભાવે ઘટવા લાગ્યાં. બધી બાબતમાં તેઓ નિર્લેપ રહેવાનું યોગ્ય ધારતા, કોઇપણ પક્ષમાં ભળતા નહિ; તેને પણ કોઇ કંટાળો આપતું નહિ.

એક દિવસ તેઓ દરબારહોલમાં અમીરથી થોડે દૂર બેસી કેટલાક જરૂરી કાગળો જોતા હતા. દરબાર બરખાસ્ત થયો હતો, માટે તે વખતે ત્યાં ઘણા માણુસો નહોતા; અમીરે મીરમુન્સીનો

દિલગીર ચહેરા જોઇ દયાપૂર્વક કહ્યું, "તમને શું થયું છે? તમે હંમેશાં દિલગીર રહો છો; તમારૂં મુખ ફીકું પડી ગયું છે, શરીરમાં તાકાત નથી; દિવસે દિવસે તમે દુર્બળ થાઓ છો, હવે તમે માંદા તો નથીને ?"

મીર મુન્સીએ કહ્યું, "ખુદાવંદ, મારૂં શરીર સારૂં રહેતું નથી; મને લાગે છે કે થોડા દિવસની રજા લઇ હું દેશ જઇ આવું. મારી મા વૃદ્ધ થઇ છે, તેને ઘણા દિવસ થયાં જોઇ નથી, તેને જોઇ આવું."

અમીરે કહ્યું, "એ ઇચ્છા સ્વાભાવિક છે, પરંતુ મનની સ્થિતિ ખરાબ થઇ હોય, તો રજાની ઇચ્છા છોડીદો, હાથમાં કામ ન હોય તો મન ઉલટું વધુ ખરાબ થાય છે. શરીર અને મન વચ્ચે હંમેશનો સંબંધ હોય છે; મને ખાત્રી છે કે કંઇ કામ ધંધા વગર બેસી રહેવાથી તમે ઉલટા વધુ માંદા પડશો. અત્યારે કામકાજમાં ચિત્ત ઘાલવાથી શોક ભૂલી જવાય છે, તેજ સારૂં છે. શરીર બગડયું હોય તો હકીમને બોલાવો. હકીમ કયાં છે ? તેને બોલાવી હું તમારે માટે ઉંચી જાતની દવાની ગોઠવણું કરી આપીશ, તે દવા બનાવતાં જે ખર્ચ થશે, તે સરકારમાંથી આપવામાં આવશે. તમે મારો જમણો હાથ છો, તમારૂં શરીર સારૂં રહે તેની વ્યવસ્થા કરવી એ મારૂં મુખ્ય કર્ત્તવ્ય છે."

મીરમુન્સી અમીરની દયા જોઈ આનંદ પામ્યા, તેણે કૃતજ્ઞ ચિત્તે કહ્યું. "અલ્લા જહાંપનાહને ચિરંજીવ રાખો. આ બંદાની તરફ ખુદાવંદની બહુજ મહેરબાની છે."

એ દરમિઆન હકીમ સાહેબ દરબાર હોલમાં આવી પહોંચ્યા. અમીરે તેને કહ્યું, "હકીમ સાહેબ, આ મારા માટે જે પૌષ્ટિક પાક તૈયાર કર્યો છે તેમાંથી થોડો લઇ આવો." ત્યારબાદ તેણે મીરમુન્સી તરફ જોઇ કહ્યું, "થોડા રોજ આ પાક ખાવાથી તમારૂં લોહી સુધરશે, મગજને હૃદયની દુર્બળતા દૂર થશે, શરીરમાં તાકાત પણ આવશે. દરરોજ સવારે ને રાતે એ માત્રા સેવન કરવાથી તમને નવું જીવન મળશે."

અમીર અબ્દુલ રહેમાનનો એક નાની ઉમરનો મશ્કરો મિત્ર પાસે ઉભો હતો; તેણે કહ્યું. "ખુદાવંદ, જેના દાંત દુઃખે છે, તેને માટે જુલાબની દવા તૈયાર કરવાથી શું ફળ આવવાનું છે? મીર-મુન્સી સાહેબનો રોગ મનમાં છે, તેને પૌષ્ટિક પાક ખવરાવવાથી શો લાભ?"

અમીરે કહ્યું, "રોગ મનમાં છે! તું શું કહે છે? મીરમુન્સી શું પ્રેમવ્યાધિથી પીડાય છે?"

મશ્કરે કહ્યું, "હા ખુદાવંદ, પ્રેમવ્યાધિથીજ; પરંતુ એ રોગ નવીન જાતનો છે, એ એક મરણ પામેલ સ્ત્રીના પ્રેમસાગરમાં ડુબકાં ખાય છે!"

અમીરે નવાઇ પામી મીરમુન્સીને કહ્યું, "આ છોકરો શું કહે છે? એની વાત ખરી છે? એવા અદ્ભુત પ્રેમની વાત તો કદી સાંભળી નથી. મરણ પામેલાં માણસ સાથે ઇશ્કબાજી! તોબા, તોબા!

મશ્કરે કુર્નિસ બજાવી કહ્યું, "હા ખુદાવંદ, મારી વાત ખરી છે; જોતાં નથી કે મીરમુન્સીસાહેબ આપની વાતનો જવાબ આપી શકતા નથી? તેઓ એ વાતનો અસ્વીકાર કરી શકે તેમ નથી. મને

ખબર છે કે તેઓને જરાપણ નવરાશ મળે છે કે તરત તે એક ઘોર આગળ જઇ બેસે છે, અને કેટલીય પ્રાર્થના કરે છે; મને લાગે છે કે કોઇ પ્રેતાત્મા સાથે વાત કરતા હશે ! આ સારાં લક્ષણો નથી, જહાંપનાહ !"

અમીરે પુછ્યું, "મુન્સીજી, આ વાત ખરી છે ? હું તમારી પાસેથી ખરો જવાબ માગું છું, જુડી વાત કહેતા નહિ."

અમીરના એક બીજા અમાત્યે કહ્યું, "ખુદાવંદ, લગભગ ત્રણ માસ થયાં મુન્સીસાહેબની સ્ત્રી મરી ગયાં છે; તેઓ એ શોક કોઇ પણ રીતે વિસરી શકતા નથી. તે સમયથી તેઓની આવી દશા થઇ છે."

અમીરે કહ્યું, "હા, મીરમુન્સીનાં સ્ત્રી મરણ પામ્યાં હતાં, પરંતુ પત્ની વિયોગથી મરદ આદમી પાગલ થઇ જાય, એવું તો આજેજ સાંભળ્યું"

મસ્કરે કહ્યું, "હું પણ એજ કહું છું ! ખુદાવંદ, એક બીબી ગયાં તો જરૂર પડયે મુન્સીજી બીજી પાંચ બીબી સાથે સાદી કરો. સ્ત્રીઓ તો સરખીજ હોય છે. ગાય મરે એટલે કંઇ કોડ ખાલી રહે ? બીબી ન મરે એવું તો બનતું નથી. તેને માટે ત્રણ માસ શોક કરવો ! આ શું છોકરવાદી નથી ? મીરમુન્સીસાહેબ એક બીબીના શોકથી દુનિયામાં અંધકાર જુએ છે, તો જો તેઓને એકસો બીબીઓ હોત, અને તેઓ જો એક પછી એક મરણ પામત, અથવા એકો સાથે દસ દસ મરણ પામત તો તેઓ શું કરત તે સમજાતું નથી !"

એક બીજા મશ્કરાએ કહ્યું, "જહાંપનાહ, આપ હુકમ કરો કે પ્રીસ્તીઓની માફક આપણે પણ એક કરતાં વધુ સ્ત્રી ન રાખી શકીએ; અને તે એકજ બીબી આપણને ગુલામ બનાવી રાખે; તે મરે તો પણ આપણે ખુશમિજાજથી તેની ગુલામી કરતા રહીએ! જહાંપનાહના હુકમથી બીજું કંઇ નહિ થાય, પણ આપણી વંશ વૃદ્ધિ તો અટકશે ખરી, કોડી કોડી દીકરા ઉત્પન્ન કરી આપણે દિવસો દિવસ દેણદાર થઇ પડયા છીએ; પોતાને તો ખાવાનું મળતું ન હોય, ત્યાં એ સંતતિને ક્યાંથી ખાવાનું આપવું?"

અમીરે ગર્જના કરી કહ્યું, "ચુપ રહે, બાંદીના બચ્ચા! રાજ્યમાં જેટલા બદબખ્ત બેઈમાન છે, તેટલા બધા અહીં એકત્ર થયા છે! આ પ્રમાણે બક બક કરવાનો તેમનો ધંધો છે. એ બધા હરામજાદાઓને એકી સાથે ગરદન મારવા જોઇએ. અરે અહમ્મકો, તમે ચરિત્રની પવિત્રતા, પ્રણય, આત્મત્યાગ, આત્મસન્માન એ બધાંની મર્યાદા શી રીતે સમજો? તમે આજ જેઓનું નિમક ખાઓ છો, તેનુંજ નિમક કાલે બગાડો છો; આજ તમે જેની સાથે સાદી કરી આદરમાન સાથે માથે રાખો છો, કાલ તેને તલાક દઇ એક બીજીને ઘરમાં આણો છો! તમે શું મનુષ્ય છો? મારાં રાજ્યમાં તમારા જેવા માણસો પંદરઆની ભર્યા છે; તેથીજ આ દેશમાં આટલા બધા લૂટારા, ખૂની ને બીજા ગુના કરનારાઓ ભર્યા છે. ધર્મભય, રાજભક્તિ, સ્વદેશપ્રીતિ, કર્તવ્યનુરાગ—એ બધા સદ્‌ગુણોને તમે ઓળખતા નથી. તમે અધમ પશુઓ છો. મીરમુન્સી, આ બધાં જાનવરોમાં તમે એક માણસ છો. તેઓ વાઘસિંહ જેવા છે, તેઓમાં હૃદય નથી, મનુષ્યત્વ નથી; તેઓ તમારા મનની વાત શી રીતે સમજી શકે?"

મીરમુન્સી અમીરની પાસે આવી તેની આગળ ઘુંટડીઆભર થઈ બેઠો. આનંદ અને કૃતજ્ઞતાથી તેની આંખો ચળકવા લાગી.

અમીરે દયાપૂર્ણ સ્વરે કહ્યું, " તમે નકામું મન ખરાબ ન કરો; જે ગયું છે, તેને માટે શોક કરવાથી કશું હાથમાં આવે તેમ નથી. તમે સંધ્યાકાળ વખતે મારી મિજલસમાં આવતા નથી, જીવ જોડીને વાતચીત કરતા નથી; તેથી મને બહુ દુઃખ થાય છે. આ ખુશામતખોર લોકોની મોસાહેબી મારાથી સહન થતી નથી! તમે મન સ્થિર કરો, ધૈર્ય ધારણ કરો, મારી સાથે મોજમજામાં ભાગ લો.

અમીર અબ્દુલરહેમાન એક તરફ જેવો ઉગ્ર, અસહિષ્ણુ અને દુર્દાન્ત રાજા હતો, તેવોજ બીજી તરફથી દયાળુ અને સમજુ હતો. ક્રોધ વખતે તે ક્રુદ્ધ સિંહ જેવો ભયંકર જણાતો; અને જ્યારે તેનું મન શાંત હોય ત્યારે તે કોમલાંગિની સ્ત્રીની માફક બીજાનાં દુઃખ પ્રતિ સહાનુભૂતિ દર્શાવતો. એ માટેજ તેની પ્રજા તેનાપર ભયની નજરેથી જોતી, તે સાથે શ્રદ્ધાભક્તિ પણ રાખતી.

મીરમુન્સીને મીઠાં વાક્યોથી આશ્વાસન આપી અમીરે તેને રજા આપી.

મીરમુન્સીને એક ત્રણ વરસની છોકરી હતી, માનાં મરણ પછી તે એક ક્ષણ પણ પિતાને ન જોતી તો રોવા માંડતી; તેનો બાપ જ્યાં સુધી બહાર હોય, ત્યાં સુધી તેને કોઇ શાંત પાડી શકતું નહિ. મીરમુન્સી ઘેર ન હોય, ત્યારે એક બીજું માણસ પણ ઘરને

સુનકાર જેવું માનતું, તેને પણ કંઈ ગમતું નહિં પરંતુ તે પોતાનાં મનનો ભાવ, પોતાનાં હૃદયનો હાહાકાર કોઇની પાસે પ્રકટ કરતું નહિ; તે સાધારણ બાંદી હતી.

મીરમુન્સી પત્નીશોક ભૂલી જવા માટે બહુજ ચેષ્ટા કરવા લાગ્યા, પરંતુ તે દિલને સમાલી શકયા નહિ; થોડા દિવસમાં તેને પથારીવશ થવું પડયું. તેના શરીરમાં બળ નહોતું, મનમાં ઉત્સાહ નહોતો, તેનું હૃદય દારૂણશોકથી છવાયલું રહેતું. તે પ્રતિદિન પરલોકના માર્ગતરફ જવા લાગ્યા. હકીમસાહેબે તેની ચિકિત્સા આરંભી બગડેલું લોહી કહાડી નાખવું એ અફગાનિસ્તાનની ચિકિત્સાનું એક મુખ્ય અંગ છે. પ્રચુર પ્રમાણમાં લોહી કહાડી નાખ્યાથી મીરમુન્સી બહુજ દુર્બળ બની ગયા, પરંતુ તેને માટે પુષ્ટિકારક ખોરાકની વ્યવસ્થા ન કરતાં હકીમે તેને અનાહાર રાખ્યા. ધીમે ધીમે મુન્સીસાહેબની ચેતના નાશ પામી. મંદવાડની અકળામણમાં તેઓ બેભાન બન્યા છતાં બબડવા લાગ્યા. પોતાની સાધ્વી પત્નિને સંબોધી કેટલીએ વાતો કરવા લાગ્યા ! એ વખતે તેની યોગ્ય સારવાર ન થઇ હોત તો જરૂર મીરમુન્સી બચત નહિ; તેઓ ફકત સારવારના ગુણથીજ બચ્યા. ગુલબેગમ બધાં કામ છોડી, ખાવું પીવું તજી, તનતોડ મહેનતે સેવા કરવા લાગી; પતિને ચાહનારી સાધ્વી સ્ત્રી સિવાય એવી સેવા બીજું કોઇ કરી શકે નહિ. ગુલબેગમ રાતદહાડો તેની પાસેજ બેસી રહેતી, શ્વાસ લીધાવગર તેની અવસ્થા તપાસતી હતી. બીજા બધા જ્યારે તેનાં જીવનની આશા છોડી બેઠા હતા, તે વખતે કેવળ ગુલબેગમેજ રાતદહાડો યમની સાથે લડાઇ કરી તેના પંજામાંથી પોતાના માલિકને બચાવ્યા હતા.

મીરમુન્સી જેમ જેમ સાજા થવા લાગ્યા તેમ તેમ ગુલબેગમ તેનાથી દૂર રહેવા લાગી. છેવટે તદ્દન જરૂર ન પડે ત્યાંસુધી તે તેની આગળ આવતી નહિ. એક દિવસ તેણે સરદારણી સેલિમાને કહ્યું, "અત્યારે તુંજ અમારો ઉપરિ છે, તું આગાસાહેબ માટે ખાવાનું લઇ જા. તે હવે સાજા થતા જાય છે; તું સાધારણ બાંદી છે. હવે તેને માટે ખાણું લઈ જવાનું કામ મારૂં નથી." અફગાનિસ્તાનના રાજવંશમાં સેલિમા જન્મી હતી; મીરમુન્સીનાં છોકરાં ઉછેરવા માટે અમીરે તેને નીમી હતી. મીરમુન્સીની સ્ત્રી મરણ પામી, એટલે તેણેજ ઘરનો બધો ભાર ઉપાડયો હતો.

સેલિમાએ માલિકની સેવાનો ભાર ઉપાડયો ખરો, પરંતુ તેનાથી મીરમુન્સીને સંતોષ વળ્યો નહિ ! મીરમુન્સી વારંવાર કંટાળી જઇ કહેતા કે, "સેલિમા, તેં મારાં સરબતમાં બરફ કેમ નાખ્યો નથી ? ખાણું આણ્યું, પણ મીઠું લાવતાં કેમ ભૂલી ગઇ ?" ગુલબેગમ એવી ભૂલ કદી કરતી નહિ.

કેવળ અમુક વખતેજ નહિ, પણ દરરોજ સેલિમાનાં કામમાં આવી ભૂલો થતી. કોઇ દિવસ ખાણું ઠંડું થઇ જતું, કોઇ દિવસ ખાણાં નીચે મેલું લુગડું વાપરવામાં આવતું ! મીરમુન્સી કંટાળી જઇ કહેતા, "મારાં ઘરમાં શું એક પણ એવું માણસ નથી કે જેની જરાપણ ભૂલ ન થાય ? દરરોજ કંઇનેકંઇ ભૂલ થાયજ ! કોઇપણ કામમાં વ્યવસ્થાજ નહિ; આ ઘર તો જાણે ભૂતનુંજ ન હોય ! છતાં ખાનારનો તો તોટોજ નથી. તેઓ મને આમને આમ મારી નાખશે !"

સેલિમાએ અભિમાનથી કહ્યું, "ગુલબેગમ આવાં કામમાં

બહુ હોશિયાર છે; તેની ઉમર નાની છે, તે બહુ ચંચળ છે, તેને મોકલું ? "

મીરમુન્સીએ કહ્યું, " બધાં કામમાં જે બુદ્ધિ ચલાવી શકે, તેના હાથમાં આ કામ સોંપ; પછી તે ગુલબેગમ હો કે ગમે તે હો, મને તેમાં કાંઇ વાંધો નથી. "

ગુલબેગમ ઉપર ફરીથી માલિકની સેવાની જવાબદારી આવી પડી.

એક દિવસ ગુલબેગમે સેલિમાને કહ્યું, આગાસાહેબને લુગડાં પહેરવાં છે, તેને લુગડાં આપી આવ; એકાદ બે લુગડાંનાં બટન તૂટી ગયાં છે, એક બે ઠેકાણે સીવણ ફાટી ગયું છે; તું કહે તો હું તે દુરસ્ત કરી આપું. "

સેલિમાએ પ્રસન્ન થઇ તેમ કરવાની અનુમતિ આપી પોતાના માલિકને લુગડાં પહેરાવવા ચાલી. મીરમુન્સીએ કહ્યું, " સેલિમા, તારા હાથ ગાયનાં ચામડાં જેવા સખત છે ! આ તારૂં કામ નથી. ગુલબેગમને મોકલ,–ગુલબેગમ તેની આજ્ઞા પાળવા ચાલી.

રોગશય્યાપરથી ઉઠી મીરમુન્સીએ એક દિવસ સેલિમાની પાસે કેટલાક જરૂરી કાગળો માગ્યા; ત્યારે પણ તેઓમાં દરબારમાં જવા જેટલી તાકાત આવી નહોતી.

સેલિમા લખવું વાંચવું જાણતી નહોતી; આગાસાહેબ કયા કાગળો માગે છે તે ન સમજી શકવાથી તેણે ગુલબેગમને કહ્યું, " ગુલબેગમ, આગાને કેટલાક કાગળોની જરૂર છે, તેને આપી આવ; હું ભણી નથી, તે કયા કાગળો માગે છે, તે હું શું સમજું ? મને કાગળપત્રની ખબર નથી. "

ગુલબેગમે પેટી ઉઘાડી કાગળનું બંડલ બહાર કાઢ્યું, અને આગાએ જે કાગળો માગ્યા હતા તે બહાર કાઢ્યા, આ પ્રમાણે મીરમુન્સીનાં દરેક કામ ગુલબેગમ કરવા લાગી, પરંતુ તે પોતાની મેળે કોઇપણ બાબતની જવાબદારી લેતી નહિ.

તોપણ ગુલબેગમે એક કામનો ભાર પોતાના હાથમાં રાખ્યો હતો. મુન્સીસાહેબ નમાજ પઢવા બેસે ત્યારે તેને લગતી બધી તૈયારી કરવાનો અધિકાર તેણે કદી તજ્યો નહોતો.

શેરિન બહુ સુખમાં હતી. તે કામ કરતી, ખાતી, ઉંઘતી અને બાકીનો સમય બીજી દાસીઓ સાથે વાતચીત કરવામાં ગાળતી. નાના પ્રકારની વાતચીતથી તે બાંદીઓને ખુશ રાખતી; અફગાન બાંદીઓ હાજરા બાંદીઓની વાતો આગ્રહપૂર્વક સાંભળતી.

મીરસાહેબે મીરમુન્સીપર ગુસ્સો કરી તેમની સાથે મળવા હળવાનું બંધ કર્યું હતું. મીરસાહેબે મીરમુન્સીની પત્ની મરી ગયાના સમાચાર સાંભળી કહ્યું, ખુદાની કૃપાપાત્ર વ્યક્તિ હું છું, મારી સાથે ગુસ્તાદી ! તેનાં નસીબમાં ઘણું દુઃખ છે; ચાકરી તો જશેજ, પણ તેની ગરદનપર માથું રહેશે કે નહિ તેપણ શક પડતી વાત છે. અલ્લા તેનાપર અસંતુષ્ટ છે, હું શું કરૂં ? ”



## પ્રકરણ ૬ ઠું

### શિથિલતા

માસપર માસ જવા લાગ્યા. મીરમુન્સી તંદુરસ્ત થઇ અમીરનાં કામમાં જોડાયા. દુનિયામાં તેને માટે સુખશાંતિ નહોતી; તે રાત દહાડો કામકાજમાંજ રોકતા, કામવડે હૃદયની દિલગીરી ઢાંકી રાખતા.

દયાળુ અમીર પોતાના વિશ્વાસુ વજીરનાં મનની વેદના સમજી શકતો, તે તેને વારંવાર કહેતો, તમે એક સાદી કરો, સાદી નહિ કરવાથી તમારે ઘણું કષ્ટ વેઠવું પડશે, તમારી મરજી હોય તો હું તે સંબંધી તૈયારી કરૂં. પરંતુ મીરમુન્સી કદીપણ એ વાતપર ધ્યાન આપતા નહિ. જિંદગીના સંધ્યાકાળ વખતે નવી સૃષ્ટિ રચવાનો તેનામાં ઉત્સાહ નહોતો. તેણે જે ગુમાવ્યું હતું, તે ફરીથી ક્યાં મળે તેમ ન હતું ? તેનાં નસીબમાં સુખ હોય તો ખુદા તેમનું આવું રત્ન શામાટે ઝુંટવી લેત ?

પરંતુ અમીર પણ તેમને છોડે તેવો નહોતો તે બહુજ આગ્રહ કરવા લાગ્યો. એક દિવસ મીરમુન્સીએ કહ્યું, “ જહાંપનાહ, મારે પુત્ર કન્યા છે, તેઓનાં સુખ તરફ નજર રાખવી એ મારૂં કર્તવ્ય છે. આપની કૃપાથી મારે દાસ દાસીઓનો પણ તોટો નથી, માટે

મારી સારવારમાં પણ અગવડ આવતી નથી. વિવાહ કરવાથી નવી બીબીનાં મનોરંજન માટે મારે નકામો સમય ગાળવો પડશે; મને તેવો સમય નથી. મારો કિંમતી સમય અત્યારે હજુરનાં કાર્યમાં વપરાય છે, તે બીજાં કોઇપણ કાર્યમાં વાપરવાની મારી ઇચ્છા નથી.''

અમીરે આ વાત સાંભળી વધુ હઠ ન કરી, પરંતુ મીરમુન્સીની અંતર્વેદના તેનાથી અછાની નહોતી, તે દરરોજ તેની સ્થિતિનો વિચાર કરવા લાગ્યો.

અમીરે એક દિવસે વાત વાતમાં મીરમુન્સીને કહ્યું, " તમને બહુજ શોક થાય છે; અહીં તમારૂં કોઇ સગું વહાલું નથી, મારી મરજી એવી છે કે તમે તમારા ભાઇને અહીં તેડાવો, તે અહીં આવી થોડા રોજ તમારી સાથે રહેશે, એટલે તેના સહવાસથી તમારી દિલગીરી ઓછી થશે.''

મીરમુન્સીનો ભાઈ અલિ ઇબ્રાહીમખાં પેશાવરમાં પિતાના ઘરમાં રહેતો હતો. મીરમુન્સીએ તેને પત્ર લખ્યો એટલે તે ભાઇને મળવા કાબુલ તરફ રવાના થયો. અલિ ઈબ્રાહીમખાંએ કાબુલમાં આવી ભાઇનાં શરીરની અવસ્થા જોઇ બહુજ સંદેહવશ થયો.

અલિ ઇબ્રાહીમખ એ એક દિવસ મીરમુન્સીને કહ્યું, " તમારૂં શરીર તદ્દન નખાઇ ગયું છે. મેં સાંભળ્યું છે કે તમે એકલા જે-કામ કરો છો, તે કામ ત્રણ જણા પણ ભાગ્યે જ કરી શકે ! સરકારી બધા વિભાગનાં કામ તમારે તપાસવાં પડે છે. આવું શરીર એટલો બધો પરિશ્રમ કરી શકે ? ગુલબેગમ, તું શું કહે છે ? તારા મલિકને એક ક્ષણની પણ ફુરસત નથી; એ વાત ખરી છે કે નહિ ?

ગુલબેગમ પાસે બેઠી બેઠી સરબત તૈયાર કરતી હતી; તે સાધારણ બાંદી હતી, અનધિકાર ચર્ચા કરવી એ તેને છાજતું નહોતું, ગુલબેગમ કશું બોલી નહિ.

મીરમુન્સીએ કહ્યું, “ મારે ઘણી મહેનત કરવી પડે છે, એ ખરૂં છે; પરંતુ તેનો ઉપાય નથી. મારા સિવાય બીજા કોઇપર અમીર સાહેબને વિશ્વાસ નથી. હું જે કામ નથી તપાસતો તે કામ પાયમાલ થઇ જાય છે ! માલિકનું કામ શા માટે બગાડવું ? મારા તરફ મારા માલિકનો સ્નેહ અને વિશ્વાસ અતિશય છે; જીવ જતાં સુધી હું તેનાં કાર્યમાં ઉદાસીનતા બતાવી શકીશ નહિ.”

અલિ ઇબ્રાહીમખાંએ કહ્યું, “ત્યારે તો થોડી મુદ્દતમાં અમીર પોતાના વિશ્વાસુ નોકરને ગુમાવશે; ત્યારે પછી તેનું કામ કોણ કરશે ? તમે ઇચ્છાપૂર્વક આત્મહત્યા કરવા બેઠા છો, એ વાત તેઓ શું જાણતા નથી ? એટલું બધું કામ એકલો માણસ એકલે હાથે કદીપણ સારૂં કરી શકે નહિ; કોઇ દિવસ કોઇપણ કામમાં ભૂલ થઇ જશે, અને તમે મોટી મુશીબતમાં આવી પડશો. તમે અમીરસાહેબના વિશ્વાસુ છો, તે માટે ઘણા લોકો તમારી અદેખાઇ કરે છે; તેઓજ તમને મુશ્કેલીમાં નાખશે. ત્યારે તમારી જીંદગી જોખમમાં આવી પડશે. આ અફગાન રાજ્યમાં કોઇનો વિશ્વાસ કરવા જેવું નથી.”

મીરમુન્સીએ કહ્યું, “ત્યારે તમે મને શું કરવાનું કહો છો ? તમે શું એમ ધારો છો કે મેં ઇરાદાપૂર્વક આટલું બધું કામ માથે લીધું છે ? હું આ કાગળો તપાસું છું, તેમાં શું છે તે જાણો છો ? તે અફગાનિસ્તાનના વર્ત્તમાન વિષયનું વિવરણ છે. મારા મત સહિત તે અમીરબહાદુર તરફ મોકલવાનું છે. સાધારણ પ્રજાની હાલત

સુધારવા માટે ઉપજના ખર્ચમાં કેવા પ્રકારના સુધારાની જરૂર છે,—
તે સંબંધમાં મેં મારો મત દર્શાવ્યો છે. મેં લખ્યું છે કે સઉ પહેલાં
લોકશિક્ષા માટે યોગ્ય વ્યવસ્થા કરવી જોઇએ; અફગાન જાતિ કેળ-
વાશે નહિ, ત્યાંસુધી તેઓનો સ્વભાવ સુધરશે નહિ; તેઓનાં હૃદય
જ્ઞાનના પ્રકાશથી પ્રકાશિત થશે નહિ; સ્વદેશનું ગૌરવ વધારવા માટે
તેઓ પ્રયત્ન કરશે નહિ. માટે પ્રાથમિક કેળવણી વિસ્તારવાની પહેલી
જરૂર છે. હું જાણું કે મારો આ મત લક્ષમાં લેવાશે નહિ; અમીર
કહેશે કે પ્રાથમિક કેળવણીના વિસ્તાર સિવાય બીજાં ઘણાં જરૂરી
કામ છે, તેમાં પહેલાં ધ્યાન આપવું જોઇએ. તોપણ મારે આ મ-
હેનત કર્યા સિવાય છૂટકો નથી. હું તનતોડ મહેનત કરી મારૂં કર્ત-
વ્ય બજાવીશ. હું આ દેશમાં પ્રાથમિક કેળવણી વધારવા માટે કેટ-
લાંક વરસોથી પ્રયત્ન કરૂં છું, પણ મારો પ્રયત્ન સફળ થતો નથી.
આવી રીતે પ્રયત્ન વારંવાર સફળ ન થાય, તેથી મનમાં ઉદાસીનતા
આવે છે, પરંતુ તેમાં શો ઉપાય ? કેદખાનાં સુધારવા માટે કયા કયા
ઉપાયો લેવા જોઇએ, તેનો નિર્ણય કરવા માટે હું કેટલાંક વર્ષો થયાં
મહેનત કરૂં છું; એ માટે પણ મારે કઠોર પરિશ્રમ કરવો પડયો છે.
આ રાજ્યનાં જુદાં જુદાં કેદખાનાંમાં હજારો કેદીઓ છે; તેઓમાંના
ઘણા ખરા બહુજ નજીવા ગુન્હા સબબ કેદખાનામાં સડે છે. તેઓ-
ના ગુન્હાનો વિચાર પણ કરવામાં આવતો નથી; અન્યાયી રીતે તે-
ઓને કેદખાનાંમાંજ જિંદગી ગુજારવી પડે છે ! એ અભાગીઆઓ-
ની વાત કોઇ સાંભળતુંજ નથી. તેઓમાંના ઘણાખરા બહુજ ગરીબ
હોય છે, તેથી કારાધ્યક્ષને લાંચ આપી છૂટી શકતા નથી. તેઓ
કેદખાનાંમાં બેઠા બેઠા સરકારનું અન્ન બગાડે છે, કંઇપણ કામકાજ

કરતા નથી. આ પ્રમાણે આળસને ઉત્તેજન આપવાથી સરકારને ઘણું નુકસાન થાય છે. મેં આ નઠારો રિવાજ બંધ પાડવાને માટે ઘણા પ્રયત્નો કર્યા, પણ હું સફળ થઇ શકયો નથી: મજુર મળતા ન હોવાથી રસ્તાઓ જૂના થતા જાય છે, તેને સમરાવવાનું કામ થતું નથી !–આવી સ્થિતિમાં મારે શું કરવું, તે હું નકી કરી શકતો નથી."

અલિ ઇબ્રાહીમખાંએ કહ્યું, "આવી બાબતમાં તમારે માથું પકવવાની શી જરૂર છે ? શરીર હશે ત્યાં સુધી ચાકરી છે. હું કહું તે સાંભળો; થોડા દિવસની રજા લો, આ શિઆળામાંજ તમે મારી સાથે ચાલો. શરીર તંદુરસ્ત થાય તો વસંતઋતુમાં પાછા કાબુલ આવજો. આ દેશ મને સારો લાગતો નથી; અહીં ગુલામી કરવાથી તમને શો લાભ થવાનો છે, તે હું સમજતો નથી. આ બહુ ભયંકર દેશ છે; અહીં કાયદાનું નામ નથી, અત્યાચાર અટકાવવાનો ઉપાય નથી ! દેશમાં તમારે જોઇએ તેટલી જમીન છે, તેની વ્યવસ્થા કરવામાં વખત વિતાડશો, તોપણ સારી રીતે સ્વતંત્રતા પૂર્વક દિગુજારી શકશો. ફક્ત નોકરી માટેજ વિદેશમાં રહેવું એ ઠીક નથી. અને જો ચાકરી કરવાની ઇચ્છા હોય, તો દેશમાં અંગ્રેજ સરકારની નોકરી કયાં નથી ? અહીં તમને જે પગાર મળે છે, તેના કરતાં ત્યાં થોડો પગાર મળે તોપણ શું ? અંગ્રેજની નોકરીમાં કોઇ જાતના ખટપટ નહિ, કોઇનાં છળકપટથી નોકરી જવાનો ભય નહિ. તમે થોડા રોજની રજા લઇ મારી સાથે ચાલો. ભવિષ્યમાં શું કરવું તેની ચિંતા હાલમાં કરવાની જરૂર નથી. વધુ રજા ન મળે તો ઓછામાં ઓછી

એકાદ મહિનાની તો રજા લેજોજ; ત્યારબાદ દેશમાં ગયા બાદ બધું નક્કી થશે."

મીરમુન્સીએ કહ્યું. "હું અમીરને ઓળખું છું, તે રજા આપશે કે નહિ તે શક પડતી વાત છે. હું અહીં ન રહું તો પોતાનું કામ બગડશે, એ તે જાણે છે. હું રજા માગીશ કે તરત મારા શત્રુઓ મારા વિરુદ્ધ અમીરના કાન ભરશે; તેપણ કદાચ તે બધું ખરૂં માની મને કેદખાનામાં નાંખશે !"

અલિ ઇબ્રાહીમખાંએ કહ્યું, "આ શંકા ખોટી છે; ઉલટું તમે રજા લેશો તો તેઓ બહુ રાજી થશે. તમારી જગા હાથમાં લેવા તેઓ પ્રયત્ન કરશે. પરંતુ તમારી નોકરી મળે તોપણ તેઓ તે સાચવી શકશે કે નહિ, તે શંકા પડતો વાત છે."

મીરમુન્સીએ કહ્યું. "આ દેશના લોકોના સ્વભાવ વિષે તમને કશો અનુભવ ન હોવાથીજ તમે આમ કહો છો. તેઓની સાથે ભળ્યા વગર તેઓનો સ્વભાવ સમજાતો નથી. એ લોકો જેને શત્રુ ધારે તેનું નખ્ખોદ વાળ્યા સિવાય નિશ્ચિંત થતા નથી; કાબુલી ચરિત્રની આ વિશેષતા છે."

અલિ ઇબ્રાહીમખાંએ કહ્યું, "તેમ હોય તો હું પોતે અમીરને મળી તમને રજા આપવાનું કહું. તેમને કહું કે કેટલાક કુટુંબના કજીઆ મટાડવા માટે તેમને દેશમાં લઇ જવાની જરૂર છે; દેશમાં ન આવે તો એ કજીઆ ભયંકર સ્વરૂપ લે તેવા છે."

મીરમુન્સી ભાઇની માગણી સ્વીકાર કર્યા સિવાય રહ્યો નહિ. અલિ ઇબ્રાહીમે યોગ્ય સમયે અમીરની પાસે એ વાત ઉચ્ચારી. તેથી

ઉલટું પરિણામ આવ્યું; અમીરે તેને અનધિકાર ચર્ચા કરી માટે ગુસ્સે થઇ દરબારમાં પ્રવેશ કરવાની મના કરી. હુકમ થયો કે તે હવેથી કાબુલમાં રહી શકશે નહિ !

અમીર સમજ્યો કે મીરમુન્સી દેશમાં જવા માટે અતિશય વ્યાકુળ થઇ રહેલ છે, માટે તેને કેવી રીતે કાબુલમાં અટકાવી રાખવો, તે બાબત તે વિચાર કરવા લાગ્યો. તેણે મીરમુન્સીને પરણાવવા માટે એક આબરૂદાર વંશની સુંદર યુવતી ખોળવા માટે માણસો નીમ્યાં.

મીરમુન્સી અમીરનો પરમ વિશ્વાસુ અને પ્રિયપાત્ર હતો. અગાઉ અમીરના વજીરો જે મકાનમાં રહેતા, તેજ મકાન મીરમુન્સીને રહેવા માટે મળ્યું હતું; એ સિવાય મીરમુન્સીનો પગાર પણ બીજા અમલદારો કરતાં ઘણો વધુ હતો. તેને અમીર પાસેથી હમેશાં નાનાં પ્રકારનાં ઇનામો મળતાં; સરદારો પણ તેને જુદાં જુદાં ઇનામો આપી સંતોષતા. બધા જાણતા હતા કે મીરમુન્સી અમીરનો જમણો હાથ છે; અમીરની પાસે કામ હોય તો પહેલાં મીરમુન્સીને સાધવો જોઇએ. અમીર મીરમુન્સી માટે સ્ત્રી ખોળે છે. તે સાંભળતાંજ અનેક અફગાનો પોતાની કન્યા મુન્સીસાહેબને સોંપવાનો આગ્રહ બતાવવા લાગ્યા. ઘણાખરા પૈસા સાથે કન્યા આપવાનો લોભ બતાવવા લાગ્યા. પરંતુ મીરમુન્સીએ બીજી વાર વિવાહ કરવાની ચોકખી ના પાડી, તેનો સંકલ્પ ડગ્યો નહિ.

મીરમુન્સીના મિત્રોએ તેને જણાવ્યું કે અમીરની ઇચ્છા વિરૂદ્ધ વર્ત્તવાથી તમને ફાયદો નથી. અમીર ગુસ્સે થઇ પોતાનાપર જુલમ ગુજારે, એવી બીકથી મીરમુન્સી બહુજ મુંઝાવા લાગ્યા. તેની તંદુરસ્તી પણ દહાડે દહાડે બગડવા લાગી. તેઓ પોતાનું કામ કરી શકયા

નહિ; કામ ધીમે ધીમે મુલતથી રહેતું ગયું. બધું કામ પોતે ન કરી શકવાથી, છેવટે તેણે એક મિરજાંને પોતાના સહકારી તરીકે નીમ્યો. મીરમુન્સીના હાથમાં જે અનેક છૂપા કાગળપત્રો આવતા, તે બધા એટલા બધા છુપા હતા કે તેમાંની વાત બહાર પડે તો મુશ્કેલીનો પાર રહે તેમ નહોતું; માટે તેણે મિરજાં ( કારકુન ) ના હાથમાં કુરાન આપી પ્રતિજ્ઞા લેવરાવી કે તે કોઇપણ છુપી વાત કોઇની આગળ પ્રકટ કરશે નહિ."

પરંતુ મીરમુન્સીએ અહીંજ ભૂલ કરી, કારકુનની મદદથી પ્રથમ તો કામ સારૂં ચાલ્યું, પરંતુ તેણે પોતાની પ્રતિજ્ઞા ન પાળી; થોડા દિવસમાં રાજ્યસંબંધી કેટલીક છૂપી વાતો ખુલ્લી થઇ ગઇ. ધીમે ધીમે તે અમીરના કાને આવી. અમીર મીરમુન્સીપર બહુ વિશ્વાસ રાખતો હતો, માટે મીરમુન્સીએ આ વાત જાહેર કરી હતી, એવો સંદેહ પણ તેના મનમાં ન આવ્યો. મીરમુન્સી સમજી ગયા કે કોઇ દુશ્મન મારૂં અનિષ્ટ કરવા માટે પ્રયત્ન કરે છે; પરંતુ એ વાત કયાંથી ફૂટી તે નકી ન કરી શકવાથી તેઓ તે બાબતની તપાસ કરવા લાગ્યા, તેમનો માનસિક ઉદ્વેગ અને ભય દિવસે દિવસે વધવા લાગ્યાં; તેઓની શ્રમશક્તિ પણ ઓછી થવા લાગી. તે જાણી ગયા કે શત્રુઓનો પક્ષ મારૂં અનિષ્ટ કરવા માટે બહુજ પ્રયત્ન કરી રહ્યો છે, તે દહાડે દહાડે બળવાન થતો જાય છે.

અત્યારસુધી પોતાની જાતપર મીરમુન્સીને જે વિશ્વાસ હતો, તે ધીમે ધીમે ઓછો થતો ગયો. જેને પોતાની જાતપર વિશ્વાસ નહોય, તે કેવી રીતે બીજાનો વિશ્વાસપાત્ર થઇ શકે ? મીરમુન્સી જે શક્તિથી અમીરને સંતોષતા, તે શક્તિ તેનામાંથી ચાલી જવા લાગી.

તેથી અમીરનો વિશ્વાસ પણ દહાડે દહાડે ઓછો થતો ગયો. અમીર કોઈ કોઇ દિવસે કઠોર મશ્કરીથી તેને કાયર કરવા લાગ્યો. તે પહેલાંજ સ્પષ્ટવાદિતા અને નિર્ભયતા બતાવતા હતા, તે પણ ધીમે ધીમે ઓછી થતી ગઇ.

એક દિવસ મીરમુન્સી અમીરની કઠોર મશ્કરીથી દીલગીર થઇ ઘેર ગયા, અમીરે પોતાના સભાસદોને કહ્યું, બીબીના શોકથી બિચારો હજુપણ પરવાર્યો નથી! તેને દેશમાં જવાની ઇચ્છા થઇ હતી, તે ઇચ્છા તેણે હજુ સુધી છોડી જણાતી નથી."

એક સભાસદે કહ્યું, "મીરમુન્સી દેશમાં જવા ઇચ્છતા હોય, તો અહીં સાદી કરી, બીબીના હાથમાં છોકરાં સોંપી પોતે એકલા થોડા દિવસ માટે વદેશ કેમ જતા નથી?"

એક બીજા સભાસદે કહ્યું, જો તે એક વખત દેશભેગા થાય, તો પછી આ દેશમાં આવે ખરા? આ દેશથી તેઓ કંટાળ્યા છે. તેનો ભાઇ ઈબ્રાહીમખાં અંગ્રેજ સરકારની નોકરી કરે છે. તેણે અહીં આવી મીરમુન્સીને લોભ બતાવ્યો છે કે અંગ્રેજ સરકારની એક સારી નોકરી શોધી આપીશ. મીરમુન્સી જો અંગ્રેજ પાસે આપણા રાજ્ય સંબંધની છુપી વાતો ખુલ્લી કરે, તો તેને નકી એકાદ મોટી જગા મળે; પરંતુ તેથી આપણાં રાજ્યનું બહુજ અનિષ્ટ થાય."

ત્રીજા સભાસદે કહ્યું, "અલિ ઈબ્રાહીમખાંને અહીંથી હાંકી કાઢવામાં આવ્યો, ત્યારથી મીરમુન્સીમાં ઘણોજ ફેરફાર થઇ ગયો છે; જે છુપી વાતો જાહેરમાં આવવાની સંભાવના નહોતી, તે વાતો જાહેરમાં આવી છે!''

ચોથા સભાસદે કહ્યું, "આ બાબતમાં મીરમુન્સીનો કશો દોષ

નથી, તે કેવી રીતે માની શકાય ? છુપી વાતો શાથી ફુટી તે બાબતમાં તેણે કશો પ્રયત્ન કર્યો નથી ! તેના ચાળા જોતાં જણાય છે કે તેજ ગુન્હેગાર છે. તેનો સ્વભાવજ ફરી ગયો છે; તે પહેલાંના મીરમુન્સી રહ્યાજ નથી ! નવાઇની વાત તો એ છે કે ઇબ્રાહિમખાં સાથે મેળાપ કર્યાબાદ તેમનું આવું પરિવર્ત્તન થયું છે. આવા વિશ્વાસુ લોકનું આવું અધઃપતન ભારે દીલગીરી ઉત્પન્ન કરે તેવું છે ”

અમીર સભાસદોની વાતચીત સાંભળી ગુસ્સાથી બરાડી ઉઠયો, “ અરે શયતાનના દોસ્તો, તમે મીરમુન્સીની પીઠ પાછળ નિંદા કરી મારા મનમાં સંદેહનાં બીજ રોપવા માગો છો ? તમે શું માણસો છો ? શયતાનો, અત્યારે મારી આગળથી દૂર થાઓ. મારી સમક્ષ આવી બેઅદબી કરવાનું તમને કયાંથી સુઝયું ? દૂર જાઓ, દૂર જાઓ.”

સભાસદો તરતજ અમીરની સભા છોડી રવાના થયા. પરંતુ અમીરના તિરસ્કારથી તેઓ જરાપણ દીલગીર થયા નહિ. તેઓ સમજી ગયા કે અમીરનાં હૃદયમાં જે સંદેહનું બાણ પેઠું છે, તે નિષ્ફળ જવાનું નથી.





## પ્રકરણ ૭ મું

### બાંદીનાં સુખ દુઃખ

જન્મથીજ સ્વતંત્રતાના ખોળામાં ઉછેરેલી પર્વતવાસની, ચંચળ પ્રકૃતિવાળી ગુલબેગમ અફગાન રાજધાનીમાં અવરોધની આડચમાં રહી મહિનાના મહિના કેવી રીતે ગુજરાતી હતી, તે વિચારતાં નવાઈ ઉત્પન્ન થાય છે! ગુલબેગમ જો લાંબા કાળ સુધી મહમ્મદજાનના ઘરમાં કઠોર વ્યવહાર સહન કરવાને ટેવાઈ ગઇ નહોત, તો તેનાથી કાબુલમાં આવી રીતે કદીપણ ગુલામી થઇ શકત નહિ. કાબુલમાં પડદાનશીન રહી તેનો દમ સુકાઇ જવા લાગ્યો; ઘણે દૂર આવેલાં પર્વતમય સ્થાનમાં જવા માટે તેનો પ્રાણ વ્યાકુળ થઇ રહ્યો હતો.

ગુલબેગમ જ્યારે કામ નહોય ત્યારે ઘરની બારીમાં બેસી શહેરના રાજમાર્ગપર કામ કરતા હાજરાઓનું કામ જોતી. એ બધા હાજરાઓ અફગાનોના ગુલામો નહોતા, લડાઇના બંદીવાનો પણ નહોતા, છતાં તેઓને ગુલામો કરતાં પણ સખત મજુરી કરવી પડતી; અફગાનો તેઓ તરફ જે કઠોર વ્યવહાર ચલાવતા, તેવો વ્યવહાર કુતરાં તરફ પણ નહિ ચલાવતા હોય. તેઓ આવો જુલમ મુંગે

મોઢે શામાટે સહન કરે છે, તે ગુલબેગમ સમજી શકતી નહિ. પર-દેશમાં આવી મજુરી કરવા કરતાં સ્વદેશમાં સ્વતંત્રપણે ખેતી અગર ભરવાડનો ધંધો કરવો હજારદરજ્જે સારો છે, તોપણ તેને તેપર કંટાળો કેમ આવતો હશે, તે વાત ગુલબેગમ સમજી શકતી નહિ. પરદેશમાં વસતા હુજરાઓની હીનતા અને તેઓમાં માનવોચિત ગુણોની ખામી જોઇ ગુલબેગમ બહુજ વ્યથા પામતી. હુજરા મજુરો મુંગે મ્હોંએ માર ખાતા, અને માલિક નહોય ત્યારે તેની નિંદા કરતા! પરંતુ માલિકની સમક્ષ એમાંનું કશું બોલતા નહિ. કાબુલમાં ખાજી ને ભાજીનો એકજ દર હતો, હોંશિયાર કારીગર અને સાધારણ મજુરને મજુરી સરખીજ મળતી! તે માટે કોઇપણ પોતાનાં કાર્યની ઉત્તમત્તા બતાવવા ઇચ્છતું નહોતું. જો કોઇ વધુ મજુરી માગતું તો તેને લાક-ડીના મારથી સંતોષ માનવો પડતો. જુલમ ખમનારા કુલિઓ કોઇ પણ અફગાનની સ્હાનુભૂતિ મેળવી શકતા નહિ. અફગાન રાજ્યમાં સર્વત્ર મજુરોનો એકેક સરદાર રહેતો; તે સરદારો મજુરોને અફ-ગાન ગૃહસ્થોને ઘેર કામ કરવા મોકલતા, અને મજુરોની મજુરીનો ઘણો ભાગ તેઓજ ખાઇ જતા.

ગુલબેગમને ઇચ્છા થતી હતી કે સ્વજાતીની આવી દુર્દશા સંબંધમાં મારા પિતા સાથે વાતચીત કરૂં તો કેવું સારૂં; પરંતુ તેના પિતા ક્યાં હતા; તે કોણ કહી શકે? તે જીવતા છે કે મરી ગયા છે, તેનો પણ તેને ખાત્રી થતી નહોતી. જીવતા હોય તો તેઓ ક્યાં છે, ક્યાં રહે છે, શું ખાય છે. તેને કોણ રાંધી આપે છે, માંદા પડતાં તેની કોણ સારવાર કરે છે, તરસ્યા થતાં તેને કોણ પાણી પાય છે, ઇત્યાદિ પ્રશ્નો વિચારતાં વિચારતાં ગુલબેગમની આંખોમાંથી આંસુની ધારા છૂટતી.

દરરોજ હિંદુકુશ પર્વત પરથી બરફ જેવો શીતળ વાયુ ફુંકાતો. ગુલબેગમ રાતે શય્યામાં સુની સુની માનસિક પીડાથી તરફડતી; તે રડતી રડતી બબડતી. " પિતાજી, અત્યારે તમે ક્યાં છો ! તમારૂ ઘર નથી, માથું મૂકવા જેટલું સ્થળ નથી ! આવી ભયાનક ઠંડીમાં તમે ક્યાં હશો ? અરેરે ! મારા નાનાભાઇને તમે બચાવી શક્યા છે કે નહિ ? હાય અલ્લા, તમે મારા પિતાનું દુ:ખ દૂર કરો. "

ઉનાળામાં કાબુલની અવસ્થા અતિ શોચનીય થઇ જતી. ઉનાળાને સખત તાપ અત્યંત સખત થઈ જતો: સૂર્યના તાપથી બરફ ઓગળી ચારે તરફ કાદવના રેલા ચાલતા. ભયંકર તાપથી ઝાડનાં પાંદડાં સુકાઇ જતાં અને દિશાઓ ધૂળથી ઢંકાઇ જતી. નહેરનાં પાણી સુકાઇ જતા શહેરીઓને પાણીની બહુજ અડચણ પડતી. નદી થોડે દૂર હોવાથી વાપરવાનું પાણી લાવવા માટે મીરમુન્સીએ એક ભિસ્તી રાખ્યો હતો તે ભિસ્તીને દિવસમાં બે વખત નદીએથી મશક ભરી પાણી લાવવું પડતું. પરંતુ તે પાણી લાવે છે કે નહિ તે જોનાર માણસ નહોતું ! મીરમુન્સી પોતાના ખાનસામાને લઇ દરબારમાં જતા, દાસદાસીઓ આખો દિવસ પોતાની મરજી પ્રમાણે વર્ત્તતાં. પરંતુ ગુલબેગમને માલિકને છેતરવાની ટેવ નહોતી; પાણી વિના કામ બંધ પડતાં જ તે દરવાન પાસે દોડી જતી, અને ભિસ્તી વિરુદ્ધ ફરિયાદ કરતી દરવાન કહેતો કે " ભિસ્તી કામમાં ગફલત કરશે તો તેને માર ખાવો પડશે, તારે માર ખાવો પડશે નહિ; તો પછી તું પાણી વગર આટલું બધું ગરબડ કેમ કરાવે છે ? "

ગુલબેગમ દરવાનની આ દલીલનો મર્મ સમજતી નહિ. તે જાણતી હતી કે કાબુલના ગુલામો મારની બીકથીજ કામ કરે છે; મારની બી

ન હોય તો કામ બગાડવામાં પાછુંવાળી જોતા નથી. ગુલબેગમ થોડા દિવસથીજ બાંદીગિરિ કરતી હતી, તે પોતાની જવાબદારી વિસરી ગઇ નહોતી. પોતાને ઘેર બધી જવાબદારી પોતાપર હતી તેથી માલિકના ઘરમાં કંઇ ગફલત થતી તે સહન કરતી નહિ. બાંદી છતાં બીજી દાસીઓની આળસ અને ઉદાસીનતાથી તે બહુજ ગુસ્સે થતી. ગુલબેગમ જાણતી હતી કે હુ જો દરવાન વિરુદ્ધ માલિકને કહું તો દરવાનને સખત સજા થાય; પરંતુ દરવાન પણ વેર વાળવાની તક ગુમાવે તેમ નહોતું, ગુલબેગમનાં સગાં કે મિત્રમાંનું કોઇ ત્યાં નહોતું, કોઇની પાસેથી કોઇપણ પ્રકારની મદદ મળવાની આશા નહોતી; આવી સ્થિતિમાં બીજાના ગુસ્સાનો ભોગ થવાનો આગ્રહ ન રાખવામાં તે યોગ્યજ કરતી.

વારૂ, મારની બીકથી ભિસ્તી પાણી તો લાવ્યો, પરંતુ દરવાનને પાણી અંતઃપુરમાં પહોંચાડવા જેટલી ફુરસત ન મળી ! ઘરમાં ટીપું પણ પાણી નહોતું. મીરમુન્સી દરબારમાંથી ઘેર આવી પાણી માગે તો પાણી ટીપું પણ મળે તેમ નહોતું; તેમાં પણ ઉનું પાણી ઠંડુ કર્યા સિવાય ગુલબેગમ માલિકને કેવી રીતે આપી શકે ? ગુલબેગમે અતિશય કંટાળી દરવાન પાસે જઇ કહ્યું, " દરવાનજી સેલિમા કહે છે કે ભિસ્તી તો ઘણીવાર થયાં પાણી આપી ગયો છે; પણ તમને પાણી ઘરમાં લાવવા જેટલી ફુરસત મળી નથી ! એવું તે કયું જરૂરી કામ છે ? આગાસાહેબને ઘેર આવવા દો, તમારી ગફલત હું તેને કહ્યા સિવાય રહેવાની નથી. "

દરવાન જૂનો નોકર હતો, બાંદીની ધૃષ્ટતાથી તે ક્રોધથી તાતો થઇ ગયો. તે પોતાની સફેદ દાઢી હલાવતો હલાવતો બોલ્યો, " તારા

જેવી બાંદીઓ તો હજારો જોઇએ છે, તારાથી થાય તે કરજે. હું તારો હુકમ માનું, ગધેડી ? ”

ગુલબેગમને દરવાનનાં વચનોથી બહુજ ખોટું લાગ્યું. મીરમુન્સી ઘેર આવતાં તેણે દરવાન માટે ફરિયાદ કરી. મીરમુન્સી શાંત સ્વભાવના માણસ હતા, તે દાસદાસીઓને મારતા નહિ; એટલુંજ નહિ પણ કડવાં વચનો પણ કહેતા નહિ; છતાં તેઓને તાબામાં કેમ રાખવાં તે તેઓ બહુ સારી રીતે જાણતા. તેણે દરવાનનો એક રૂપિઓ દંડ કર્યો, અને ફરીથી આવી ગફલત થશે તો કહાડી મૂકવો પડશે એવી બીક બતાવી. તે દિવસથી દરવાન ગુલબેગમથી બ્હીને ચાલવા લાગ્યો. તે બડબડયો. “ જેના ઘરમાં માલિક એક સાધારણ બાંદીની વાત પરથી આબરૂદાર માણસની આબરૂ ઓછી કરી નાખે છે, તે તે ઘરમાં નોકરી કરવી એ ઝખ મારવા બરોબર છે ! ”

થોડા દિવસોમાં નહેરનું પાણી સુકાઇ જવાથી પાણીનું દુઃખ વધી ગયું. આટલા દિવસ તો નહેરનાં ડહોળાં પાણીથી જેમ તેમ નભ્યું, પણ હવે એ રસ્તો પણ બંધ થયો ! નહેરમાં ઘણાં દેડકાં હતાં, તેઓ મરી જઇ કોહવા લાગ્યાં; દુર્ગંધથી નહેરની આજુબાજુનાં ઘરોમાં રહેવું મુશ્કેલ થઇ પડયું. મીરમુન્સીનાં છોકરાં માંદાં પડયાં. શહેરમાં ચેપી રોગનું જોર વધવા લાગ્યું; અને ઘણાંખરાં માણસો અકાળમૃત્યુથી મરી ગયાં.

લાંબા સમયથી વરસાદ વરસતો નહતો. થોડીવાર જોસથી પવન ફુંકાતો કે આકાશ ધૂળથી છવાઇ જતું. ઘરની જાણુસોપર પણ અડેક ઇંચ ધૂળનો થર ચઢતો; પથારી, લુગડાં, વાસણો એ બધું ધૂળથી રજોટાઇ જતું ! લાંબા વખત રાહ જોવડાવ્યા બાદ એક દિવસ વાદળાં

થઈ આવ્યાં, મુષલધારે વરસાદ પડવા લાગ્યો, તે દિવસે ગુલબેગમને બહુ આનંદ થયો. તેનું તરસ્યું હૃદય વરસાદ જોતાંજ પ્રફુલ્લ ઢેલની માફક નાચવા લાગ્યું. તે હર્ષથી વિકસિત નેત્રે કાળાં આકાશ તરફ જોઇ કેટલીય વાતો વિચારવા લાગી; આનંદ અને વેદનાથી જડાયેલ સુખ દુઃખની સ્મૃતિથી તેનું હૃદય ઉછળી રહ્યું ! વિજળીથી ચમકારા મારતાં કાળાં વાદળાંમાં સેંકડો તોપોના અવાજ જેવી ગંભીર મેઘ ગર્જના સાંભળી તેને યાદ આવ્યું,—સ્વદેશમાં પિતાના ખોળામાં માથું રાખી કેટલાય દિવસ આવીજ ગર્જના સાંભળી છે, આવોજ દેખાવ જોયો છે. મેઘગર્જનાની સાથેજ તેનુંજ વ્યાકૂળ હૃદય કોઇએક અજ્ઞાત આનંદથી વિહ્વળ થઇ ગયું. કાળાં વાદળાં ગગનમંડળને ઢાંકી દઇ હિમન્ત તરફ દોડતાં હતાં, તે જોઇ ગુલબેગમને લાગ્યું કે નિર્વાસિત જીવનની બધી બાધાઓ ઓળંગી હું જો આ પ્રમાણે બીનહરકતે સ્વદેશ તરફ દોડી શકું તો મારાં ક્ષુધિત, તૃષિત, તપિત ચિત્તનો બધો ક્ષોભ શાંત થાય; પરંતુ તે બનવું સંભવિત છે ?

ગુલબેગમ ઉન્માદિનીની માફક બાહ્યજ્ઞાન શૂન્ય થઇ વરસાદમાં ભિંજાવા લાગી; વિદ્યુતની લોલ જિહ્વા આકાશના એક છેડાથી બીજા છેડા સુધી ફરકતી હતી, ગુલબેગમ તે તરફ અનિમિષ નેત્રે જોઇ રહી છે; મેઘગર્જનાના તાલે તાલે તે નૃત્ય કરે છે ! એ જોઈ સોલેમાને બહુ નવાઇ લાગી; તે ગુલબેગમનો તિરસ્કાર કરવા લાગી. તેણે ધાર્યું કે ગુલબેગમને ભૂત વળગ્યું છે ! નહિ તો તે આ રીતે કારણ વગર વરસાદમાં ભિંજાઇ દોડાદોડી કેમ કરે, વિજળી થવાથી અને મેઘગર્જનાથી આટલી બધી ખુશી કેમ થાય છે ? પર્વતવાસિની, અરણ્યવિહારિણી ગુલબેગમના હૃદયનો ભાવ અનુભવી શકે, એટલી શક્તિ સોલિમામાં નહોતી.

સેલિમાના તિરસ્કારથી ગુલબેગમે ઘરમાં આવી લુગડાં બદલ્યાં, અને માલિકની નાની છોડીને લઇ ફરીથી બારી પાસે બેસી આકાશમાંનાં કાળાં વાદળાંની શોભા જોવા લાગી. બાલિકા પણ એ દિગન્ત વ્યાપી કાળાં વાદળાંની હારને જોઇ મુગ્ધ બની ગઇ; તેનાં બાળહૃદયમાં કેટલાં સ્વપ્નો જાગ્રત થઇ ઉઠયાં હશે, તે કોણ કહી શકે ? તેણે ગુલબેગમને પૂછ્યું, " ગુલબેગમ, એ પ્રકાશ ક્યાંથી આવે છે; સાંભળતો, આ શાનો શબ્દ થાય છે. "

ગુલબેગમે કહ્યું. " એ વરસાદનો શબ્દ છે; મેઘગર્જના થાય છે."

બાલિકાએ પૂછ્યું, " મેઘ શું, ગુલબેગમ ? મેઘ ક્યાંથી આવે છે ? મેઘને મ્હોં તો નથી · તો પછી તે બોલે કેવી રીતે ? મેઘ કોને બોલાવે છે, શું બોલે છે, ગુલબેગમ ? તું તેની વાત સમજી શકતી જણાય છે, તેથી આવી રીતે તેના તરફ જોઇ રહી છે. "

ગુલબેગમે કહ્યું, " હું કશું જાણતી નથી. આગાસાહેબ આવે એટલે તેને બધી વાત પૂછજે. મેઘમાં દારૂ છે, અને દારૂમાં જેવી આગ લાગે કે તરત આવો શબ્દ થાય છે, એમ મનેતો જણાય છે. હું કંઇપણ ચોકસપણે જાણતી નથી. આગા એ બધી વાત સારી રીતે જાણે છે. "

આ દુઃસહ દાસ્યવૃત્તિમાં ગુલબેગમને ઓરપ્રકારનો આનંદ આવતો. આખો દિવસ અકલાન્તભાવે મહેનત કરતાં છતાં મળસ્કામાં ઉઠવું પડતું. તે ઉઠતાંજ બારીમાં બેસી અતૃપ્ત નયને પૂર્વનાં આકાશ તરફ જોઈ રહેતી; સફેદ આકાશ ધીમે ધીમે ઉષાની કનકકાંતિથી ધીરે ધીરે રંગાઇ જતું ! ધીમે ધીમે મહાન અગ્નિપિંડ પૂર્વાકાશને છેડે પ્રકટ થતો, અને પોતાનાં સુવર્ણ જેવાં કિરણો ધોળા બરફના

મુગટવાળા પર્વતોનાં શિખરો પર ફૂંકતો, એ કિરણોથી ઝાઝાં પાંદડાં વાળાં લીલાં ઝાડોની ટોચો, ઉંચા મહેલોનાં શિખરો, સ્ફટિક જેવી સ્વચ્છ ઝાકળથી પલળેલ કોમળ ઘાસથી ઢંકાઈ ગયેલ વિશાળ મેદાન રેલાઇ જતાં, પર્વતનાં શિખર પાસે સૂર્યોદયનું આ સુંદર દૃશ્ય જોઇ તેના હૃદયમાં વિચારોનો સમુદ્ર ઉછળતો, તે અનુભવી શકતી નહિ છતાં સૂર્યોદયની આ સુંદર શોભાથી અને પ્રતિક્ષણે ફેરવાતા જતાં રંગોથી તેને જે સુખ, જે આનંદ, જે તૃપ્તિ થતી, તેની તુલના થાય તેમ નહોતું ! એ વખતે પિતાનું સ્નેહપૂર્ણ ઉદાર મુખમંડળ યાદ આવતું; તેની સાથે મેળાપ કરવા માટે તેનું હૃદય વ્યાકુળ થઇ ઉઠતું; પરંતુ એ વ્યાકુળતાને તે મહામહેનતે હૃદયરૂપી ગુફામાં છુપાવી આનંદહીન, વૈરાગ્યહીન ઘરકામમાં ચિત્ત પરોવતી. અફગાન રાજધાની તે વખતે પણ નિદ્રાવશ રહેતી ! અમીરસાહેબ મોડી રાત સુધી રાજકાર્ય તપાસતા, તેથી સવારમાં તેની ઉંઘ ઉડતી નહોતી. તે જ્યાં સુધી સુપ્ત રહેતા, ત્યાં સુધી શહેરમાં કોઇપણ કશો અવાજ કરી શકતું નહિ. અમીરનું અનુકરણ કરી અમલદારો પણ બહુજ મોડા ઉઠતા; આમ હોવાથી કાબુલના આબરૂદાર લોકોમાં સવારમાં ઉઠવું એ હલકું કામ ગણાતું. પરંતુ ગુલબેગમ બાંદી હતી; તે ધારતી હતી કે પરોઢિઆમાં પથારી છોડી ઉઠવાથી અરૂણોદયની અનિર્વચનીય શોભા જોઇ શકાય છે, એ શોભા ન જૂએ તે હતભાગ્ય છે, તેનું જીવન નકામું છે !

---



## પ્રકરણ ૮ મું

### આગન્તુક



મીરમુન્સી ઉંચા દરજ્જાનો અમલદાર હતો, માટે ઘણાં નવાં માણસો જુદાં જુદાં કામસબબ તેને ઘેર આવતાં; ગુલબેગમ અંતઃ પુરવાસની બાંદી હોવા છતાં તેઓની ખબર મેળવતી.

ગુલબેગમની મા જે ઘેર બાંદીગિરિ કરતી હતી, તે ઘર મીર-મુન્સીનાં ઘરથી બહુ દૂર નહોતું. હાલિમા વખતોવખત દીકરીને મળવા આવતી. હાલિમાને માલિકને ઘેર ખાવાપીવાનું સારૂં મળતું નહોતું; પરંતુ મીરમુન્સીને ઘેર હમેશાં ઉંચા પ્રકારનું ભોજન થતું. ગુલબેગમ વખતોવખત માને એ સારાસારા પદાર્થો ખવરાવી સંતો-ષતી; તે સિવાય, તે તેને લુગડાંલત્તાં પણ આપતી.

ઉનાળો પૂરો થતાં એક દિવસ ગુલામહુસેન ભિસ્તીના છુપાવે-શમાં મીરમુન્સી સાહેબને ઘેર આવી પહોંચ્યો ગુલામહુસેનને છુપા જાસુસદ્વારા ખબર મળી હતી કે તેની વહાલી દીકરી કાબુલના કારા-ગૃહમાંથી મીરમુન્સી સાહેબને ઘેર જઇ રહી છે. યુદ્ધ પૂરૂં થયાબાદ તેને દીકરીને મળવાની બહુજ ઇચ્છા થઇ; તેથી છુપી રીતે કાબુલમાં

આવી એક દિવસ રાતને વખતે તેણે છુપેવેશે મીરમુન્સી સાહેબના ઘરમાં પ્રવેશ કર્યો. હાજરા સરદારના દૂતરૂપે મીરમુન્સી સાથે એક વખત તેણે વાતચીત કરી હતી, તે વાંચકોનાં સ્મરણમાં હશે; પરંતુ આ વખતે પોતાની ઓળખાણ આપવા જેટલું સાહસ ગુલામહુસેન કરી શકયો નહિ.

ગુલામહુસેનનો છુપોવેશ મીરમુન્સી આગળ ટકી શક્યો નહિ. હાજરા પ્રદેશના વજીરને ભિસ્તીના વેશમાં પોતાને ઘેર આવતો જોઇ તેનું કોમળ હૃદય ચિરાઇ ગયું. મીરમુન્સીસાહેબે આદરમાનપૂર્વક વજીરની ખાતર બરદાસ કરી. મોડીરાત્રે એક એકાંત ઓરડામાં બંને વચ્ચે વાતચીત શરૂ થઇ.

મીરમુન્સીએ કહ્યું, " આપે તે વખતે જો મારો ઉપદેશ માન્યો હોત, તો આપને લાભ થાત કે નુકસાન, તે હવે સમજાયું હશે."

છુપાવેશવાળા ગુલામહુસેને કહ્યું, " સ્થૂળદષ્ટિથી નફાતોટાનો વિચાર કરતાં સ્વીકારવું પડશે કે આપની સલાહ મુજબ વર્ત્તતાં અમને લાભ થાત, અમારી શાંતિ કાયમ રહેત, દેશની આર્થિક અવસ્થા પણ સારી રહેત; પરંતુ આપ એનો અસ્વીકાર નહિ કરી શકો કે અમારે એ બધી સગવડો અમારી સ્વતંત્રતા વેચી મેળવવી પડત; અમારે અમારાં જાતીય સન્માન અને ગૌરવને હમેશને માટે જતું કરવું પડત. કોઇ આબરૂ ગુમાવી જાન બચાવે છે, કોઇ જાન ગુમાવી આબરૂ બચાવે છે; અધિક બુદ્ધિમાન કોણ, તે તર્કથી નકી કરી શકાય તેમ નથી. અમીરની વિરુદ્ધ વર્ત્તવાથી અમારૂં રાજ્ય નાશ પામ્યું છે, માણસોનાં લોહીથી પર્વતો રંગાયા છે; તેમાં પણ મારૂં જે નખ્ખોદ વળ્યું છે તે ખુદા જાણે છે, અને હું જાણું છું. મારો

સંસાર સ્મશાનસમાન બની ગયો છે, મારૂં જીવન અંધકારમય બની ગયું છે ! તોપણ પરાધીનતાની કઠણ સાંકળોથી બંધાઇ સુખશાંતિ ભોગવવા કરતાં એ હું વધુ પસંદ કરૂં છું."

મીરમુન્સીએ કહ્યું, "એટલા બધા પ્રયત્નો કર્યાં છતાં આપ સ્વતંત્રતાનું રક્ષણ તો કરી શકયા નહિ ! આપના દેશનાં હજારો લોકો- એ અફગાનોનું દાસત્વ સ્વીકાર્યું છે, સ્વતંત્ર હાજરાજાતિ અફગા- નિસ્તાનમાં મજુરી કરે છે; તો પછી આપની જિંદગી શી કિંમત ?"

ગુલામહુસેને કહ્યું, " અમે દુર્બળ છીએ, દરિદ્ર છીએ હથિયારનાં બળથી, પૈસાનાં બળથી હાજરાપ્રદેશ અત્યારે અમીરને તાબે થયો છે; હાજરાજાતિનું ઉંચું મસ્તક આજે નીચું થયું છે. તેઓનો દેહ અત્યારે મજુરી કરે છે, પણ મન સ્વતંત્ર છે; તેઓનાં હૃદય હજુ દાસત્વની બેડીઓથી જકડાયાં નથી. મારી મા કહેતી કે બાહુબળથી મનુષ્યનાં હૃદય જીતી શકાતાં નથી. એક દિવસ અમે ફરીથી સ્વતંત્ર થઇ શકીએ. આપ સજ્જન પુરુષ છો; અમારા સંબંધમાં આપનો વિચાર કેવો છે ? અમીરસાહેબ અમારે વિષે શું ધારે છે ?"

મીરમુન્સીએ કહ્યું, " ક્ષુદ્ર હાજરાજાતિની વાત તેઓનાં મનમાં પણ નથી; પરંતુ એ આપને માટે સારૂં છે આપની વાત તેની યાદદાસ્તમાં હોત તો આપનું સારૂં ન થાત, એ હું દઢતા સાથે કહું છું. થોડા દિવસ પછી નાના પ્રકારની મહાન રાજનૈતિક સમસ્યા ઉપસ્થિત થાય તેમ છે, તે વખતે આપના સંબંધમાં કંઇ ન બોલાય એવું જણાય છે. ભવિષ્યમાં જો આપ અમીરની આજ્ઞા પાળશો, તો તેઓ આપના ગુન્હા માફ કરે તેમ જણાય છે.

વજીરે કહ્યું, "મારો ગુન્હો! અમે જાણીએ છીએ કે અમે દુર્બળ છીએ, દરિદ્ર છીએ; તોપણ અમે દાંભિક અમીરની સાથે યુદ્ધ કરી સ્વતંત્રતાનું રક્ષણ કરવાનો પ્રયત્ન કર્યો છે. એ શું ગુન્હો ગણાય? આપ સજ્જન અને વીરપુરુષ છતાં એને ગુન્હો ગણો છો? આપ શું હજુ પણ મને કોઇ જાતની આશા આપી શકતા નથી?"

મીરમુન્સીએ પૂછ્યું, "આપ કેવી આશા વિષે રાખો છો?"

ગુલામહુસેને કહ્યું, "અમે ઘણી લડાઇઓ કરી છે, અમીરને અમારી બહાદુરી વિષે કશો શક નહિ રહ્યો હોય, અમારી સાથેની લડાઇમાં તેને ઓછું નુકસાન થયુ નથી; તેમને ઘણું ખર્ચ થયું છે, તેમના ઘણા વીર યોદ્ધાઓ લડાઇમાં ખપી ગયા છે. હજુ પણ તેઓ એમને સ્વતંત્ર તરીકે કબુલ કરી શકે તેમ નથી? મારી માફક બીજા કોણે ત્યાગ સ્વીકાર્યો છે, સ્વદેશનાં કાર્યમાં આવી રીતે આત્મોત્સર્ગ કર્યો છે? આટલું કર્યાબાદ પણ શું અમે અમીરની પાસેથી જરા પણ દયાની માગણી ન કરી શકીએ?"

ગુલામહુસેનની વાતચીતથી મીરમુન્સીનું કોમળ હૃદય વ્યથા પામ્યું; તેણે કહ્યું, "આપ બહુજ હતભાગી છો, આપની વિપત્તિમાં હું અંતઃકરણપૂર્વક સહાનુભૂતિ દર્શાવું છું. અત્યારે રાત છે, આપ મારી સાથે મારાં અંતઃપુરમાં ચાલો; ત્યાં તમે એવું માણસ જોશો કે જેની સાથે મેળાપ કરવાથી આપનાં હૃદયની વેદના ક્ષણને માટે પણ દૂર થઇ શકશે."

ગુલામહુસેન કંઇપણ બોલ્યા સિવાય ઉભો થયો; મીરમુન્સી તેને સાથે લઇ અંતઃપુરમાં આવ્યો.

હાજરા સરદાર મીરમુન્સી સાથે અંતઃપુરના પ્રકાશિત ઓર-

ડામાં આવી એક ગાલિચાપર બેઠો. ગાલિચાના એક ખુણામાં ખાટલો પડયો હતો; ખાટલાપર પથારી બિછાવેલી હતી.

મીરમુન્સીએ તે ખાટલા તરફ આંગળી કરી કહ્યું, " રાતે હું આ ખાટલાપર શયન કરૂં છું, આપ મારા અતિથિ છો, માટે મારે બદલે આપ એ ખાટલાપર સુજો. આપની પરિચર્યા માટે માણુસ મોકલું છું, આપ હવે વિશ્રામ લો. થોડા સમય પછી હું ફરીથી આપને મળીશ."

મીરમુન્સી એ ઓરડાની બહાર આવ્યા અને બહારથી ઓર-ડાનાં બારણાં વાસી તેણે ધીમેથી ગુલબેગમને બોલાવી. ગુલબેગમ તરતજ તેની પાસે આવી ઉભી; નીચું મ્હોં કરી તેના હુકમની રાહ જોવા લાગી.

મીરમુન્સીએ ગુલબેગમને કહ્યું, " તારા દેશના એક માણુસે આજે મારૂં આતિથ્ય ગ્રહણ કર્યું છે; આજ રાત્રે તે મારાં શયનગૃ-હમાં સુવાનો છે. તું તેને ત્યાં જોઇ શકશે; જો જે, આતિથ્ય સત્કા-કારમાં જરા પણ ખામી ન આવે. તેની પરિચર્યાની જવાબદારી તારા-પર છે. તેને ભૂખ લાગી હોય તો ખાવાનું, પાણી અને સરબત આપજે. તું મારી વાત સાંભળી મુંઝાય છે શામાટે ? અતિથિ તારો સ્વદેશી ભાઇ છે; તેને તું ઓળખતી પણ હોય. જો તે વારો સગો હોય તો તેને જોઈ તું નવાઇ પામીશ નાહ, એ સંબંધી કશી વાત કરતી નહિ. તે અહીં છુપેવેશે આવ્યો છે. તે મારે ત્યાં અતિથિ તરીકે આવેલ છે. તેને મેં એક રાત્રિ માટે આશ્રય આપ્યો છે, એ વાત જાહેર કરવી યોગ્ય નથી; એ વાત બીજા જાણે તો તે મુશ્કેલીમાં આવી પડે તેમ છે. વધુ શું કહું, આ વાત તું તારી મા કે શેરિનને પણ કહેતી નહિ. મારી વાત સમજી કે ? "

ગુલબેગમ મીરમુન્સીની વાત સાંભળી બહુજ ચંચળ થઈ ગઇ; તેનાં હૃદયમાં વાત્રઝોડું ફુંકાવા લાગ્યું. મીરમુન્સીએ તેના ચહેરાપરથી બધું જાણી લીધું; તેણે તીક્ષ્ણદષ્ટિથી ગુલબેગમના મુખ તરફ જોયું.

ગુલબેગમે અસ્પષ્ટ સ્વરે પૂછ્યું, “આગા, અતિથિ શું મારા પિતા છે ?” પરતુ તેણે જવાબની રાહ ન જોતાં મીરમુન્સીના પગમાં માથું નમાવ્યું; ત્યારબાદ ઉઠી મુંગે મ્હોંએ નિર્દિષ્ટ ઓરડામાં પ્રવેશ કર્યો.

ત્યાં પિતા અને પુત્રી વચ્ચે શી વાતચીત થઇ, ગુલબેગમે આટલા દિવસ પછી, ન ધારેલે સ્થળે, ન ધારેલા ભાવે પિતાનું દર્શન મેળવી તેની કેવી અભ્યર્થના કરી, ગુલામહુસેને શું કહી કન્યાને શાંત કરી, તે કોઇ જાણી શક્યું નહિ. પરંતુ બીજે દિવસે સવારમાં ગુલામહુસેનનું મ્હોં જોઇ મીરમુન્સી સમજ્યા કે તેનું હૃદય શાંત થયું છે; તે સમજ્યા છે કે મારી દીકરી મુશ્કેલી વગરનાં સ્થાનમાં રહી છે. મીરમુન્સીએ ઇસારાથી તેને જણાવી દીધું કે હવેથી કદી પણ કન્યાની સાથે મેળાપ કરવા માટે અહીં આવતા નહિ. ગુલામહુસેને તેમ કરવું કબૂલ્યું. તેનાં હૃદયપરથી એક ભારે પત્થર ખસી ગયા; એક મહાન ચિંતામાંથી તે મુક્ત થયા.

આ બનાવને કેટલાક માસ થયા બાદ એક દિવસ ગુલબેગમ મીરમુન્સીનાં શયનકક્ષમા એક જરૂરી કાગળ ખોળતી હતી. કાગળ મળતો નહોતો; મીરમુન્સી અત્યંત વ્યાકૂળ થઇ ગયા હતા. એ વખતે વૃદ્ધ દરવાને ઓરડા પાસે આવી કહ્યું, “આગા સાહેબ, એક ખેલાડીઓનું ટોળું કેટલાંક રીંછ અને વાનરા લઇ રમત બતાવવા આવેલ છે; તેઓ આપની રજા માગે

મીર મુન્સીએ કંઇ જવાબ આપ્યો નહિ; તેનાં કપાળ પર ચિંતાની રેખાઓ જણાતી હતી, મ્હોં અતિશય ગંભીર બની ગયું હતું.

ગુલબેગમે એક કાગળ હાથમાં લઇ કહ્યું, " જૂઓ તો આગા, આપ આ કાગળ ખોળતા હતા ને ? મને લાગે છે કે આ-જ તે કાગળ છે. "

મીરમુન્સીએ વ્યગ્રતાપૂર્વક કાગળ હાથમાં લીધો, એક ક્ષણમાં તેનું મ્હોં પ્રફુલ્લ થયું; તેણે કહ્યું, " હા, આજ કાગળ ખોળતો હતો! હાશ, હવે ઠીક થયું. કાગજ બહુજ જરૂરી છે. મને એવો વિચાર આવ્યો હતો કે દરબારમાંથી ઘેર ફરતીવેળા મેં ગાફલાઇથી આ કાગળ રસ્તામાં ગુમાવ્યો છે. કાગળ ખોવાયો હોત તો ભારે થાત. "

વૃદ્ધ દરવાને ફરીથી પૂછ્યું, " ખેલાડિઓ રમત બતાવે કે ? "

મીરમુન્સીએ કહ્યું, " એમની રમત જોવા જેટલી મને ફુરસત નથી, તેઓને રજા આપ. "

ગુલબેગમે કહ્યું, " આપ તેમની રમત ન જૂઓ, પણ અમને જોવાની મરજી થઇ છે. વળી આયેસા રીંછ અને વાનરનો નાચ બહુ પસંદ કરે છે, આગા સાહેબ, તેઓને હાંકી કાઢશો નહિ. " આયેસા મીરમુન્સીની નાની છોકરી નામ હતું.

મીરમુન્સીએ નવાઇ પામી ગુલબેગમ સામું જોયું; તે કદીપણ કોઇપણ બાબતમાં હઠ કરતી નહિ. મીરમુન્સી સમજ્યા કે મારી વ્હાલી કન્યાને રમાડવા ખાતર ગુલબેગમ આમ કહે છે ! કાગળ મળવાથી તેનું મન પ્રફુલ્લ થયું હતું. તેણે ગુલબેગમની પ્રાર્થના સ્વીકારી કહ્યું, " મરદ આદમી તો જનાનખાનાંમાં આવી શકશે નહિ,

તોપણ જો તેઓમાં કોઇ આવી હોય, તો તેને અંદર બોલાવી રમત જોઇ શકશે. મેં તો ઘણી રમતો જોઈ છે, માટે હું તો જોવા નહિ આવું."

દરવાનને રજા મળવાથી તેણે ખેલાડીઓનાં ટોળાંને કહ્યું, અંદર જઇ રમત બતાવવાની છે, માટે ત્યાં કોઇપણ મરદ આદમી જઇ શકશે નહિ; તમારાં ટોળાંમાં તો આ એકજ બુઢ્ઢી છે, તે શું અંદર જઇ રમત બતાવી શકશે? તમને જે બક્ષીસ મળે તેમાંથી અર્ધો ભાગ મને આપશો તો હું બુઢ્ઢીને અંદર લઇ જાઉં. આગાસાહેબે તો તમને હાંકી કાઢવાનું જણાવ્યું હતું, પણ મેં ઘણો પ્રયત્ન કરી તેને રાજી કર્યા છે; અર્ધો ભાગ નહિ મળે તો હું તમારે માટે કંઇ કરીશ નહિ."

ટોળાંના મુખીએ કહ્યું, "અમે તો રમત કરી શકીએ તેમ નથી; બુઢ્ઢી એકલી રમત બતાવે, તેમાં કંઇ બક્ષીસની આશા નથી. વારૂ, પા ભાગ તમારો, પા ભાગ આ બુઢીનો, બાકીનો અર્ધો ભાગ અમારો. ટોળાંમાં આટલાં બધાં માણસો છે, અમારૂં ખર્ચ પણ ઓછું નથી, તમને અર્ધો ભાગ આપીએ તો અમને નુકસાન થાય."

દરવાને કહ્યું, "તમને નુકસાન થાય તેવું ન કરવું; અહીં રમત દેખાડી શકશો નહિ, ભાગો." દરવાને ટોળાને દરવાજા બહાર હાંકી કાઢી બારણાં વાસી દીધાં.

ટોળાંના મુખીએ જોયું કે આવો બધું જાય છે; આવી સ્થિતિમાં તો જે મળે તે લેવું એજ સારૂં છે. તે દરવાજા બહાર ઉભો ઉભો કાલાવાલા કરવા લાગ્યો, છેવટે અરધો ભાગ આપવાનું કબુલ કર્યું.

ત્યારબાદ પેલી બુઢ્ઢી વાનરોને દોરી જનાનામહેલમાં ગઇ. રીછને તેના હાથમાં સોંપવાનું સાહસ મુખ્યાથી થઇ શક્યું નહિ.

બુઢ્ઢી અંતઃપુરમાં પ્રવેશ કરતાંજ ગુલબેગમ તેને ઓળખી ગઇ, તે મરિયમ હતી! ગુલબેગમની છાતી કાંપવા લાગી, તેનું મ્હોં ફીકું પડી ગયું.

ભવિષ્યવાદિની બુઢ્ઢી ગુલબેગમને જોતાંજ હાહા કરી હસવા લાગી, તેનું એ હાસ્ય ભીષણ સ્મશાનમાં ફુંકાતા ઉના પવન જેવું હતું! પિશાચનાં અટ્ટહાસ્ય સમાન હતું! બુઢ્ઢીએ હસતાં હસતાં કહ્યું, "કેમરે રૂપાળી! તું એમ ધારતી હશે કે હું તને ભૂલી ગઇ છું? હા, હા, તને ભૂલી જાઉં! તારાં ધડમાં જાન રહેશે ત્યાંસુધી તને ભૂલી શકીશ નહિ. તું અહીં છે, તે હું જાણતી હતી; જાણતી હતી માટેજ હું આ મુલકમાં આવી છું. કેમ, તેં મારૂં અપમાન કર્યું હતું, તે યાદ છે? તેનું ફળ હાથોહાથ મળ્યું છે? વાત ભૂલી ગઇ હોઇશ, એમ ધારી હું તને યાદ આપવા આવી છુ. જો હજુ પણ દસવીસ રૂપીઆ આપી દે, તો તારૂં નસીબ સુધારી દઉં, તારાપર મને ગુસ્સો નથી; તને તારાં પાપનું ફળ મળ્યું છે, તેથીજ હું ખુશી છું. અત્યારે તારાં નસીબની વાત કહું છું, તેથી તારૂં ભલું થશે. તું તારા માલિકની નજરે ચડી છે; તારી સાદી થશે, સોનાના ચંદ્ર જેવો પુત્ર પણ થશે.

ગુલબેગમનું મ્હોં શરમથી લાલ થઇ ગયું, તે દૂર નાસી ગઇ. બીજી સ્ત્રીઓ દિગ્મૂઢ થઇ બુઢ્ઢીની વાત સાંભળવા લાગી; અદૃષ્ટનું ફળાફળ જાણવા માટે તેઓને એટલું બધું કુતૂહળ થયું કે વાનરનો નાચ જોવાની વાત તેઓ ભૂલી ગઇ.

શેરિને ધીમેથી કહ્યું, "જે ભવિષ્યવાદિનીની વાત મેં તમને કહી હતી, આ તેજ છે. તેના નસીબમાં શું છે, તે આ બુઢ્ઢી બરાબર કહી શકે છે, તેમાં જરાપણ ફેર પડતો નથી; બધા વાત ખરી પડે છે! બુઢ્ઢીને થોડા રૂપીઆ આપી શકો તો તે તમારાં બધાનાં નસીબની વાત કહી આપશે. પૈસા થોડા પડશે તો સાંભળવું પડશે કે તમારાં નસીબમાં સુખ નથી!

નસીબ જાણવાની લાલચ કોણ દબાવી શકે? સ્ત્રીઓ પાસે જે કંઇ હતું તે થોડા વખતમાં બુઢ્ઢીની ઝોળીમાં પડયું. મિરિયમે તેઓનું નસીબ કહી તેઓને તૃપ્ત કરી. બધાં જાણી શકયાં કે અમારૂં ભવિષ્ય બહુ સારૂં છે; બધાંનું ભાગ્ય ઉત્તમ છે."

છેવટે સેરિને પોતાનો હાથ બુઢ્ઢી આગળ ધરી કહ્યું, "મિરયમ, બધાંને તો જણાવ્યું પણ મારાં કિસ્મતમાં શું છે, તે એક વખત જોતો ખરી. મને જો બહુજ ધનવાન પતિ મળે, અને મારે જરા પણ મહેનત ન કરવી પડે, તો હું સુખી થઇશ; હું બીજું કશું માગતી નથી. તોપણ જો હું બાદશાહની બેગમ થઇ શકું, તો મિરિયમ વધુ શું કહું પણ તારા હાથ સોનેથી મઢાવી આપીશ."

મિરિયમે કંઇપણ ન બોલતાં શેરિનનો હાથ ખેંચી લીધો; અને તેનાપર ઝુકી પડી નીચી નજરે ઘણીવાર સુધી કંઇક જોયું. ત્યારપછી તેના હાથપર નજર નાખી કહેવા લાગી, "બેટિ, તારી ઉમર નાની છે, સાદી માટે તું બહુજ ઉતાવળી થઇ છે; ઉતાવળ કરવાથી કશો લાભ નથી, સબૂરી રાખ, સબૂરીનાં ફળ મીઠાં છે. તારાં દુઃખનાં વાદળાં વિખરાવાને હજુ વાર છે! તારાં નસીબમાં હજુ ઘણું દુઃખ લખેલું છે; તારે હજુ ઘણી મુદ્દત બાંદીગિરિ કરવી પડશે.

તારા દેશના લોકો સ્વતંત્ર થતાં તું દેશ જઇશ; ત્યારબાદ તું સુખી થઇશ. તે વખતે તારી સાદી થશે; તને બે છોકરા ને એક છોડી થશે.

મિરિયમ શેરિનનો હાથ છોડી ગુલબેગમ તરફ જોઇ બોલી, "કેમરે સુંદરી, બધાં હાથ બતાવે છે, તું એક ખુંણામાં ખીલાની માફક કેમ ઉભી છે? મિરિયમ બુઢ્ઢી ફકત ખરાબજ બોલતી નથી, સારૂં પણુ બોલે છે; તોપણ તને આટલી બધી બીક શામાટે? જોઉં, તારો હાથ લાવ."

ગુલબેગમ તરતજ તે ઠેકાણેથી નાસી અગાસીપર જઇ ઉભી.

બધાંએ એક બીજાનું અદૃષ્ટફળ જાણ્યું છે, કેવળ ગુલબેગમજ બાકી હતી; તેનાં નસીબમાં શું છે, તે જાણવાની બધાંને તાલાવેલી થવા લાગી. તેઓએ કહ્યું, "ગુલબેગમ, તું શામાટે નાસે છે? આટલા બધા લોક સમક્ષ બુઢ્ઢી શું તને ખાઇ જવાની છે? બ્હીતી નહિ, અહિં આવ."

ગુલબેગમે અગાસીપરથી કહ્યું, "હું શામાટે હાથ બતાવું? તમે સુખ મેળવવા ઇચ્છો છો, તેથી હાથ બતાવો છો. હું તમારી માફક સુખ માગતી નથી, માટે હાથ પણ બતાવવાની નથી. હું બાંદી છું, મારો હાથ બતાવવાથી શું વળવાનું છે?"

સેલિમાએ કહ્યું, "બાંદી પણ બેગમ થાય છે. તારાં નસીબમાં નકી બહુજ સુખ છે, હાથ દેખાડ."

ગુલબેગમે કહ્યું, "હું સુખ માગતી નથી, ધણી પણ માગતી નથી. હું હાથ નહિ બતાવું."

મિરિયમે કહ્યું, "એના નસીબમાં શું છે, તે જાણી તમે દ્વેષ કરો તે માટે ગુલબેગમ હાથ બતાવતી નથી. તેને અહીં ઘસડી લાવો."

પાંચ છ બાંદીઓ ગુલબેગમને પકડી લાવવા દોડી. તેઓ ગુલબેગમને ખેંચી લાવવા લાગી. ગુલબેગમ તેઓના હાથમાંથી છૂટવાનાં ફાંફાં મારવા લાગી. તે કરુણસ્વરે બોલી, "મને છોડી દો, મારો જીવ જતો રહે છે! હું એની પાસે જવાની નથી. એ બુઢ્ઢી મનુષ્ય નથી, શયતાની છે; હું તેને અડકવા માગતી નથી."

સેલિમાએ કહ્યું, "અરે, શું બકે છે ગુલબેગમ? તું શું ધીમેથી વાત કરી શકતી નથી? આગાસાહેબ ઘરમાં છે, એ તેના બરાડા સાંભળી શું ધારશે?"

ગુલબેગમ ઉશ્કેરાઇ જઇ બોલી, "ભલેને સાંભળે, હું તેમની આગળ હમણાંજ તમારા નામપર ફરિયાદ કરીશ; તમે મારા પર અત્યાચાર કરો છો."

સેલિમા બાંદીની વાત સાંભળી ગુસ્સાથી અધીર થઇ લાલ આંખો કરી બોલી, "શું બાંદી, તારૂં આટલું બધું સાહસ! અમારી ફરિયાદ કરવા માગે છે? મને તરછોડે છે?" સેલિમાએ ગુલબેગમના લાંબા વાળ પકડી ભોંયપર પછાડી; ત્યારપછી બધાંએ મળી તેને લાતો ને લાકડીઓ મારી.–ગુસ્સે થએલી અફગાન સ્ત્રી વાઘણ જેવી ભયંકર હોય છે!

મીરમુન્સી ત્યારે ઘેર નહોતા; કાગળ લઇ તે દરબારમાં ગયા હતા, તેથી સેલિમા અને તેની સોબતણો મરજી મુજબ ગુલબેગમને પીડવા લાગી.

એ દરમિઆન શેરિન મિરિયમને ગુલબેગમ પાસે લઇ આવી. ગુલબેગમનાં નસીબમાં શું છે, તે જાણવાની ઇચ્છા શેરિનને સૌ કરતાં વધુ હતી; કારણ કે તે ગુલબેગમનાં રૂપની બહુજ અદેખાઇ કરતી.

મિરિયમને પાસે આવેલી જોઇ ગુલબેગમ ગાંડાની માફક ગર્જના કરી બોલી, "દૂર જા બુઢ્ઢી! તું શયતાની છે; હું તારૂં મ્હોં જોવા ઇચ્છતી નથી. તારી જૂઠી વાત સાંભળવાની નથી. તું જલદી બહાર નહિ નીકળે તો તને મારી હાંકી કાઢવી પડશે."

મિરિયમે કહ્યું, "આ શયતાની સહેલાઇથી હાથ બતાવવાની નથી. તમે તેને ખત્તી કરી પકડી રાખો, જો જો, છૂટી ન જાય; હું તેનો હાથ જોઉં છું."

બાંદીઓએ ગુલબેગમને જમીનપર નાખી પકડી રાખી. સેલિમાએ તેની છાતીપર ઘુંટણ મૂકી કહ્યું, "જો હવે જરાપણ બોલી તો તને ગળું દાબી મારી નાખીશ!" તેણે બંને હાથે ગુલબેગમનું ગળું દાબ્યું. સેલિમાને સંદેહ પડયો હતો કે મીરમુન્સી તેનાં રૂપમાં મુગ્ધ બની તેના પક્ષપાતી થયા છે; એક દિવસ તે નક્કી તેની સાથે સાદી કરશે. ત્યારે મારૂં શું થશે? છેવટે મારે શું ગુલબેગમની બાંદી થવું પડશે? આ વિચારથી તેને શાંતિ વળતી નહોતી. તેનું હૃદય આગના ભડકાથી બળી રહ્યું હતું.

મિરિયમે ગુલબેગમનો હાથ પોતાના હાથમાં લઇ બડબડતાં કહ્યું, "હા, સાદી થશે ખરી, પરંતુ આગા સાહેબ સાથે નહિ.–તારો ધણી બહુ દયાળુ છે! તેની બંદુકની ગોળીથી હો કે, છરીથી હો, પણ તારો જીવ જશે."

સેલિમાએ દૃઢ હાથે ગુલબેગમનું ગળું પકડયું હતું, તેનું ગળું ઘુંટાવા લાગ્યું; આંખો ઉંચી ચઢી ગઇ, તેની આંખે અંધારાં આવ્યાં; ધીમે ધીમે તે બેભાન થઇ પડી. શેરિને તે જોઇ કહ્યું, "ભૂંડું થયું! તમે તેને મારી નાખી; છોડી દો, છોડી દો!"



## પ્રકરણ ૯ મું

### નઠારા સમાચાર

વળી વસંતઋતુ આવી. આકાશમાં કોઇપણ સ્થળે વાદળાં નહોતાં; વસંતઋતુનું સુંદર આકાશ તરંગ વિનાના વિશાળ સમુદ્રની માફક સ્થિર હતું. શાંત હતું, પર્વતો વચ્ચે આવેલાં મેદાનો લીલા પાકથી લચી રહ્યાં હતાં, ઘણે દૂર ધોળા મુગટવાળા પહાડોની હાર હતી. પરંતુ બંદિની ગુલબેગમ કે શેરિને પ્રકૃતિનું આ મધુર દૃશ્ય જોયું નહિ, તે મીર-મુન્સીનાં ઉંચી દિવાલોવાળાં જનાનખાનામાં કેદ હતી. અંતઃપુરના બગીચા સિવાય બીજું એકપણ દૃશ્ય તેને જોવાનું નહોતું.

ગુલબેગમને અફગાનિસ્તાનમાં આવ્યે ચાર વર્ષ થઇ ગયાં છે. માસ પછી માસ, વરસ પછી વરસ ચાલ્યાં ગયાં છે; પ્રકૃતિમાં કેટલોય ફેરફાર થઇ ગયો છે; પરંતુ ગુલબેગમના દિવસો એકજ રીતે ચાલ્યા જાય છે; બહુ દુઃખમાં, બહુજ કષ્ટમાં તેના દિવસો વીત્યા છે. આ ચાર વરસ તેણે ખુદાની કૃપાની ભિક્ષા માગી હતી, પરંતુ વિશ્વદેવતા ક્ષુદ્ર માનવનાં સુખદુઃખથી વિચલિત થયા નહિ. ગુલબેગમની પડતી

રૂપી રાત્રિ વીતી નહિ. પોતાની અવસ્થા ફેરવવા માટે પણ તેને જરા પણ આગ્રહ નહોતો.

શેરિનની વાત જૂદીજ હતી; તેપણ ગુલબેગમની માફક બાંદી હતી, પરંતુ તે તદ્દન સાધારણ હતી. બે વખત પેટ ભરી ખાવાનું મળે અને મજુરી કરવી ન પડે, તેજ તેને મન સુખ હતું! એ સુખ તેને મળતું; સરદારની છોકરી હોવાથી દાસ દાસીઓને તેનાપર દયા આવતી. તે રાત દહાડો ... ધારતી, મારા સુખના દહાડા ક્યારે આવશે, ક્યારે મીરિયમ બુઢ્ઢીનું ભવિષ્ય ફળશે, તે ધારતી હતી કે કોઈપણ રીતે દેશમાં જઈ શકું તો સારૂં; અહીં રહીશ, ત્યાં સુધી રૂપીઆનું મ્હોં જોઇ શકાય નહિ. રૂપીઆના ઢગલાપર બેસી ન શકીએ, ત્યાં સુધી સુખ મળે કે? હવે ક્યાં સુધી અહીં બાંદીગિરિ કરવી પડશે?" શેરિન વખતોવખત ઉતાવળી થઈ જતી, અને હાથમાં કંઇ કામ ન હોવાથી તેના દિવસો પણ જતા નહિ.

ગુલબેગમે માલિકની સેવામાં આત્મસમર્પણ કર્યું હતું; સ્વદેશની સ્વાધીનતા અથવા પોતાની મુક્તિના સંબંધમાં તે કશો વિચાર કરતી નહિ, પરંતુ તેનું બાળપણનું સ્વપ્ન જીવનના મરૂમય મધ્યાન્હમાં વ્યર્થ થયું છતાં તેનાં મનનું તેજ ઓછું થયું નહોતું. અત્યારે તે નામની માત્ર બાંદી હતી, પણ ખરી રીતે માલિકના ઘરની ઉપરિ બની બેઠી હતી; મીરમુન્સી સેલિમા કરતાં તેનાપર વધુ વિશ્વાસ રાખતા, તેનાપર વધુ આધાર રાખતા. તેની સેવામાં કોઇપણ પ્રકારનું કપટ કે સ્વાર્થ નથી, તે વાત તે જાણતા હતા. ગુલબેગમની પ્રકૃતિમાં પણ ઘણો ફેરફાર થઇ ગયો હતો! હવે તે પહેલાંની જેવી અસંતોષી અપ્રિયવાદિની, ચંચળ, યુવતી નહોતી; વયની વૃદ્ધિ સાથે તેનું

યૌવનનું ચાંચલ્ય, વાક્યમાંનો અસંયમ અને અહંકાર ઓછો થઈ ગયો હતો. તે હંમેશાં ઘરકામમાંજ રોકાતી, મીરમુન્સીનાં છોકરાં તેનાં જાણીતાં થઇ ગયાં હતાં; માનાં મરણ પછી તેઓ આટલો બધો સ્નેહ, આટલી બધી સહાનુભૂતિ ગુલબેગમ સિવાય બીજાં કોઈની પાસેથી મેળવતાં નહોતાં. મીરમુન્સી જ્યારે ઘરમાં રહેતા, ત્યારે ગુલબેગમ નાના પ્રકારથી તેનું મન આનંદમાં રાખતી. તેના કાગળપત્રો એકઠા કરતી; જમતી વેળાપણ તેનાથી થોડે દૂર ઉભી રહેતી. કયો ખોરાક તેને ગમે છે તે લક્ષપૂર્વક જોતી, અને પોતાના હાથે તે તૈયાર કરી આપતી. તે તેમની પથારી પાથરતી, તેની નમાજની બધી તૈયારીઓ કરી આપત. ગુલબેગમ મીરમુન્સીને ઘેર સુખમાં છે, એ જોઇ ગુલ-બેગમની માને પણ બહુ સંતોષ વળતો. તેને આશા હતી કે કદાચ એક દિવસ મીરમુન્સી ગુલબેગમ સાથે સાદી કરી પોતાનાં ઘરનો ભાર તેને સોંપશે. ભવિષ્યવાદિની બુઢ્ઢી મીરિયમની ભવિષ્યવાણી તેણે સાંભળી હતી, પણ તે પર તેને બહુ વિશ્વાસ નહોતો. હાલિમા વખ-તો વખત ગુલબેગમને મળવા આવતી; ગુલબેગમ મા પાસેથી દુનિ-યાની ઘણી વાતો સાંભળતી.

ગુલબેગમની મા એક દિવસ તેને મળવા આવી. આવતાંજ તેણે કહ્યું, "આજ તને એક નવીન ખબર આપવાની છું. આજ બજારમાં ગઇ હતી, રસ્તામાં મહમ્મદજાન મળ્યો."

ગુલબેગમની છાતી ધડકવા લાગી, તેનું મ્હોં મલિન થઇ ગયું; તેણે પૂછ્યું, "શું કહે છે ! એ અભાગીઓ અહીં ક્યાંથી મૂવો ?"

હાલિમાએ કહ્યું, "તે તારી તપાસ કરવા આવ્યો છે; તેણે,

તારી વાત પૂછતાં મેં કહ્યું કે હું ગુલબેગમ વિષે કશું જાણતી નથી. મારી વાત સાંભળી એ મને શું કરવાનો હતો; મેં સાંભળ્યું કે તે અત્યારે બહુ ધનવાન થયો છે. અમીરે તેને નોકરીમાં રાખ્યો છે; ઉમરાવો પાસે પણ તેનું ઘણું માને છે ! તે અહીં મોટા મોટા ઉમરાવો સાથે બેસે ઉઠે છે,-અત્યારે તો એ મહમ્મદજાન ફેરવાઇજ ગયો છે."

ગુલબેગમે ગુસ્સે થઇ કહ્યું, "ભલેને ફેરવાઇ ગયો, પરંતુ તે મારી તપાસ કરવા કેમ આવ્યો છે ? તેને મારી શી જરૂર છે ? હું અત્યારે બીજાની બાંદી છું, મારા પર મારા આગા સિવાય બીજા કોઇની સત્તા નથી. તેને જે ચાકરી મળી છે, તે સંબંધી હું કેટલુંક અનુમાન કરી શકું છું; તે સ્વદેશદ્રોહી છે, સ્વદેશના જેઓ મિત્ર હતા, તેઓની વિરુદ્ધ જાસુસીપણું કરી તે અમીરનો પ્રિયપાત્ર થઇ પડયો લાગે છે. શત્રુની આગળ સ્વદેશની શાંતિ, ને સ્વતંત્રતા વેચી તેણે પૈસા મેળવ્યા છે ! નીચ સિવાય એવી રીતે કોઇપણ માણસ પૈસા મેળવે નહિ. પૃથ્વીમાં એવા શયતાનોનો તોટો નથી. !" ગુલબેગમે દીર્ઘનિશ્વાસ મૂકી મ્હોં ફેરવ્યું.

હાલિમાએ કહ્યું, "તે માટેજ તેની વધારે બીક લાગે છે. તે ઇચ્છા કરે તો આપણા પર નાના પ્રકારનાં દુઃખ નાખી શકે છે, તારા પર તે બહુ ગુસ્સે થયો છે ! તેને ખાત્રી થઇ છે કે તારા વાંકથીજ તેને ફોજમાં અપમાન ભોગવવું પડયું હતું. એ કામ તેં સારૂં કર્યું નથી. તું તેને ઘેર જવા ખુશી થઇ, તેથી તે તને કબજે કરવાના પ્રયત્નો કરે છે. તું તેની સાથે સાદી કરી તેને ઘેર રહી હોત તો સારૂં હતું ! તે પણ માણસ છે, બધા માણસ સરખાંજ હોય છે. કોઇ જરા

હાણું, કોઇ ઠીંગણું; કોઇ કાળું તો કોઇ ધોળું; કોઇ સારૂં હોય તો કોઇ નઠારૂં હોય; પરંતુ બુદ્ધિ હોય તો સ્ત્રીઓ બધા પુરુષને પાળેલા વાનરની માફક વશ કરી શકે. જો તેં તેની સાથે સાદી કરી હોત, તો સુખેથી દેશમાં રહી મજા કરી શકત, કાબુલમાં આવી રીતે બાંદીગિરિ કરવી પડત નહિ. તારો બાપ મહમ્મદજાનને બેવકૂફ માનતો, દેશના શત્રુ તરીકે ધિક્કારતો; પરંતુ તેજ મહમ્મદજાન ઉંચે દરજ્જે ચઢયો છે, પૈસા પણ ખૂબ કમાયો છે; અત્યારે અમીરની પાસે પણ તેનું કેટલું બધું માન છે ! અને તારા બુદ્ધિમાન બાપે દેશના મિત્ર બની દેશનું નખ્ખોદ વાળ્યું છે, અત્યારે તે ભિખારીની માફક દેશો-દેશ ભટકે છે; માથું રાખવા જેટલી જગા પણ મળતી નથી ! આપણે અહીં બાંદીગિરિ કરી દિવસો ગુજારીએ છીએ. આ બુદ્ધિ પડી કુવામાં !"

માને મુખે સહન ન કરી શકાય તેવી પિતૃનિંદા સાંભળી ગુલ-એગમનું મુખ ક્રોધથી રાતું થઈ ગયું; તે ગુસ્સે થઇ બોલી, " મા, તું હવેથી કદીપણ મારા પિતાની નિંદા ન કરતી; જો કરીશ, તો હું તારૂં મુખ નહિ જોઉં. તેં હજીસુધી પિતાજીને ઓળખ્યા નથી; તું તેની છાયાનો સ્પર્શ કરવાને લાયક નથી. હું પિતાજીને સારી રીતે જાણું છું; તે મારા જન્મદાતા છે, એ માટે મને બહુજ આનંદ થાય છે. મહમ્મદજાનના પૈસા જોઇ તેને તારો જમાઇ બનાવવાની ઈચ્છા થઇ છે ! પરંતુ હું જન્મોજન્મ અફગાનોની બાંદીગિરિ કરૂં એ કબૂલ, પરંતુ મહમ્મદજાન જેવા દેશના શત્રુને કદી પણ પરણીશ નહિ. "

હાલિમા કન્યાના તિરસ્કારથી નરમ થઇ બોલી, " તું અહીં સુખી છે, તે શું હું જાણતી નથી ? બાંદીગિરિમાં આટલું સુખ કોને

મળે છે ? તે બધું જાણું છું; પરંતુ મારી વાત ધ્યાનપૂર્વક સાંભળ બેટી ! મહમ્મદજાનની સાથે તું સાદી કર એમ હું કહેતી નથી; પરંતુ તારૂં ભવિષ્ય વિચારતાં મને બહુજ સંતાપ થાય છે. મેં સાંભળ્યું છે કે અમીર મીરમુન્સી માટે કન્યા શોધે છે, પરંતુ મીરમુન્સી સાદી કરવા ઇચ્છતા નથી; તેઓ જેમ બને તેમ જલદી દેશમાં જવાને તૈયાર થયા છે ! જો તેઓ દેશમાં જાય, તો પછી તારૂં શું થશે, એ વિચારતાં મને ગમ પડતી નથી. "

ગુલબેગમે કહ્યું, " તે માટે તું એટલી બધી કેમ મુંઝાય છે, નસીબમાં જે લખ્યું હશે, તે કોણ અટકાવી શકે તેમ છે ? "

હાલિમાએ ગુસ્સે થઇ કહ્યું " તું નાની બાળકી છે ? મીરમુન્સી જો બીજે ક્યાંય લગ્ન કરે, તો તારૂં વજન કેટલું રહેશે ? તારામાં જો જરા પણ બુદ્ધિ હોત, તો અત્યાર સુધીમાં મીરમુન્સીને વશ કરી લીધો હોત; અત્યાર સુધીમાં તો તમારાં લગ્ન પણ થઇ ગયાં હોત ! પરંતુ તું પ્રયત્નજ કરતી નથી. ગાંડી છોડી ! તું શું આ રૂપનાં બચકાં ભરીશ ? તારા પર મીરમુન્સીનો પ્રેમ ઢળ્યો છે,–તું લજ્જાને લીધે બધો તાલ બગાડે છે ! "

ગુલબેગમે કહ્યું, " હા, હું નાની બાળકી છું, હું રૂપનાં બચકાં ભરીશ. હું તારી સલાહ માગતી નથી, તું મને કંઇ પણ ઉપદેશ આપવા આવતી નહિ. "

હાલિમાએ કહ્યું, " એકસોવાર આવીશ. મારી છોડી છતાં તારામાં જરા પણ બુદ્ધિ ન આવી, શરમમાંને શરમમાં મરી ગઇ ! મીરમુન્સી આજે એકાદ બીબી લાવે, તો તું કાલે ક્યાં જઇશ, કહે જોઉં ! કાયમને માટે બાંદીગિરિ કરવા માટે શું કાબુલમાં આવી છે ? "

ગુલબેગમ નિશ્વાસ નાખી બોલી, " મા, તું મારા મનનો ભાવ સમજી શકશે નહિ. તને જેમાં સુખ મળે છે, તેમાં મને સુખ મળે તેમ નથી. મારો માલિક મારા પર શ્રદ્ધા રાખે છે, વિશ્વાસ રાખે છે. તે બીજી વખત પરણે, તોપણ તેની નવી બીબી એ મારો અધિકાર લઇ શકશે નહિ. તું સ્ત્રી છે, પુરુષના મનનો ભાવ કેવી રીતે સમજી શકે ? પુરુષોનાં મન નદીના પ્રવાહ જેવાં હોય છે, નાના પટમાં બંધાઇ રહેતાં નથી, એ સ્રોતનું પાણી જે પીએ, તેની તરસ છિપે છે. કુતરાં કે ખચ્ચરો એ પાણીનું પાન કરે તેથી શું તેના પ્રવાહની ગતિ રૂંધાઇ જાય કે અપવિત્ર થાય ? "

હાલિમાએ કહ્યું. " હું પુરુષનાં મન જાણતી નથી, તું ખૂબ જાણે છે ! પુરુષની મેં જેટલી પરીક્ષા કરી છે, તેટલી તેં કરી છે? પુરુષનાં હૃદય સાગર જેવાં છે, અને સ્ત્રીઓનાં હૃદય નદી જેવાં છે; સેંકડો નદી આવી સાગરને મળે છે, ઘણી નદીઓનાં પાણીથી સાગર પુષ્ટ થાય છે; પરંતુ સાગર નદીનું એ ઋણ સ્વીકારતો નથી. તે નદી તરફ જોતો પણ નથી, પોતાના ખ્યાલ મુજબ વર્તે છે. "

ગુલબેગમે કહ્યું, " પરંતુ જ્યારે જુવાળ આવે, ત્યારે સાગરનું પાણી નદીમાં પ્રવેશી નદીને પુષ્ટ કરે છે; નદીના બંને કાંઠા પલાળે છે. નદીને એ પ્રેમના પ્રવાહથી કોણ વંછિત કરી શકે છે ? ખુદાએ નસીબમાં જે લખ્યું હશે તે થશે; તું કે હું શું કરવાનાં હતાં ? આપણે શું ઇરાદાપૂર્વક બાંદી બન્યાં છીએ ? ઇરાદાપૂર્વક કોણ દુઃખને ભેટે ? ખુદાએ મને સ્ત્રી બનાવી છે, હું તેના પ્રત્યે મન રાખી નદીની માફક સાગરને જઇ મળીશ. "

હાલિમાએ કહ્યું, " તારી બુદ્ધિ નાશ પામી છે; તેથી હું સારી

વાત કહું છું છતાં ગુસ્સે થાય છે! જીવનની રમતમાં તું જીતી શકત, પણ કેવળ બુદ્ધિના દોષથી હારવાની અણીપર આવેલી છે; તારાં કિસ્મતમાં ઘણું દુઃખ છે. કોણ જાણે કયા ખરાબ વખતે મેં તને જન્મ આપ્યો હતો!"

ગુલબેગમ માના તિરસ્કાર તરફ લક્ષ ન આપતાં આકાશમાં ઉડતાં કબૂતરનાં ટોળાં તરફ જોઈ રહી હતી. કબૂતર ઉડતાં ઉડતાં નીલ આકાશમાં અદશ્ય થઇ ગયાં: ત્યારબાદ પાછાં આવી ઉંચી દિવાલ પર બેઠાં.

ગુલબેગમ વિચારવા લાગી, સીમાહીન આકાશમાંથી કોણે તેને રસ્તો બતાવી ઘેર મોકલ્યાં?





## પ્રકરણ ૧૦ મું

### જાસુસતી દૂતી

હાલિમા થોડા દિવસ દરરોજ ગુલબેગમને મળવા આવવા લાગી. બીજું કોઇ માણુસ નહોય, ત્યારે તે ધીમેથી અત્યંત આગ્રહ સાથે કન્યાને સમજાવવા લાગી. ગુલબેગમ તેની વાત સાંભળી કદી ગુસ્સે થતી, કદી રડતી, કે કદી હતાશભાવે બેસી રહેતી. મહમ્મદજાન કાબુલમાં બેસી રહ્યો હતો, તેણે પ્રતિજ્ઞા લીધી હતી કે ગુલબેગમને કઠોર શિક્ષા કર્યા સિવાય કાબુલ છોડવું નહિ. હાલિમા મહમ્મદજાનનો ઇરાદો સમજી ગઇ હતી. તેને મહમ્મદજાનની બીક લાગતી; મહમ્મદજાન ગુલબેગમનું અનિષ્ટ કરી શકે, એ પણ તે જાણુતી હતી. ગુલબેગમ જો કોઇપણ રીતે મીરમુન્સીની પરણિયતં સ્ત્રી થઇ શકે, તો મહમ્મદજાનના પ્રયત્નો નિષ્ફળ જાય, મીરમુન્સીની સ્ત્રી પ્રતિ તે કોઇપણ પ્રકારનો જુલમ ગુજારવાનું સાહસ કરશે નહિ, એમ ધારી હાલિમા મીરમુન્સી સાથે વિવાહ કરવા માટે પોતાની દીકરીને વારંવાર સમજાવવા લાગી.

ગુલબેગમે મનમાં વિચાર કર્યો, "મા આગાનો સ્વભાવ જાણુતી નથી, મારેજ તે ધારી બેઠી છે, કે હું પ્રાર્થના કરૂં કે તરત તે મારી સાથે સાદી કરવા તૈયાર થશે ! મારા જેવી તુચ્છ

આંહી શું તેના પ્રેમને યોગ્ય છે ? હું તેની ચક્ષુએ રમકડું માત્ર છું; તેઓ મને લઇ સુખી થઇ શકે ? તે દેવતા છે, હું તેનો ગરીબ ભક્ત છું; તેની સેવા કરતાં મારી ભક્તિ સાર્થક થાઓ. હું તેમને પતિરૂપે મેળવું, એવાં પુણ્ય મેં ક્યાં કર્યાં છે ? " ગુલબેગમ મીરમુન્સીને ચાહતી હતી, પરંતુ એનો પ્રેમ મોહનો વિકાર નહોતો, તે આગના મહિમાથી પરિપૂર્ણ હતો. રૂપજ મોહ મીરમુન્સીનાં હૃદયમાં પણ સ્થાન મેળવે તેમ નહોતું; ભગવાનની ભક્તિથી મીરમુન્સીનું હૃદય પરિપૂર્ણ થઇ રહ્યું હતું. તેઓ ધારતા હતા કે ખુદાએ મને મનુષ્યજાતિની સેવા માટે મોકલ્યો છે; માનવનું હિત ચાહવું-કરવું એજ મારાં બાકી રહેલાં જીવનનો હેતુ છે. મીરમુન્સી વખતોવખત વ્યાકૂળ થઈ જતા તેનું કારણ ગુલબેગમ સમજી શકતી નહિ; તે ધારતી હતી કે મારી સેવામાં ભૂલ થાય છે. પરંતુ તે પોતાની ભૂલ ખોળી શકતી નહિ.

એક દિવસ હાલિમાએ ગુલબેગમને કહ્યું, " આજ બજારમાં મહમ્મદજાન મળ્યો હતો. તેણે મને પોતાને ઘેર આવવાની તાણ કરી, તેથી હું તેને ઘેર ગઇ હતી; મકાન જબરૂં છે, તોપણ તારા આગાનાં મકાનની પેઠે શણગારેલું નથી, તેને ઘેર તેની બુઢ્ઢી મા, બ્હેન, ને બનેવી આનંદ કરે છે. દાસદાસીઓનો પણ તોટો નથી ! "

ગુલબેગમે પૂછ્યું, દાસદાસીઓ આપણા દેશનાં છે ? "

હાલિમાએ કહ્યું, " હા બ્હેન, તેઓમાંના બધા હાજરા છે; કાબુલમાં શું હાજરા દાસદાસીઓનો તોટો છે ? મેં સાંભળ્યું કે મહમ્મદજાનને એ બધાં દાસદાસી ખરીદવાં પડયાં નથી, અમીરે બક્ષીસ આપેલ છે. અમીર મહમ્મદજાનને પરણાવવાનો છે, મહમ્મદજાનનાં સુખની સીમા નથી ! "

ગુલબેગમે કહ્યું, "તેનું સુખ તેની પાસેજ ભલે રહ્યું! માતૃભૂમિનું નખ્ખોદ વાળી જેઓ સુખ મેળવે, તેઓ સ્વદેશદ્રોહી છે; તેઓનું મુખ જોવાથી પણ પાપ લાગે છે."

હાલિમાએ ગુસ્સે થઇ કહ્યું, "તારી તો એકજ વાત છે! તે બુદ્ધિમાન છે, માટે તેની ઉન્નતિ થઇ છે; તેથી આજે તે આટલું બધું સુખ ભોગવે છે. આપણા દેશના જે શિરતાજ હતા–તેઓએ પોતાના પગ પર કુહાડો મારી દેશનું કેવું હિત કર્યું છે? ઉલટું તારા બાપ જેવા બગુચકોએજ દેશને બહુ નુકસાન કર્યું છે. તેઓએ જો અમીર સાથે લડાઇ ન કરી હોત તો શું આપણી આવી દુર્દશા થાત? મહમ્મદજાન પણ એ બધા બેવકૂફોનાં ટોળાંમાં ભળ્યો હોત તો તેને કશો લાભ થાત નહિ, ઉલટું તે અત્યારે વિપત્તિના સાગરમાં ડુબકાં ખાતો હોત."

ગુલબેગમે કહ્યું, "તે ઠીક છે; પરંતુ મહમ્મદજાન તને તેને ઘેર શામાટે લઇ ગયો હતો? તારી સાથે તેને એટલો બધો શો સંબંધ?"

હાલિમાએ કહ્યું, "સંબંધ ન હોય તેથી શું, તે આપણા દેશનો તો છેને! આપણે બુદ્ધિના દોષથી કેવું દુઃખ ભોગવીએ છીએ, અને તે કેવી મજા કરે છે તે બતાવવા માટે મને તેને ત્યાં તેડી ગયો હતો. ઘર કેવાં સાફસુફ હતાં; બગલાની પાંખ જેવાં સફેદ બિછાનાં, દાસદાસીઓ તેની સેવામાં હાજર રહે છે! તે તને પરણવા ચાહે છે; મીરમુન્શી સાથે તારી શાદી થવાનો સંભવ નથી, તો પછી તું તેની પાસે જાય તો શો વાંધો છે? એટલા પૈસાની ધણિઆણી થવું એ શું થોડી વાત છે? મહમ્મદજાને મને કહ્યું," જૂઓ મા, હું આવશે.

મોટાં ઘરમાં રહું છું, મારે આટલા દાસ છે, આટલી દાસીઓ છે; પરંતુ ગુલબેગમ વિના મારૂં ઘર સુનકાર લાગે છે! તે હજુપણ મને પરણવા માગતી હોય, તો તેને બાંદીગિરિ કરવી પડશે નહિ, અમીર સાહેબ પાસે તેને મુક્ત કરાવીશ. પરંતુ જો તે સહેલાઇથી મારી સાથે સાદી ન કરે, તો હું યુક્તિપૂર્વક તેને તાબામાં લઇશ. મારે તેની સાથે કઠોર વ્યવહાર ચલાવવો પડે; તે શું સારૂં છે ? તે મોટા મામુસની બાંદી છે, પરંતુ મારી ઇચ્છા હોય તો હું તેને તેના માલિક પાસેથી મેળવી શકીશ. ગુલબેગમના માલિકના દુશ્મનોનો તોટો નથી; જો હું તેમને મદદ કરૂં તો તેઓ જરૂર મારા કહેવા પ્રમાણે કરે. તેઓનું ટોળું નાનું નથી, તેઓની શક્તિ પણ થોડી નથી. મીરમુન્સીની શક્તિ નથી કે તેઓને દબાવી દે. તેઓના ઘણા જાસુસો છે, સ્ત્રીઓ પણ તેઓનું જાસુસીપણું કરે છે! તેઓ મીરમુન્સીના ઘરની બધી વાત જાણે છે. મીરમુન્સી સાવચેતી ન રાખે તો તે બચવાના નથી. ગુલબેગમ માટેજ મીરમુન્સીનું માથુ જશે, એ વાત તમને જણાવી દઉં છું. હું ગુલબેગમને વશ કરવા માગું છું; તેને તાબે કરવા માટે મારે જહાનમમાં જવું પડે, તો તેમ કરવાને પણ તૈયાર છું. મારા મુખનો કોળિઓ બીજો લઇ જાય, એ હું સહન કરી શકીશ નહિ. જો તે સહેલાઇથી મારે તાબે નહિ થાય, તો હું તેને છળથી, બળથી કે કોશલથી અહીં લઇ આવીશ અને તેનાં શરીરના ટુકડે ટુકડા કરી કુતરાંઓને ખવરાવીશ. જો તમે તમારી છોકરીનું ભલું ઇચ્છતાં હો તો તેને કહો કે તે મારી સાથે સાદી કરે; નહિતો તેનું મરણ પાસે આવ્યુ સમજજો. તે વખતે તમે મને ન કહેવાં કે " મહમ્મદજાન, દેશનો માણસ છે, તારા હાથે આવું કામ થયું ?"–હું પ્રથમથી તમને સાવચેત કરી દઉં છું. "

ગુલબેગમે કહ્યું, "મા, તું તેની બધી વાત ખરી માની આ-ટલી બધી બ્હીક કેમ રાખે છે? તે જંતુ જેવો તુચ્છ છે, તે મારા માલિકનું શું બૂરૂં કરવાનો હતો? આગા શું તેના જેવા તુચ્છ જા-સુસની ખાતર બરદાસ કરે? મારા માલિક હાથી સમાન છે, અને મહમ્મદજાન મચ્છર સમાન છે; મચ્છર શું હાથીને નુકસાન કરી શકે?"

હાલિમાએ કહ્યું, "એ વાત ખરી છે, પરંતુ તારા હાથીના દિવસો પરવાર્યા છે, તેની શક્તિ ધીમે ધીમે ઓછી થતી જાય છે; હાથી કાદવમાં પડયો છે! હવે તો દેડકાં પણ તેનાં શરીર પર બચકાં ભરી જાય તેમ છે. અત્યારે જો વાઘનું ટોળું આવી હાથી પર હુમલો કરે, તો તે કેવી રીતે પોતાનો બચાવ કરી શકશે? તા-રો માલિક જેમ બને તેમ જલદી મુશ્કેલીમાં આવી પડશે, વખતસર ચેતવું સારૂં છે. હું તારી મા છું, તારૂં ભલું ઇચ્છવું એ મારૂં કર્તવ્ય છે; તેથી હું તને ઉપદેશ આપું છું."

ગુલબેગમે કહ્યું, "મા, તું એ શયતાનનાં મનનો ભાવ સમ-જી શકી નથી; તેની માગણી સ્વીકારૂં તો મારાં દુઃખનો પાર રહેશે નહિ. મારા પર તે બહુ ગુસ્સે થયો છે, મને કેવી રીતે શિક્ષા કર-વી તેના ઉપાયો તે શોધ્યા કરે છે. એક વખત જો હું તેના હાથમાં સપડાઉં, તો તે મારા ટુકડે ટુકડા કરી કુતરાંને ખવરાવે તેમાં કશો શક નથી. હું સહેલાઇથી તેને આશરે જાઉં, તો મને પકડાવાની મહેનત ન કરવી પડે; તે માટેજ તે તને ભુલાવવાનો પ્રયત્ન કરે છે. તે બધું મારાં સુખ માટે નથી. અને જો તેને આશરે રહેવાથી મને સુખ મળતું હોય, તો પણ તેવું સુખ હું ઇચ્છતી નથી. હાજરાના વજીરની

કન્યા શું અમીરના તુચ્છ જાસુસ–સ્વદેશદ્રોહીની પત્ની થઇશ ? તેના કરતાં બાંદીગિરિ હજારગણી ઉત્તમ છે, મા, તારી બુદ્ધિ ફરી નહોત તો તું કદી પણ મહમ્મદજાનની બીબી થવાનો મને ઉપદેશ ન આપત; હું મહમ્મદજાનને ઘેર ઘણા દહાડા રહી છું, તેના સ્વભાવ વિષે હું બહુ જાણું છું. તું હવેથી તેની છાયા પણ ઓળંગતી નહિ; જો જે, તે તારાવડે મારા માલિકના ઘરની કોઇ પણ વાત મેળવે નહિ. મને ખાત્રી છે કે તે તે માટેજ તને વશ કરવાનો પ્રયત્ન કરે છે. તે અમીરનો છુપો જાસુસ છે. આ દેશ કેવો છે, તે તું જાણતી નથી; આ દેશમાં બાપનાં છિદ્રો તપાસવા છોકરાને છુપો જાસુસ બનાવવામાં આવે છે, મા વડે દીકરીનું નખ્ખોદ વળાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે! મહમ્મદજાન મળે તો તું તેની સાથે હોશિયારીથી વાતો કરજે. તું તેની સાથે વધુ સંબંધ રાખે, એ મને પસંદ નથી. મને લાગે છે કે મહમ્મદજાને તારી પાસેથીજ મારો પત્તો મેળવ્યો છે; નહિ તો હું ક્યાં છું તેની વાત તે કેવી રીતે જાણી શકે ? જે દિવસે તે તને પહેલવહેલો મળ્યો, ત્યારે તેણે તને શું કહ્યું હતું, તે યાદ છે ? ”

હાલિમાએ કહ્યું, “ખુદાના કસમ, મેં તેને તારા સંબંધમાં કશું કહ્યું નથી; કેવળ વાતવાતમાં એટલું કહી દીધું હતું કે “અત્યારે તે સારી જગાએ છે. તે જેની પાસે છે, તે મુસીબતમાં તેનો સારી રીતે બચાવ કરી શકે તેમ છે, તેનો માલિક જેવો તેવો નથી.” પરંતુ તું ક્યાં છે, તે વાત મેં તેની આગળ કરી નથી. હું શું તારી શત્રુ છું કે જેથી તને નુકસાન થાય, એવું કામ કરૂં.”

ગુલએન્દામે કહ્યું, “મહમ્મદજાનને તું વારંવાર મળે છે; તેણે

તને કોઇ પણ દિવસ આ મકાનમાં પેસતી કે નીકળતી જોઇ છે? તેણે તારી સાથે આવી મારો પત્તો મેળવ્યો જણાય છે."

હાલિમાએ કહ્યું, "ખુદા ખુદા, એ શું ખરૂં છે? તે દિવસે તે બજારમાં પહેલવહેલો મળ્યો. ત્યાર પહેલાં તે કદી પણ મળતો નહિ. તે અત્યારે મોટો માણસ બન્યો છે, તે મારા જેવી બાંદી સાથે અહીં આવે, અગર રસ્તામાં ઉભો ઉભો વાત કરે, એ શું સંભવિત છે? એમ કરવાથી તેની આબરૂ રહે? તું અત્યારે ક્યાં છે, તે વાત તેણે બીજા કોઇ પાસેથી જાણી હશે, આ સિવાય ઘણા છુપા સમાચારો તે જાણે છે. એ બધી વાત હું તેને શા માટે કહું?"

હાલિમા આ વચનો બોલી ખરી, પરંતુ ગુલબેગમને ખાત્રી થઈ કે મહમ્મદજાનને મારી મા પાસેથીજ મારા સમાચાર મેળવ્યા છે. મહમ્મદજાન પોતાની વિરુદ્ધ શું તરકટ કરે છે, તે સમજી ન શકવાથી ગુલબેગમ બહુજ ઉત્કંઠિત થઇ રહી.





## પ્રકરણ ૧૧ મું

### બાંદીની સલાહ

એક દિવસ મીરમુન્શી દરબારમાં જવા તૈયાર થતા હતા, ગુલબેગમ તેને પગરખાં પહેરાવતી હતી; તેણે ગુલબેગમને કહ્યું, "ગુલબેગમ, આજ તને થયું છે શું ? તને લાકડી લાવવાનું કહ્યું, તો તું છત્રી લાવી; અત્યારે વળી ડાબા પગનું પગરખું જમણાપગમાં પહેરાવે છે ! આનું કારણ શું ? "

ગુલબેગમે કહ્યું, " આગાસાહેબ, મારી કસુર માફ કરો. આજ મારૂં મન સારૂં નથી, એક ખરાબ સમાચાર મળવાથી મારૂં મન બહુ ગભરાય છે. "

મીરમુન્સીએ દયા દર્શાવતાં કહ્યું, ''ખરાબ સમાચાર તે શા છે ?

ગુલબેગમ આનાકાની કરતી છેવટે ધીમેથી બોલી; આગા-સાહેબ, : મારી બેઅદબી માફ કરશો, મારા પોતાના સંબંધના કોઇ પણ મંદ સમાચારથી હું ગભરાઇ નથી. કેટલાક દિવસ થયાં સંભળાય છે કે 'અમીરસાહેબ આપનાપર ગુસ્સે થયા છે, બીજું કોઇ આપની જગોએ નીમાવાનું છે; આપને કેદ કરવામાં આવશે ! પછી શું થશે, તે ખુદા જાણે. "

મીરમુન્સી એકાએક ગંભીર બની ગયા, તે કંટાળાભર્યા અવાજે બોલ્યા, " આ બધી વાતો મારાં જનાનખાનાંમાં કોણ લાવે છે ? તું પણ એ બધી વાતો કેમ સાંભળે છે ? મારી વાતચીત કરવાનો બાંદીને શો અધિકાર છે ? "

ગુલબેગમે કહ્યું, " હું બાંદી છું ખરી, પરંતુ માલિકનું હિત ચાહનારી છું; બીજી વાત હોત તો હું કાને ન આપત. મને મારી મા પાસેથી આ સમાચાર મળ્યા છે; આપને સાવચેત કરવા માટે મારી માએ આ સમાચાર મને કહ્યા છે. આપ મારા તરફ ગુસ્સો ન કરતા; બાંદીની વાત માની આપ તેને ઉડાવી ન દેતા. આગાસાહેબ, થોડી મુદતમાં આપને મુશ્કેલીમાં આવી પડવું પડશે; આપ વખતસર ચેતો. "

મીરમુન્સીએ પોતાના પગ પાસે બેઠેલી યુવતીનાં મ્હોં સામું તીક્ષ્ણ દૃષ્ટિથી જોયું, ગુલબેગમની આંખોમાંથી આંસુ વહ્યાં જતાં હતાં. ગુલબેગમ ફરીથી બોલી, " આગાસાહેબ, મારે પણ ભારે મુસ્કેલીમાં આવવું પડશે; પરંતુ હું મારે માટે વ્યસ્ત નથી; અલ્લા આપને સુખી રાખે. "

મીરમુન્સીએ પૂછ્યું, "તારાપર શી મુસ્કેલી આવી પડવાની છે ? "

ગુલબેગમે કહ્યું, " મહમ્મદજાન મારો મહા શત્રુ છે; મારૂં ખૂન કર્યાસિવાય તેને શાંતિ વળવાની નથી. તે ફક્ત તક શોધે છે. તે જાણે છે કે હું આપની બાંદી છું; હું આપને ઘેર છું તેથીજ તે મને મેળવી શકતો નથી. તે મને સપડાવવાનો પ્રયત્ન કરી રહ્યો છે. આપે એક દિવસ મને કહ્યું હતું કે અહીંનો કોટવાળ મારો એક મોટો

શત્રુ છે. મહમ્મદજાને કોટવાળ સાથે દોસ્તી કરી છે; આપની વિરુદ્ધ કોટવાળ સાથે તે તરકટ કરે છે! મહમ્મદજાન અમીરસાહેબના કાન ભરશે; આપ રાજદ્રોહી છો તે સાબીત કરશે. મારા પિતા એક રાત્રિ આપના ઘરમાં અતિથિ તરીકે રહ્યા હતા, તે મહમ્મદજાનના જાણુ-વામાં આવ્યું છે. રાજદ્રોહીને આશ્રય આપનાર તરીકે આપના પર ફરિયાદ મંડાતાં આપ કેવી રીતે બચાવ કરી શકશો? મહમ્મદજાન પહેલાં આપનું નખ્ખોદ વાળ્યાબાદ અમીરસાહેબ પાસેથી મને ઇનામ દાખલ માગી લેશે. હું તેના તાબામાં જઇશ કે તરત તે મારા ટુકડે ટુકડા કરી મારું માંસ કુતરાંઓને ખવાડશે! હું મહમ્મદજાનને ઓળખું છું; તે માણસ નથી, શયતાન છે. તે જે કરવા ચાહે છે, તે નક્કી કરશેજ. આપનો નાશ કર્યા સિવાય તે મને મેળવી શકશે નહિ; તેથી તેણે પ્રતિજ્ઞા કરી છે કે પ્રથમ આપનો નાશ કરવો."

મીરમુન્શી કંઇપણ ન બોલતાં ઉંચું જોઇ રહ્યા. તેનું મન તે વખતે ચિંતાવશરતું નહોતું.

માલિકને મુંગા રહેલા જોઇ ગુલબેગમ ફરીથી બોલવા લાગી, "આગાસાહેબ, હવે હું શું કરૂં? આપ જો વિપદમાંથી છૂટવા માગતા હો, તો મને તજી દો; મારા માટેજ આપને આ વિપદમાં પડવું પડે છે. મને છોડી દો, હું દેશમાં ચાલી જાઉં. હું મહમ્મદ-જાનની આંખમાં ધૂળ નાખી દેશમાં નાસી જઇ શકીશ; જો તેમ ન કરી શકું તો પછી ખુદાએ ધાર્યું હશે તે થશે. એક તુચ્છ બાંદીને માટે આપ શામાટે મુસ્કેલીમાં આવી પડો? અને જો મારી બેઅદબી માફ કરો તો એક વાત કહું. આપનું શરીર તંદુરસ્ત નથી, કઠણ પરિશ્રમથી આપનું શરીર નખાઇ ગયું છે, આપને વિશ્રાંતિની જરૂર

છે. આપે દેશમાં જવામાટે ઘણો આગ્રહ બતાવ્યો હતો; પરંતુ આપને રજા મળે એવી આશા નથી, એમ પણ મેં સાંભળ્યું છે. આપ છુપી રીતે દેશમાં નાસી જતા નથી કેમ ? અત્યારે આપ સામાન્ય પ્રયત્ને આ દેશ તજી જઇ શકશો; પરંતુ અલ્લા ન કરે પણ જો આપ બંદી બનો તો પછી નાસી જવાનો રસ્તો નહિ રહે. આપ હવે કેટલા દિવસ સ્વતંત્ર રહેશો. તે ખુદાજ જાણે છે. આ દેશમાં કોને, કયારે, શું થશે તે કહી શકાય તેમ નથી. આજે જે અમીરને પ્રિય હોય, તેને કાલે પ્રાણદંડની સજા પણ થઇ શકે છે ! વિશ્વાસઘાત, તરકટ, છૂપીહત્યા વગેરે બધું આ દેશમાં સંભવિત છે. આગાસાહેબ, આપ મારી વાત માનો, છુપી રીતે આ દેશમાંથી નાસો. ”

ગુલબેગમે એકદમ ઉઠી બારી બંધ કરી–કોઇ છુપી રીતે વાત ન સાંભળે, તે માટે એટલી સાવચેતી રાખવાની જરૂર હતી.

મીરમુન્સી ક્ષણકાળ ચિંતા કરી ગંભીર સ્વરે બોલ્યા, “ ગુલબેગમ, તેં જે વાત કરી તે ખોટી માની ઉડાવી શકતો નથી. ખરે ખર આ દેશમાં બધું સંભવિત છે; અહીં મારા જેવા ઉંચી પદવીના વિશ્વાસુ અમલદારનું જીવન પણ દગાખોર લોકોનાં તરકટથી વિપત્તિમાં આવી પડે, તેમાં નવાઇ જેવું કશું નથી, તારા પિતા છુપી રીતે મને મળવા આવ્યા હતા. જો કે મેં તેને કોઇપણ જાતની મદદ કરી નહોતી, અથવા રાજદ્રોહ માટે તેને મારી પાસેથી જરાપણ ઉત્સાહ મળ્યો નથી; તોપણ તે રાજદ્રોહી હતા. રાજદ્રોહીને એક રાત્રિ માટે પણ મારે ઘેર આશ્રય આપ્યો હતો; એ એક મહાન અપરાધ છે. એ માટેજ એ વાત મેં બની શકી તેટલી છુપી રાખી હતી; પરંતુ મને લાગે છે કે એ વાત જાહેર થઇ ગઇ છે. કદાચ તે

વાત જેમ બને તેમ જલદી અમીરસાહેબના કાનપર પહોંચી હશે. કદાચ મારા શત્રુઓ તેને એમ પણ સમજાવશે કે હું વિદ્રોહી હાજશાઓ સાથે તેમની વિરુદ્ધ તરકટ કરૂં છું. અમીર તે પર વિશ્વાસ રાખશે કે નહિ તે કહેવું મુશ્કેલ છે. માટે મારૂં જીવન સંકટમાં આવે તેવો સંભવ છે; કયે વખતે મારૂં માથું જશે, તે નિશ્ચિતપણે કહી શકાય નહિ. જે માલિકનાં ભલાં માટે હું આટલી મહેનત કરૂં છું, તેનીજ આજ્ઞાથી કદાચ મારે ફાંસીને લાકડે ઝૂલવું પડશે. તુંજ મારાં દુઃખનું મૂળ છે તું મારે ઘેર આવી ત્યારથી હું જરાપણ શાંતિ મેળવી શક્યો નથી, હંમેશાં નવી નવી મુશ્કેલીઓ મને વીંટાતી આવી છે બાંદી, તારે માટેજ મારૂં સત્યાનાશ વળ્યું; મેં અજાણતાં ઘરમાં ઝેરી નાગ પોષ્યો !–" મીરમુન્સી બંને હાથે મ્હોં ઢાંકી મુંગા મુંગા રૂદન કરવા લાગ્યા; એક ક્ષણને માટે તેનું સાહસ, ધૈર્ય, મનનું બળ બધું છુપાઇ ગયું.

મીરમુન્સીનાં વચનોથી ગુલબેગમને અતિશય ખોટું લાગ્યું. જે માલિકનાં સુખને માટે તે કંઇપણ સંકોચવગર આત્મવિસર્જન કરવા તૈયાર હતી, જેને સુખી કરવા સિવાય તેનાં જીવનનો બીજો ઉદ્દેશ, બીજું વ્રત નહોતું, છેવટે તેજ તેને અપરાધિની માને છે ! ગુલબેગમ ગદગદ સ્વરે બોલી, આગાસાહેબ, આપને આ પ્રમાણે મુશ્કેલીમાં ઉતાર્યા પહેલાં મારૂં મરણ થયું હોત તો સારૂં હતું, આ અભાગણીને આપે શામાટે આશ્રય આપ્યો હતો ? જે ઝાડની છાયા નીચે આશ્રમ ગ્રહણ કર્યો છે–તેનાંજ મૂળમાં કુહાડના ઘા કર્યા ? મારાવડે મારા માલિકનું બૂરૂં થાય એ સહન થઇ શકે તેવું નથી. હાય, જો હું મારો જીવ

આપી આ મુશ્કેલી દૂર કરી શકતી હોત, તો આજ ક્ષણે આ તુચ્છ પ્રાણ વિસર્જન કરત, પરંતુ આગા, અત્યારે આપ આમ કરો તેથી કશો લાભ નથી, મારી સલાહ માનો; હજુ પણ વખત છે. કાબુલની ચારે બાજુએ પચીસ ગાઉ સુધીના કોઇપણ રસ્તા આપનાથી અજાણ્યા નથી. આપ જ્યાં જશો, ત્યાં બધા માણસો આપને આદરમાન આપશે; બધા શક્તિમુજબ આપને મદદ કરશે. આપ વેગવાન ઘોડાપર બેસી જેમ બને તેમ જલદી અફગાનિસ્તાનની સરહદ તરફ નાસો; હુંપણ છુપાવેશમાં આપની પાછળ આવું છું. ત્યારબાદ આપને સાથે લઇ હાજરા પ્રદેશના પર્વતોના એકાંત ભાગમાં પ્રવેશ કરશું; ત્યાંના દરેક રસ્તાથી હું જાણીતી છું; તે દેશમાં શત્રુઓ આપનો પત્તો મેળવી શકશે નહિ. હું આપને એકાંત ગુફાઓમાં છુપાવી રાખીશ. તક મળતાં આપ ત્યાંથી છુપી રીતે આપને દેશ–પેશાવર નાસી જજો. આપ આજ્ઞા આપશો તો હું પણ આપની સાથે આવીશ."

મીરમુન્સીએ એક વખત તીક્ષ્ણદૃષ્ટિથી ગુલબેગમને પગથી તે માથા સુધી જોઇ લીધી; પરંતુ તેની સલાહથી તેનામાં જરાયે ઉત્સાહ ન આવ્યો તે બોલ્યો, "મારી લાકડી લાવ; મને ફાડી ખાવા તૈયાર થયેલા કુતરાઓને સઉ પહેલાં મારે હાંકી કાઢવા જોઇએ. તારી સલાહ વાજબી છે કે ગેરવાજબી તે તપાસવા જેટલો અત્યારે સમય નથી; પરંતુ એ વાત નકી છે કે જો તારી સલાહ માનું તોપણ તને સાથે લઇ શકીશ નહિ. સ્ત્રીઓ પુરુષોને ભાર રૂપ છે; સ્ત્રીઓ સાથે હોયતો પુરુષને રસ્તામાં બહુજ મુશ્કેલી નડે છે, નવી નવી મુશ્કેલી આવ્યા જ કરે છે. તું મારી સાથે આવવાની આશા છોડી દે. જો હું એકલો નાસું, તોપણ હું એકલોજ જઇશ, તને અગર બીજા કોઇને સાથે

લઇશ નહિ, તું સાથે હોય તો થોડે દૂર જતાં ન જતાં મારે પકડાવું પડશે; તેથી તું પણ મુશ્કેલીમાં આવી પડીશ, હું પણ મુશ્કેલીમાં આવી પડીશ."

ગુલબેગમ વ્યાકૂળ થઇ બોલી, "આગાસાહેબ, ત્યારે શું આપ મને નિષ્ઠુર મહમ્મદજાનના પંજામાં છોડી જશો? તેણે પ્રતિજ્ઞા કરી છે કે મારા ટુકડે ટુકડા કરી કુતરાંને તૃપ્ત કરવાં. આગા, મેં કદી ધાર્યું નહોતું કે જે અભાગણી આપને શરણે આવેલી છે, આપને આશરે રહે છે, તેને—"

મીરમુન્સી અધિરાઇથી બોલ્યા, "ચૂપ કર ગુલબેગમ; તું શું તારૂં જીવન બચાવવા માટેજ મને નાસી જવાની સલાહ આપતી હતી? તું નાસવા માગે છે તેથી મને પણ નાસવાનું કહેતી હતી? તું આટલી બધી સ્વાર્થી છે, એમ મેં નહોતું ધાર્યું. જા, જલદી મારી લાકડી લાવ. હું તારી કશી વાત સાંભળવા માગતો નથી."

ગુલબેગમ ગઈ નહિ, માલિકના ચરણમાં પડી તે ગદગદ સ્વરે બોલી ઉઠી, આગાસાહેબ, મને આપ એટલી બધી સ્વાર્થી ન ધારતા; હું આપનાં ભલાં માટે હસતાં હસતાં મરી શકું છું, હું હાજરાની છોકરી છું, જીવના ડરથી ડરતી નથી; એક દિવસ મરવાનું તો છેજ, એ દિવસ વહેલી મરૂં કે મોડી મરૂં તેમાં કંઇ ફાયદો ગેરફાયદો નથી. આપ મને મૂકી ચાલ્યા જાઓ; મારા નસીબમાં જે લખ્યું છે, તે ભલે બને. જો ખુદાએ મારૂં રક્ષણ કરવાનું ધાર્યું હશે, તો લાખો મહમ્મદજાન આવશે તો પણ મને કશું નુકસાન કરી શકશે નહિ. હું કેવળ આપના ઉદ્ધારની વાત વિચારૂં છું; દુર્ગમ ડુંગરાળ રસ્તાઓમાં આપને રસ્તો કોણ બતાવશે, આપ થાકી જશો ત્યારે આપની સેવા

કોણ કરશે ? આપને મિત્રોને તોટો નથી, આપનું મન રાજીમાં રાખવા તેઓ આપને વીંટાઇ વળે છે, તે હું જાણું છું, પરંતુ ખરે વખતે તેઓ આપના તરફ જોશે ખરા ? ના, તેઓ કદી તેમ કરવાના નથી, હું સ્ત્રી છું, પરંતુ માનવ સ્વભાવ વિષે મને થોડો ઘણો અનુભવ છે; જેઓના પર પૂર્ણ વિશ્વાસ રાખી શકો, એવો મિત્ર આપને આ અફગાન મુલકમાં એક પણ મળવાનો નથી."

ગુલબેગમની વાત મીરમુન્સીના હૃદયમાં ઉતરી ગઈ. તે સમજી ગયા કે તેની વાત ખોટી નથી; સુખના દિવસોમાં તેના કૃપાકટાક્ષ મેળવવા માટે ઘણા માણસો તેની પાછળ અથડાતા હતા, પરંતુ દુઃખના દિવસોમાં જ્યારે વિપત્તિનાં વાદળાં તેના માથા પર એકત્ર થઇ વજ્રપાત કરશે,ત્યારે તેને કોની મદદ મળવાની હતી, કોના પર વિશ્વાસ રાખવાનો હતો ?–મીરમુન્સીએ ગુલબેગમનાં મ્હોં સામું જોયું.

ગુલબેગમ જાણી ગઇ કે તેમના હૃદયમાં ચિંતાની લહરિઓ ઉઠે છે, સંશય સમુદ્રનો કિનારો તેઓ જોઈ શકતા નથી. ગુલબેગમે ફરીથી કહ્યું, "આગાસાહેબ, હું સાધારણ સ્ત્રી છું, પણ મને નાનપણથીજ પુરુષને લાયક કેળવણી આપવામાં આવી છે. મેં પુરુષની પેઠેજ કસરત કરી શરીર કસ્યું છે, હું પુરુષની માફક હથિયાર વાપરતાં શીખી છું, પુરૂષના જેવીજ મારા શરીરમાં શક્તિ છે; હું એકલી પાંચ પુરુષની હરિફ થઇ શકું તેમ છું. વળી હું પુરૂષનો પોશાક ધારણ કરૂં છું, તો કોઇ પણ સ્ત્રી ધારી શકતા નથી. ઘણાખરા યુવકો કરતાં મારૂં શરીર લાંબુ છે, મારૂં સાહસ પણ પુરુષ કરતાં ઓછું નથી. દેશમાં એક વખત હું વાઘના મુખમાંથી બકરું ખેંચી લાવી હતી, કોઇ પણ સાહસિક પુરુષ પણ તેમ કરી શકશે કે નહિ

તે સંદેહ પડતી વાત હતી. મને કશો ભય નથી; પરંતુ પૃથ્વીપર હું બે બાબતોથી બહુ બીહું છું, આપનું અપમાન અને મહમ્મદજાનની શયતાની. આ બે બાબતો મને બહુજ ડરાવે છે. તો પણ જો મને એવી ખાત્રી થાય કે આપ બીન હરકતે નાસી શકયા છો, આપના શત્રુઓ આપને કંઇ નુકસાન પહોંચાડી શકયા નથી; તો હું મહમ્મદજાનની શયતાનીથી પણ ડરતી નથી. આપે આ અકૃતઘ્ન દેશનાં ભલાં માટે રાત દહાડો મજુરી કરી શરીરને શા માટે ઘસાવી નાંખ્યું ? અહીં આપના આત્મત્યાગની કિંમત સમજી શકે તેવું કોઇ નથી; આપ આ રીતે આત્મહત્યા કરશો નહિ. આ દેશમાં ભાગ્યમાં જે હશે તે બનશે, આપ આત્મરક્ષણ કરો, આજેજ આ મુલક છોડી ચાલ્યા જાઓ. ”

મીરમુન્સીએ કહ્યું, “ ગુલબેગમ, તારા મનના વિચારો સમજ્યો. તારે હવે કંઇ કહેવું નહિ પડે, તું ખુશી થા; તું આ વાત કોઇને જણાવીશ નહિ. આ દેશના સર્વ ઠેકાણાં અમીરના છુપા જાસુસોથી ભરપૂર છે; મારૂં ઘર પણ તેઓના સકંજામાંથી મુક્ત નથી. મારી પરિચારિકાઓમાં પણ જાસુસ નહિ હોય, એ કેની રીતે કહી શકાય ? સેલિમા મારા ઘરમાં કર્ત્તાહર્ત્તા છે, પરંતુ તેનો પણ વિશ્વાસ રાખવાનો નથી ! એટલુંજ નહિ પણ મારી મુખ્ય બાંદી ગુલસમને કોઇ કોઇ વખતે મારાં શયનકક્ષનાં બારણાં આગળ કાન માંડી ઉભેલી જોઇ છે ! જોજે, કોઇપણ તારા મનનો ભાવ સમજી શકે નહિ. ”

મીરમુન્સી લાકડી લઇ બહાર ગયા. તે ગયા બાદ ગુલબેગમ તેનાં ઉપાસના ગૃહમાં ગઇ. મીરમુન્સીનો નમાજ પઢવાનો ગાલિચો

પાથરેલો હતો; ગુલબેગમ તે ગાલિચા પાસે ઘુંટણભર થઇ નીચે નમી જીગરપૂર્વક બોલવા લાગી, "ઓ પ્રભુ, મારા માલિકનું રક્ષણ કર. તેની ચારે બાજુએ વિપત્તિ છે, વિપત્તિના સાગરમાં તેઓ ડુબકાં ખાય છે;-તેનું રક્ષણ કર. હું કોણ?-તેની તુચ્છ બાંદી; તે શામાટે મને સાથે રાખે? આ વિપત્તિ સાગરમાં રસ્તો બતાવી તું તેને નિરાપદ સ્થાને લઇ જજે; તેના બધા ભય દૂર કરજે. મારા નસીબમાં તો જે બનવાનું હશે તે બનશે, હું મારે માટે કશા ઉચાટ રાખતી નથી. ઓ મહેરબાન ખુદા, તારી મરજીને કોણ અટકાવી શકે છે?"





## પ્રકરણ ૧૨ મું

### ચતુરે ચતુર



નાના પ્રકારની દુશ્ચિંતાથી ગુલબેગમને આખી રાત ઉંઘ આવી નહોતી; તે પોતાના માલિકનાં નમાજનાં આસન પાસે સુતી સુતી નાના પ્રકારના વિચારો કરતી કરતી ઉંઘી ગઈ હતી. એકાએક કોઇના હાથનો સ્પર્શ થતાં તેની ઉંઘ ઉડી ગઇ.

ગુલબેગમ વ્યગ્રભાવે બેઠી થઇ, તેણે જોયું કે ગુલસમ તેના તરફ નવાઈ બતાવી હસે છે!

ગુલસમે કહ્યું, " ગુલબેગમ, તું અહીં કેમ ઉંઘતી હતી! તને શું થયું છે! તારી આંખો લાલ કેમ છે? રડતી હતી કે શું?"

ગુલબેગમે બહુ પ્રયત્ને મ્હોંપર હાસ્ય ફેલાવી કહ્યું, " મરણ આવ્યું છે શું! રડું શા દુઃખે? તું તો હમેશાં મને રડતીજ દેખે છે."

ગુલબેગમ એ વચનો બોલી ખરી, પરંતુ તે ચતુર ગુલસમની આંખને છેતરી શકી નહિ! ગુલસમે કહ્યું, " તું શું એમ ધારે છે કે અમારે આંખોજ નથી? તું અત્યારે હસે છે, પરંતુ હાસ્યવડે શું રૂદન ઢાંકી શકાય? હું ખાત્રીપૂર્વક કહું છું કે તું ઘણો વખત થયા રડી છે; રોઇ રોઇને આંખો ફુલાવી છે, તોપણ કહે છે કે હું રડી

નથી! રડતાં રડતાં છેવટે ઉંઘી ગઇ હતી. અત્યાર સુધી તું ઉંઘે છે! શું થયું છે કહે. આજ કંઇ ખાઇશ પણ નહિ?"

ગુલબેગમે કહ્યું, "આળસ જણાવાથી હું અહીં સૂતી હતી, ઉંઘ કયારે આવી ગઇ તેનું ભાન રહ્યું નહિ; દિવસ તો ઘણો ચઢયો જણાય છે."

ગુલ્રસમે કહ્યું, "તને શું થયું છે કહે તો ખરી. રાત દહાડો તું શાના વિચારો કર્યા કરે છે? જ્યાં સુએ છે ત્યાંજ તને ઉંઘ આવે છે; ખાવાની વાત પણ વિસરી જાય છે! આ તો સારાં ચિહ્નો નથી."

ગુલબેગમ સમજી ગઇ કે મારાં વર્ત્તનથી મારી સોબતણના મનમાં સંદેહ આવ્યો છે. તે તેને ભુલાવવા માટે બોલી. "ગુલ્રસમ, મારી આંખમાં જો પાણી જોયું હોય, જો તને ખાત્રી થતી હોય કે મારા મનમાં કંઇપણ દુઃખ છે, તો મને તેનું કારણ પૂછતી નહિ, બ્હેન! હું બહુજ અભાગણી છું, હું બાંદી છું, એ વાત ખરી, પરંતુ એક દિવસ હું કોણ હતી, તે હજી સુધી ભૂલી શકી નથી. હું સમજું છું કે ઘણાખરા અહીં મારી અદેખાઇ કરે છે—કારણકે આપણા માલિક બીજી બાંદીઓ કરતાં મારાપર વધુ વિશ્વાસ રાખે છે, દયા રાખે છે; પરંતુ મને તેથી શો લાભ? માલિકના ગમે તેટલા વિશ્વાસને પાત્ર થાઉં, તોપણ હું બાંદી તે બાંદીજ રહેવાની; તેથી બીજાની કારણ વિનાની અદેખાઇથી મને બહુ દુઃખ થાય છે. મારાં દુઃખની વાત બીજાની પાસે કહી મારા ઘામાં મીઠું છાંટવી નહિ. તું મને ચાહે છે, માટે હું તને મારા મનની વાત કહું છું."

ગુલ્રસમે કહ્યું, "ખરેખર, તારાં સૌભાગ્યની અમને અદેખાઇ.

આવે છે. અમે જો તારી પેઠે આગ્ના મન મેળવી શકત, તો અમા-રાપર તારા જેટલો વિશ્વાસ રાખત, તો અમને કેટલું બધું સુખ થાત; પરંતુ તેમ તો બનવાનું નથી. આટલું બધું સુખ છતાં તારાં મ્હોંપર હાસ્ય નથી, તેનું શું કારણ, તે અમે જાણી શકતાં નથી. તારા મનની વાત સ્પષ્ટતાથી કહે."

ગુલબેગમે કહ્યું, "ગુલસમ, તું મારી બ્હેન છે; આપણે આટલા દિવસ એકી સાથે બાંદીગિરિ કરીએ છીએ, તારી પાસે છુપાવું એવું કશું નથી; પરંતુ બધી વાત સ્પષ્ટતાપૂર્વક કહેવા જેટલી શક્તિ મારામાં નથી, મારા મનની વાત મનમાંજ દબાઇ રહે એ સારૂં છે; તે સાંભળી બીજાને કશો લાભ થવાનો નથી, તે તને કહેવાથી મને પણ કશો લાભ થવાનો નથી.

ગુલસમ આગ્રહ દર્શાવતી બોલી, "તોપણ કહેતો ખરી! કદાચ તારાપર કંઇ ઉપકાર પણ કરી શકું."

ગુલબેગમે કહ્યું; "તું તો શું પણ સેલિમા પણ મારાપર કશો ઉપકાર કરી શકશે નહિ. મજુરી કરતાં કરતાં મારો તો પ્રાણ કંઠે આવી રહ્યો છે; બધાં તો કામ ઉપરછલ્લું કરે છે, પણ હું તેમ કરી શકતી નથી. આજકાલ સેલિમા પણ કામ બરાબર કરતી નથી! તેનાં કામ પણ મારે કરવાં પડે છે; એ બધાંનાં કામ મને યાદ પણ રહેતાં નથી, તેથી, મારે વખતોવખત આગ્રાસાહેબનું સાંભળવું પડે છે. તેથીજ પેટ ભરાઇ જાય છે, તો પછી ભૂખતો ક્યાંથીજ લાગે? છતાં તમે એમ ધારો છો કે આગ્રાસાહેબ મને બહુ ચાહે છે! તે અદેખાઇથી બાંદીઓએ મારૂં કેટલું બધું અપમાન કર્યું હતું, તે તો વ્હેં નજરેનજર જોયું છે. લાતો, લાકડીઓ અને ચાબુકના મારથી

એક મહિના સુધી મારૂં આખું શરીર દુખતું હતું; છતાં તું પૂછે છે કે તું કેમ રડે છે? મનની વાત હું મનમાંજ છુપાવી રાખું છું. માલિકના આવા સ્નેહને હું તુચ્છકારૂં છું! જો નાસવાનો રસ્તો હોત, હું અહીંથી નાસી છૂટત."

ગુલસમ સહાનુભૂતિ બતાવતી બોલી, "અહા તારા મનમાં આટલું બધું દુઃખ ભરાઇ રહ્યું હશે, તે હું જાણતી નથી; હું ધારતી હતી કે તું બહુ સુખમાં છે."

ગુલબેગમે કહ્યું, "ખુદાના કસમ! આ બધી વાત કોઇને કહેતી નહિ બ્હેન."

ગુલસમ મીરમુન્સીના શત્રુઓની જાસુસ હતી! તે યુક્તિપૂર્વક ગુલબેગમનાં મનની વાત–મીરમુન્સીની છુપી વાત બહાર કઢાવવાનો પ્રયત્ન કરતી હતી; પરંતુ ગુલબેગમે તેનો ઉદ્દેશ વ્યર્થ કર્યો. ગુલસમે ધાર્યું હતું કે આગાસાહેબને માટે ચારે તરફ આટલી બધી સુંદર છોકરીઓ પરણવા લોલુપ છે, છતાં તેઓ તેમની સાથે શામાટે સાદી કરતા નથી? તેને શક પડયો હતો કે મીરમુન્સી ગુલબેગમનાં સૌંદર્યથી મુગ્ધ બન્યા છે! પરંતુ ગુલબેગમ સાથેની આ વાતથી તે સમજી ગઇ કે મારી ધારણા ખરી નથી; જે જેને ચાહે તે તેનો સંબંધ છોડવા તૈયાર થાય? ગુલબેગમની સરલતામાં ગુલસમને જરાપણ સંદેહ આવ્યો નહિ; તેથી તે સહેલાઇથી છેતરાઇ. ગુલસમે નક્કી કર્યું કે ગુલબેગમ મહમ્મદજાનનેજ ચાહે છે, તક મળતાંજ તે તેની પાસે નાસી જશે. બાંદી ગુલબેગમ મીરમુન્સીની પ્રણયાકાંક્ષિણી નથી;— તે માલિકની પત્ની થાય તેવો સંભવ નથી, એ જાણી ગુલસમ બહુજ રાજી થઇ.

એક દિવસ ગુલસમે ગુલબેગમને કહ્યું, " આગાસાહેબનો ઘોડા-વાળો અબદુલ્લા અમીરની આજ્ઞાથી કેદ થયો છે, એ વાત તેં સાંભળી ? "

ગુલબેગમ નવાઇ પામી બોલી, " ખરી વાત ? હું તો તેમાંનું કશું જાણુતી નથી. તને એ ખબર ક્યાંથી મળી ? શું બન્યું તે તો કહે ! "

ગુલસમે કહ્યું, " એ વાત તેં સાંભળી જણાતી નથી. અમી-રના દરબારમાં આગાસાહેબનું હવે માન રહ્યું નથી; તે ચારે બાજુ-એથી વિપત્તિમાં સપડાયા છે ! તેના દુશ્મનો તેને ડગલે ડગલે હેરાન કરે છે. કોટવાળ તેમનો મહાનશત્રુ છે. કોટવાળનું તરકટ ખુલ્લું પાડવા માટે તે સંબંધી ખબર લેવા માટે આગાસાહેબ એક દિવસ રાત્રે અબદુલ્લાને થાણામાં મોકલ્યો હતો; તે છુપાઇ ગુપ્ત વાતચીત સાંભળતો હતો, એ વખતે અકસ્માત તે પકડાઇ ગયો ! કોટવાળે અમીર પાસે તેનાપર ફરિયાદ માંડી; અમીરે અબદુલ્લાને કેદ કરવાનો હુકમ આપ્યો. આ બધી વાત તેં સાંભળી નથી ? મને તો ખાત્રી હતી કે આગાસાહેબે એ વાત તને કહી છે. તે તને બધી વાત કહે છે, અને આવી ખાસ ખબર ન કહી ? ભારે તાજુબીની વાત ! "

ગુલબેગમે કહ્યું, " ગુલસમ, તું ખોટો વિશ્વાસ રાખે છે. હું સાધારણ બાંદી છું; આગા એવી વાત મને શામાટે કહે ? મેં તો તારી પાસેજ આ બધું સાંભળ્યું. તને આ ખબર ક્યાંથી મળી ? ખબર સારી છે ! આગાસાહેબ જો વિપદમાં પડે, તો આપણે છૂટીએ. અહીં તો બ્હેન, એક ક્ષણુપણુ રહેવાનું મન થતું નથી. "

ગુલબેગમ સાથે ગુલસમનો આવો સંબંધ જોઇ સેલિમા બહુ

નવાઇ પામી. ગુલબેગમ અગાઉ કોઇપણ બાંદી સાથે મન ખોલી વાતચીત કરતી નહિ; બીજી બાંદીઓ તરફ તિરસ્કારની નજરે જોતી. પરંતુ હવે ગુલબેગમ પાસે ગુલસમ હમેશાં જોવામાં આવતી; તેઓ ધીમે સુરે વાતચીત કરતી, પરંતુ બીજી કોઇપણ બાંદી તેઓની પાસે આવી પહોંચતી તો તેઓની વાતચીત બંધ થઇ જતી! આ બાબત ન સમજવાથી એક દિવસ સેલિમાએ ગુલસમને આનું કારણ પૂછ્યું."

ગુલસમે કહ્યું, "હું ગુલબેગમ પાસે લખતાં શીખું છું! આગા કહે છે કે સ્ત્રીઓને વાંચતાં લખતાં આવડવું જોઇએ. જો કોઇપણ મિર્જા (કારકુન) સાથે મારી સાદી થાય, તો હું લખતાં વાંચતાં ન જાણતી હોઉં તો તે મારો તિરસ્કાર કરે; તેથી હું ગુલબેગમ પાસે લખતાં વાંચતાં શીખું છું."

સેલિમાએ કટાક્ષ કરતાં કહ્યું, "પહેલાં વાળ હોળતાં, સ્વચ્છ રહેતાં તો શીખ; ત્યારબાદ વાંચતાં લખતાં શીખજે. તારી સાથે સાદી કરવાને માટે મોટા મોટા મિર્જા ને મુલ્લાં તૈયાર થઇ રહ્યા જણાય છે! બાંદીને વળી પરણવું કેવું! કુંજાને વળી ચત્તું થઇ સુવાનો શોખ કેવો!"

ગુલસમે કહ્યું, "યા અલ્લા! તમે શું કહો છો? ખુદાએ શું અમને સુખ ભોગવવાની ઇચ્છા નહિ આપી હોય? તમે તો બુઢ્ઢાં થયાં, તમારી સાદી કરવાની ઉમર ગઇ છે; મારી ઉમર તો હજુ નાની છે."

ગુલસમ પાસેથી મહમ્મદજાનને સમાચાર મળ્યા કે ગુલબેગમ પોતાના માલિકનાં કુટુંબમાં સુખી નથી, મીરમુન્સી તરફ તેને શ્રદ્ધા કે વિશ્વાસ નથી. આ સમાચારથી તે બહુ નવાઇ પામ્યો. ગુલબેગમ

મની આમ બુદ્ધિ ફરવાનું કારણ તે સમજી શક્યો નહિ, પરંતુ ગુલ-શમ મીરમુન્સીના જનાનખાંનાના બધા સમાચાર રાખતી હોવાથી તેનું કહેવું ખોટું માનતાં તે અચકાયો. મહમ્મદજાન બારે સમ-સ્યામાં પડયો.

મહમ્મદજાન શાંત પડયો; તે સમજ્યો કે હવે ગુલબેગમને હસ્તગત કરવામાં કંઇપણ મુશ્કેલી નડશે નહિ. મીરમુન્સી જે જાળમાં સપડાયા છે, તે જાળમાંથી તે છૂટી શકે તેમ નથી. મીરમુન્સીને રાજ દ્રોહી ઠરાવતાંજ મારી કામના સિદ્ધ થશે; અમીરના હુકમથી મીર-મુન્સીને ગરદન મારવામાં આવશે, અથવા લાંબો વખત કેદ રાખ-વામાં આવશે. હું જાસુસીપણાંનાં ઇનામ દાખલ અમીર પાસે ગુલ-બેગમને માગી લઇશ; પરંતુ એ શયતાની સાથે હું વિવાહ કરીશ નહિ; એક અફગાન સુંદર યુવતી સાથે વિવાહ કરી ગુલબેગમને તેની બાંદી બનાવી રાખીશ, અને ઉઠતાં બેસતાં ચાબુકનો માર મારીશ.

પૈશાચિક આનંદથી મહમ્મદજાનની ગોળ આંખો ચમકવા લાગી. તેને આત્મપ્રસાદમાં ફુલાતો જોઇ ભાગ્યદેવતા મનુષ્ય-દષ્ટિથી અગોચર રહી હસવા લાગ્યા.





## પ્રકરણ ૧૩ મું

### ફરિયાદ



એક દિવસ મીરમુન્સી અતિશય દિલગીર થઇ ઘેર આવ્યા. શયનગૃહમાં પ્રવેશ કરતાંજ તે જોઇ શક્યા કે ગુલબેગમ તેની વાટ જોતી ઉભી છે; ચારે તરફ નજર કરી, કોઇને ન જોતાં તેણે ધીમેથી ગુલબેગમને કહ્યું, "ગુલબેગમ, હું ભારે વિપત્તિમાં આવી પડયો છું, આ સંકટમાંથી છુટીશ કે નહિ તે ખુદા જાણે, તને બધી વાત કહું છું સાંભળ; અમીરસાહેબે થોડા રોજ પહેલાં એક છુપો પત્ર મારા કબજામાં સોંપ્યો હતો; સાંભળવા મુજબ એ પત્ર કોટવાળના હાથમાં ગયો છે. કોટવાળ કહે છે કે તે મને અંગ્રેજના જાસુસ પાસેથી મળ્યો છે. મેં એ પત્ર અંગ્રેજના જાસુસને પૈસા લઇ આપ્યો હોય, એવું તેમનું કહેવું છે; મેં અમીર તરફ નિમકહરામી કરી છે, એવું તે સાબીત કરવા માગે છે। પરંતુ અસલ પત્ર મારી પેટીમાં છે; તે બહાર કાઢ, પેટી ઉઘાડ."

ગુલબેગમે કહ્યું, "તે પત્ર જો આપની પાસે હોય, તો કોટવાળના હાથમાં શી રીતે આવે?"

મીરમુન્સીએ વ્યાકૂળતાપૂર્વક કહ્યું, "તે સમજાતું નથી, કદાચ તે બનાવટી પણ હોય. પેટી જલદી ઉઘાડ."

મીરમુન્સી પાસેથી ચાવી લઇ ગુલબેગમે એક મોટી પેટી ઉઘાડી, અને તેમાંથી એક મજબૂત લોઢાની પેટી બહાર કાઢી; પેટી ચારે બાજુ પટ્ટાથી બાંધેલી હતી, અને તેની ગાંઠપર મીરમુન્સીના નામની મહોર છાપેલી હતી.

મીરમુન્સીએ છરીવડે તે પટો કાપી નાખ્યો, ત્યાર પછી કંપિત હાથે પેટી ઉઘાડી.

કેશબૉક્સનાં એક ખાનાંમાં એક લાલ રૂમાલમાં કેટલાક કાગળો બાંધ્યા હતા. મીરમુન્સીના હુકમથી ગુલબેગમે રૂમાલની ગાંઠ છોડી કાગળો બહાર કાઢ્યા. બંડલમાં કાગળો ઉપરજ એક પત્ર હતો; મીરમુન્સીએ તે ઉઘાડી વાંચ્યો, જે પત્ર માટે આટલી બધી ગરબડ મચી હતી, તે પત્ર આજ હતો! સીમાપરના એક રાજાએ એ પત્રમાં અમીર પાસે કેટલીક માગણી કરી હતી; એ પત્ર અંગ્રેજ સરકારના હાથમાં આવતાં અમીરને બહુ નુકસાન થાય તેમ હતું. અસલ પત્ર મીરમુન્સીનાં બંડલમાં હતો, છતાં તે કેવી રીતે કોટવાળના હાથમાં આવ્યો? કોટવાળે જે અસલ પત્ર માની અમીરના દરબારમાં રજુ કર્યો હતો, તે નકી બનાવટી પત્ર હોવો જોઇએ! પરંતુ એ પત્ર કોણે લખ્યો? જેણે બનાવટી પત્ર બનાવ્યો હશે તે મીરમુન્સીનું બુરૂંજ ઇચ્છતો હશે, તેની વિશ્વાસઘાતકતા સાબીત થતાં તેનું માથું ગરદનપર રહેવાનું નથી! મીરમુન્સીને યાદ આવ્યું કે હું માંદો પડયો ત્યારે જે મિર્જાને મારો મુખ્ય મદદગાર બનાવ્યો હતો, તેનુંજ આ કાર્ય હશે! તે શત્રુઓનો પગારદાર

જાસુસ હશે, તેણે યુક્તિપૂર્વક મારો વિનાશ કરવા માટે આ રસ્તો ખોળી કાઢ્યો હશે, તેણે બનાવટીપત્ર ઉભો કર્યો છે. પરંતુ હવે ઉપાય શો? મીરમુન્સીએ નક્કી કર્યું કે હું અસલપત્ર લઇ અમીર પાસે જાઉં, અને શત્રુઓની ખટપટ તેમની આગળ ખુલ્લી કરૂં.—અત્યારે બ્હીકથી ગભરાવાથી છૂટાય તેમ નથી.

મીરમુન્સીએ ગુલબેગમને કહ્યું, "હું હમણાંજ અમીર પાસે જાઉં છું. જેણે મારા વિરૂદ્ધ તરકટ કર્યું છે, તેઓમાં બુદ્ધિ કેટલી છે, તેની હમણાંજ પરીક્ષા થશે; જોઉં છું કે અલ્લા પોતાના શરણાગત ભકતનું રક્ષણ કરે છે કે નહિ. હું મારી પદવી પર છું, ત્યાં તેઓ મારૂં માંસ તોડી ખાવા તૈયાર થયા છે! ધર્મ શું પૃથ્વીપર નથી?—ગુલબેગમ, મારી નમાજની તૈયારી કર. અલ્લાના આશીર્વાદથી હું મારા શત્રુઓને હરાવીશ; તેનું તરકટ તોડી પાડીશ"

મીરમુન્સીએ ઘણીવાર સુધી તન્મય બની ભગવાનની પ્રાર્થના કરી. જોતજોતામાં તેનાં મુખનો ભાવ ફેરવાઇ ગયો; તેનું મુખ ઉત્સાહથી ચળકવા લાગ્યું; તેનાં હૃદયમાંથી દુશ્ચિંતા ને અશાન્તિ ચાલી ગઇ. તેના હૃદયને નવીન બળ મળ્યું.

નમાજ પૂરી થયાબાદ મીરમુન્સી પેલો પત્ર લઇ પ્રફુલ્લચિત્તે અમીરના દરબારમાં આવ્યા. દરબારહોલ તે વખતે માણસોથી ભરાઈ ગયો હતો; પરંતુ તેણે કોઇપણ બાજુએ જોયું નહિ, કોઇની સાથે વાત કરી નહિ. કોટવાળસાહેબ હથિયારબંધ થઈ બારણાં આગળ ઉભા ઉભા તેની ગતિ તથા રીતભાત તપાસતાં હતાં; મીરમુન્સીએ તેને જોતાં છતાં ન જોતા હોય તે રીતે આગળ ચાલ્યા.

મીરમુન્સી ઉંચું માથું કરી અમીરની સામે ઉભા. તેનાં મુખ-

પર ભયનું ચિહ્ન પણ નહોતું; તેને જોઇ કોઈના મનમાં એમ ન થયું કે એ અપરાધી છે, આજે તેના અપરાધનો ન્યાય તોળાવાનો છે. એટલુંજ નહિ, પણ અમીર અબ્દુલરહેમાન પણ તેનો ચહેરો જોઈ નવાઈ પામ્યો. તેણે તીક્ષ્ણ નજરે મીરમુન્સીને પગથી તે માથાસુધી નિહાળ્યા, પરંતુ તેનાં વદનપર ભયનું કંઇ પણ ચિહ્ન જોવામાં આવ્યું નહિ.

અમીરે કહ્યું, "તમે એકદમ આવ્યા તે જોઇ સંતુષ્ટ થયો છું, તમારે તમારા બચાવમાં કંઇ કહેવું છે ? હું હમણાંજ ફરિયાદી પક્ષને બોલાવું છું."

મીરમુન્સીએ આવેગથી કંપતા સુરે કહ્યું, " જહાંપનાહ, મારે મારો બચાવ કરવાની જરૂર નથી; ફરિયાદી પક્ષની ખોટી ફ-રિયાદ સામે કંઇ પણ બોલવાનો આગ્રહ નથી. જહાંપનાહ, હું આપનો નોકર છું; મકરામાં જ્ઞાન આવ્યું ત્યારથી હું આપની સેવા કરતો આવ્યો છું. મેં જાણતાં છતાં કદી પણ કર્તવ્ય બજાવવામાં ઉદાસીનતા બતાવી નથી. જે દિવસ પહેલાં આપને જોયા, ત્યારથી હું આપ પર પિતા જેટલી શ્રદ્ધા રાખતો આવ્યો છું. આપની સાથે મારો સંબંધ માલિકને નોકર જેવો નથી, પણ લગભગ પિતા પુત્ર જેવોજ છે. હું આપની સેવા યથાશક્તિ બજાવતો રહ્યો છું, છતાં મારી જીભ આત્મપ્રશંસાથી કલંકિત થઇ નથી; હું મુંગે મ્હોડે કર્તવ્ય બજાવતો આવ્યો છું. મારાં કાર્ય માટે મેં કદીપણ જાહેરમાં કે એકાંતમાં બડાઇ કરી નથી. પરંતુ આજે હું આપને પૂછું છું કે મારા જેવા વિશ્વાસુ નોકર આપની પાસે કેટલા છે ? આપનો બીજો કયો અમલદાર કર્તવ્ય બજાવવામાં મારા કરતાં વધુ યોગ્યતા બતાવે છે ? મારા વખાણ સંભળાવવાનો મારો ઉદ્દેશ નથી; પરંતુ આપને

યાદ હશે કે મેં બે વખત તે ઘણા દિવસની વાત નથી, ઉપરાઉપરિ બેવાર આપનો જીવ બચાવ્યો છે; મારી મદદ વિના એ ભયંકર મુશ્કેલીમાંથી આપ બચી શકત નહિ, એ ખુલ્લું છે. આપને પૂછું છું કે આપના કોઈ પણ અમલદારે પોતાનું જીવન સંકટમાં નાખી આપનાં જીવનની રક્ષા કરી છે ? મેં મહાશોકથી કાયર બની, નાના પ્રકારના રોગથી જર્જરિત થઇ, જીવન્મૃત અવસ્થામાં દિવસો વીતાડયા છે; પણ મરણને કિનારે આવી ઉભો છતાં આપનું કર્તવ્ય બજાવવામાં જરા પણ ગાફલાઇ કરી નથી. જહાંપનાહ જ કહે કે આપનો કયો અમલદાર એ બાબતમાં મારી સાથે હરિફાઇ કરવા સમર્થ છે ? આપ મારી અંતરની વેદના સમજી શકતા નથી. મેં જે કષ્ટે આપનાં કર્તવ્યો બજાવ્યાં છે, તેનો અનુભવ કરવાની શક્તિ આપનામાં નથી. પરંતુ મેં કદી પણ એ બધી વાત જહાંપનાહને કહી નથી; બધું કષ્ટ, ક્ષોભ, અંતર્જ્વાળા હું મારાં મનમાંજ દબાવી રહેતો. એટલુંજ નહિ પણ એ બધી મર્મ વ્યથા મેં મારા મિત્રો આગળ પણ ખુલ્લી કરી નહોતી; કારણ કે હું જાણતો હતો કે એ બધું નકામું છે. મનુષ્યની સહાનુભૂતિ અને શાન્ત્વનાનાં વાકયોથી મારી એ ગંભીર વેદના શાંત થવાની નથી. અંતરની વાત જાણનાર ખુદાજ જાણે છે કે મેં આપની સેવા કેવી રીતે બજાવી છે, કેવી ખરી નિષ્ઠાથી બજાવી છે; કદાચ જહાંપનાહ પણ તેથી અજાણ્યા નહિ હોય. પરંતુ એ કર્તવ્યપરાયણતાનાં ઇનામ દાખલ હું શત્રુઓની હીન ષડયંત્રજાળમાં સપડાયો છું ! આ વખતે હું જહાંપનાહ સિવાય કોઇપણ માણસનો આશ્રય ગ્રહણ નહિ કરૂં, જહાંપનાહ સિવાય એવો બીજો કયો માણસ છે કે જે ચાલુ વિપદમાંથી મારો બચાવ કરી શકે ?"

અમીરે જમણો હાથ ઉંચો કરી મીરમુન્સીને ન બોલવા સૂચના કરી. મીરમુન્સી છાના રહ્યા એટલે અમીરે ગંભીરસ્વરે કહ્યું મુન્સી, તમે જે વાત કહી તે ખરી છે. તમે લાંબો વખત થયાં મારી સેવા બજાવો છો; આ રાજ્યમાં તમારા જેવા યોગ્ય ને વિશ્વાસુ અમલદારો થોડાજ છે, એ પણ હું સ્વીકારૂં છું; પરંતુ તમારે ધ્યાનમાં રાખવું જોઇએ કે તમે પણ મનુષ્ય છો. ભૂલને વશ ન થાય એવો મનુષ્ય પૃથ્વી પર એક પણ નથી; માટે કોઇ વખતે ભૂલ થવી, દુર્બલતાને આધીન થઇ જવાય એ સ્વાભાવિક છે, એ વાત તમે પણ સ્વીકારશો. થોડા દિવસ પહેલાં તમે પોતે મારી પાસે સ્વદેશ જવાનો આગ્રહ બતાવ્યો હતો, સ્વદેશ જવાને માટે આંતરિક વ્યાકૂળતા પણ તમે મારી પાસે છુપાવી શક્યા નહોતા. પરંતુ તમારો સ્વદેશ એ મારો મુલક નથી; જેઓ તમારા સ્વદેશના શાસનકર્તા છે, તેઓ મારા મિત્ર છે. પરંતુ તેઓની વ... નાદી તોપો મારાં રાજ્ય તરફ હંમેશને માટે મ્હોં કરી રહી છે! ઘણા દિવસ થયાં સાંભળતો આવ્યો છું કે મારા એ વિદેશી દોસ્તોના તાબામાં નોકરી કરવાની તમારી ઇચ્છા છે. મેં એ પણ સાંભળ્યું કે તમે તમારા સ્વદેશી સગાંવહાલાં સાથે એ બાબતનો પત્ર વ્યવહાર પણ ચલાવો છો. તમારો એક સગો તમારે ઘેર આવી થોડા દિવસ રહી ગયો છે, તેણે તમને મારી નોકરી છોડી અંગ્રેજોની નોકરી સ્વીકારવાને લલચાવવાની ચેષ્ટા કરી હતી. મને તેની ખાત્રી કરવા લાયક સાબીતિઓ મળી છે; માટે તમે એ વાત ખોટી કહેશો તો માનવાને હું તૈયાર નથી. તમારા તેજ સગાએ તમને રજા આપવા માટે મને કહ્યું હતું, ત્યાર પછી થોડા દિવસે મારા વિદેશી દોસ્તો

કોઇ એક દૂત પાસેથી એક છુપો પત્ર મળ્યો કે જે મેં તમને વાચવવા આપ્યો હતો. મારા જાસુસોએ તે યુક્તિપૂર્વક કબજે ન કર્યો હોત, તો તે હિંદુસ્તાનમાં મોકલાયો હોત. માટે મને લાગે છે કે તમારા સિવાય આ સરકારને બીજા વિશ્વાસુ અમલદારો પણ છે ખરા. એ બધા સુયોગ્ય અમલદારોના પ્રયત્નોથીજ હજુ સુધી મારાં રાજ્યમાં અશાન્તિની આગ ફેલાઇ નથી. તે વિશ્વાસુ અમલદારમાંના એકે તે પત્ર કબજે કરી મને સોંપ્યો, તે અત્યારે મારી પાસેજ છે. એ પત્ર કબજે કરનાર અમલદારને આ કામ કરવામાં ઓછો શ્રમ પડયો નથી. એ પત્ર કેવી રીતે એ દૂતના કબજામાં આવ્યો, તે સંબંધમાં તમારે શો ખુલાસો કરવાનો છે, તે સઉ પહેલાં હું જાણવા માગું છું. કહો, એ પત્ર અંગ્રેજોના દૂત પાસે ગયો શી રીતે."

અમીર મીરમુન્સી સામું જોઇ રહ્યા. દરબારમાં ઘણા માણસો એકત્ર થયા હતા, પણ બધા નિસ્તબ્ધ બની ગયા; જાણે એ વિશાળ ઓરડામાં શાંતિનું સામ્રાજ્ય ફેલાયું ન હોય, એવું જણાતું હતું. મીરમુન્સી એ અપરાધનો શો ખુલાસો કરે છે, તે જાણવા માટે સભાસદો કાન માંડી રહ્યા.

અમીરની વાતોથી મીરમુન્સી જરાપણ ગભરાયો નહિ. તેણે એક વખત ચારે તરફ જોઈ કહ્યું, "જહાંપનાહ, આપની પાસે મારી વિરુદ્ધ કોણ ફરિયાદ કરે છે ? જે કુતરાઓ પોતાના તીક્ષ્ણ નખ અને સ્થૂળ પૂછડી છુપાવી આપની કૃપા મેળવવાની આશાથી ઉંચું મ્હોં કરી આપની સભામાં બેસે છે, આ કામ શું તેઓનું છે ? જો તેમજ હોય, તો હું એ ખોટી ફરિયાદનો ખુલાસો કરીશ નહિ. એ બધા લુબ્ધ કુતરાઓના ભસવા તરફ ધ્યાન આપતાં મને તિરસ્કાર ઉત્પન્ન

થાય છે; તેઓની સાથે વાતચીત કરતાં પણ મને શરમ આવે છે. તેઓ જાણે છે કે હું વિદેશી છું; તેઓ એ પણ જાણે છે કે હું વિદેશી છતાં જહાંપનાહનો વિશ્વાસુ છું, અને આપ મને ઉંચી પદવી આપી પુત્રની માફક પાળો છો. મારી જગા મેળવવા તેઓ લુબ્ધ દૃષ્ટિથી જોઇ રહ્યા છે, પરંતુ તેઓમાં રાજભક્તિનો છાંટો પણ નથી; કર્તવ્યાનુરાગ સંબંધમાં તે કશું જાણતા નથી; સ્વદેશપ્રીતિથી તેઓ તદ્દન અજાણ છે; તેઓની નજર કેવળ મારા પગાર તરફ છે! છતાં મારી પદવીની જવાબદારી કેટલી ગંભીર છે, તે સમજવાની શક્તિ તેનામાં નથી. હુ જહાંપનાહને વિનયપૂર્વક પુછું છું કે મારી જગાની જવાબદારી જાળવી શકે, તેવો એકપણ માણસ તેઓમાં છે ખરો? હુ વિદેશી છતાં હજુરના દરબારમાં અતિ ઉંચી પદવીએ નીમાયો છું, પરમસુખે આબરૂભેર નોકરી કરૂં છું, મોટાં મકાનમાં દાસ દાસીઓથી વિંટાઇ રહું છું, એ તેઓથી સહન થતું નથી. મારૂં આ સુખ, આબરૂ, સગવડ તેઓ આત્મસાત કરવા વ્યાકૂળ થઇ રહેલ છે; અને તે માટે જ તેઓ મારી વિરુદ્ધ નાના પ્રકારનાં તરકટો કરે છે! એ માટે તેઓ ગમે તેવું નીચકૃત્ય કરવાને પણ તૈયાર છે; અને મારી જગાએથી ખસેડી કેદમાં નંખાવવા માટે તેઓ ખુદાના નામે જૂઠી સાક્ષી આપવાને તૈયાર થાય એમ છે, એટલું નહિ પણ દસ્તાવેજો બનાવટી બનાવી મને મુશ્કેલીમાં ઉતારવાને તૈયાર છે, અને એજ ધુતારાંઓએ મૂકેલા જૂઠા આરોપનો બચાવ કરવા માટે જહાંપનાહ મને ફરમાન કરે છે! એ અપમાન કરતાં આ અપમાન મારાથી સહન થતું નથી. હુ વિદેશી છતાં આપનો નોકર છું; આપ સિવાય અહીં મારૂં કોઇ નથી. આજે હુ આપની સમક્ષ ઉભો રહી ખુલ્લી રીતે જણાવું છું કે આ મિથ્યા અને ઇર્ષ્યામૂલક અપરાધનો બચાવ

કરવા માગતો નથી. તેઓના કોઇપણ સવાલનો જવાબ આપતાં મને ધિક્કાર વછૂટે છે. મેં આ શરીરનું લોહી ટીપે ટીપું આપી જહાંપનાહની સેવા બજાવી છે; અફઘાન રાજ્યનાં ભલાં માટે મેં જીવનની શાંતિ ગુમાવી છે. મને ખાત્રી છે કે મારા તરફ આપની દયાનો તોટો નથી; પરંતુ આ બધા સ્વાર્થી ધુતારા સભાસદોની કપટતારૂપી જાળ તોડી આપ સત્ય ખોળી શકો, અને મને ન્યાય આપી શકોત, એ મને અસંભવિત લાગે છે. જહાંપનાહ મને ફાંસીએ ચઢાવી શકે છે, તોપનાં મ્હોંએ બાંધી ઉડાવી દઇ શકે છે. મૃત્યુના ભયથી હું બીતો નથી, ઉલટું મરણ એજ મારૂં મોક્ષદાતા છે; તેથીજ મને શાંતિ વળવાની છે. પરંતુ મારાં મૃત્યુની દંડાજ્ઞા પ્રચારિત થાય તે પહેલાં, આ બધાં ભૂખથી ફફડતાં શિઆળવાં અને ગીધડાં મારો દેહ ટુકડે ટુકડા કરી ખાઇ જાય, તે પહેલાં–હું આપે આપેલો કાગળ આપનાજ હાથમાં પાછો સોંપવા માગું છું, એજ મારો સંકલ્પ છે. આપે જે છુપો પત્ર મારી પાસે રાખ્યો હતો, જે બ્રિટિશ દૂતના હાથમાં જઇ પડ્યો હોવાથી આપ આટલા બધા ગુસ્સે થયા છો, તેજ પત્ર મારી પાસેજ છે; આપ તે લો. એ પત્ર મેં બહુજ કાળજીથી મારી પેટીમાં સાચવી રાખ્યો હતો, આપને પાછો સોંપવા માટે તે પેટીમાંથી બહાર કાઢી લાવ્યો છું; તે બીજાના હાથમાં જવાનો જરા પણ સંભવ નહોતો. આ પત્ર સિવાય અનેક જરૂરી કાગળો, દસ્તાવેજો પણ જહાંપનાહે મારા કબજામાં રાખ્યા છે; તેપણ મારી પેટીમાં કાળજીપૂર્વક રાખવામાં આવ્યા છે. આપના સભાસદરૂપી કોઇપણ શિઆળ કે ગીધને હુકમ કરશો તો તે કંઇ પણ મહેનત વિના મારે ઘેરથી લાવી શકશે.”

અમીરે હાથ લાંબો કરી તે પત્ર હાથમાં લીધો. તેણે તે સાવચેતીથી તપાસી મીરમુન્સીને કહ્યું, “હા, આજ અસલ પત્ર છે!

મને કોટવાળ પાસેથી જે પત્ર મળ્યો છે, તે બનાવટી પત્ર છે, તેમાં કશો શક નથી. મને લાગે છે કે કોઇએ બુરા ઇરાદાથી આ પત્ર લખ્યો છે. અહ્મા, તેં કેવા નરાધમ તસ્કરોથી મને વીંટાળી રાખ્યો છે! તેઓ અનાયાસે રાત્રિને દિવસ ને દિવસને રાત્રિ કરી શકે છે. કદાચ તેઓ કોઇ દિવસ મારી છાતીમાં પણ છરી ભોંકે! અરે અ-ભાગીઆ કુતરાઓ, તમે શું એમ ધાર્યું હતું કે મીરમુન્સી રોગથી, શોકથી વ્યાકુળ બનેલા છે એ તક જોઇ તમે તેને દંશન કરી તેનું માંસ ખાઇ ઉદર પૂર્ણ કરશો? પરંતુ એ આશા વૃથા છે! તમે મીરમુન્સીની લાતો સહન કરી શકો, તેટલી તમારામાં શક્તિ નથી. થોડી ક્ષણ પહેલાં જેઓ મીરમુન્સી વિરુદ્ધ ફરિયાદ કરવા દરબારમાં આવ્યા હતા, તેને થવાની સજા જોવાની આશાથી આનંદિત જણાતા હતા,—ક્યાં, એ ધુતારાઓમાંના ઘણાખરા કેમ જોવામાં આવતા નથી? ફરિયાદનું ફળ પોતાની વિરુદ્ધ આવતું જોઇ તેઓ નાસી ગયા લાગે છે. પરંતુ હું તેઓને સહેલાઇથી છટકવા દઇશ નહિ; હું જૂઠી ફરિયાદ કરનારને તોપને મ્હોંએ ઉડાવી દઈશ, નહિ તો મારા દરબારની ગલદ દૂર થશે નહિ. મુન્સી, તમે મારી સમક્ષ જે વચનો કહ્યાં, તે માફ કરી શકાય નહિ એવાં હોવા છતાં, હું તે બધું માફ કરૂં છું. મનની પીડાને લીધેજ તમે તમારા રાજા પ્રતિનો શિષ્ટાચાર વિસરી ગયા હતા, જે કહેવું યોગ્ય નહોતું, એવું ઘણું તમે કહ્યું છે. પરંતુ તે માટે હું તમને અપરાધી ગણુતો નથી; હું જાણું છું કે ઇચ્છા હોય છતાં અનેક સમય માણુસ જીભપર કાબુ રાખી શકતો નથી. તમે હમણાંજ ઘેર જઇ વિશ્રાંતિ લો; અથવા અત્યારે ઘેર જવાથી શું વળવાનું છે? તમારૂં મ્હોં જોઇ મને જણાય છે કે તમે હજુ ખાધું પણ નથી; હું અહીંજ તમારાં ખાણાંની વ્યવસ્થા કરૂં છું. તમે

જમીને ઘેર જજો. તમારી વિરુદ્ધ જેઓએ ખોટી ફરિયાદ કરી છે, હું તેનો ન્યાય તોળીશ! અપરાધીઓ કોઇપણ રીતે છૂટી શકશે નહિ. છેતરપિંડી કરી અમીર અબ્દુલરહેમાન પાસેથી મુક્તિ મેળવવાની કોઇએ આશા રાખવાની નથી. તેઓનો અપરાધ સાબીત થતાં હું તેઓને સખતમાં સખત સજા કરીશ."

મીરમુન્સી અમીરને કુર્નિસ કરી બોલ્યા, "જહાંપનાહ, ખુદા રક્ષણહાર છે; તેની કૃપાથીજ હું આ વિપત્તિ-સાગરમાંથી છૂટયો છું; હું પહેલાં ખરા જીગરથી તેની પ્રાર્થના કરી લઉં."

દરબારહોલના એક છેડાપર અમીરનું ઉપાસના-ગૃહ હતું. મીરમુન્સીએ તે ઓરડામાં જઇ નોકરને કહ્યું, "નબીખાં, મારી નમાજ માટે એક ગાલિચો પાથર, અને વજુ કરવા માટે એક લોટો પાણી લાવ."

નોકરે તેના હુકમ મુજબ ગાલિચો પાથર્યો, પાણી ભરી આપ્યું, મીરમુન્સી ઉપાસનામાં નિમગ્ન થયા; ઘણીવાર સુધી તેઓનું બાહ્યજ્ઞાન જતું રહ્યું. લાંબા સમયસુધી પ્રાર્થના કરવાથી તેનાં બદનપર શાન્તિ અને આનંદ જણાવા લાગ્યાં. બહારનો વિચિત્ર શબ્દકલ્લોલ, બહુ માનવોનો મિશ્ર અવાજ જાળીવાટે તેના કાનપર અથડાવા લાગ્યો; પરંતુ તે તરફ તેનું લક્ષ્ય નહોતું, તે એકચિત્તે પ્રાર્થના કરવા લાગ્યા. તે વ્યાકૂળ હૃદયે ખુદાની કૃપા માગવા લાગ્યા.

ઉપાસના પૂરી કરી ઉઠયા તે વખતે બે દરબારીઓનો અવાજ તેના કાનપર અથડાયો. બે યુવકો તે ઓરડાના બહારના ભાગમાં એક સોફાપર બેસી તેના સંબંધમાં ચર્ચા કરતા હતા.

એક જણે કહ્યું, "મીરમુન્સીએ આજે બહુ સારૂં ભાષણ કર્યું

છે, અમીર પણ મુગ્ધ બની ગયા હતા! મેં તો પહેલાંથીજ જાણ્યું હતું કે આ તેમના શત્રુઓનું તરકટ છે; તેઓ નિરપરાધ છે. તેમની સ્પષ્ટ વાતથી અમીરસાહેબનો સંદેહ દૂર થયો છે."

બીજાએ કહ્યું, "તે ખરી વાત છે, પરંતુ મીરમુન્સી આત્મ-સમર્થન કરી શકયા છે કયાં? આજે અમીર તેમનાપર ખુશી થયા છે, કાલ વળી તે કઇ મૂર્તિ ધારણ કરશે, તે કોણ કહી શકે? મીર-મુન્સીના શત્રુઓ પ્રબળ છે, તેઓ નચિંત રહેશે નાહ; ઉલટું આજના બનાવથી તેઓની જિદ વધી જશે. મીરમુન્સી કેટલાક દિવસ આ રીતે મુક્તિ મેળવશે? મને ખાત્રી છે કે તેનાપર વિપત્તિનાં વાદળાં ઘેરાતાં આવે છે; એક દિવસ તેઓ એવા ફાંસામાં સપડાશે કે તેઓ ગમે તેટલા પ્રયત્ને પણ તેમાંથી છૂટી શકશે નહિ. તે વખતે તેમને કાંતો ફાંસીએ લટકવું પડશે, અગર કારાવાસ કરવો પડશે, એ બેમાંથી એકાદતો નકી તેને માટે તૈયાર થઇ રહ્યું છે."

પહેલા માણસે કહ્યું, "મીરમુન્સીને જો ફાંસી મળે, તો તેમને એકલાને ફાંસી મળશે નહિ, તે ઘણાખરાને ફાંસીને લાકડે લટકાવી છેવટે પોતે ફાંસીએ લટકશે! અમીર સહેલાઇથી જવા દે તેવા નથી, તેઓ આ સંબંધમાં ખૂબ તપાસ કરશે; તે પોતે આજે શું બોલ્યા છે, તે યાદ છેને? તે તો કહે તે મુજબ વર્ત્તે છે.

બીજા માણસે કહ્યું, બીજાના જીવ જાય તેથી મીરમુન્સીને શો લાભ? વહેલો મોડો તેમનો પ્રાણતો જશેજ. તેના શત્રુઓએ ચારે તરફ કરોળિઆની માફક જાળ વણી છે; તેમને તે જાળમાં મા-ખીની માફક ફસાવું પડશેજ. જાળમાં તેમના હાથપગ ઝલાઇ જશે."

પહેલા માણસે કહ્યું, "ત્યાર પછી તેમના શત્રુઓ પ્રાધાન્ય

મેળવવા માટે એક બીજા કાપાકાપી કરી મરશે! એજ આ રાજ્યનો દસ્તુર છે; હમેશાં એ પ્રમાણે થતુંજ આવે છે."

બીજા માણસે કહ્યું, ભલેને તે કપાઇ મરે, આપણે દૂર ઉભા ઉભા મજા જોઇશું. આપણે નાના છીએ, એટલે ઠીક છે; વાવાઝોડું મોટાં ઝાડને વધુ અસર કરે છે, આપણને કશી બીક નથી. પરંતુ બનાવટી કાગળ કોણે લખ્યો, તે સમજાતું નથી. મીરમુન્સીએ તે કાગળ સાવચેતીથી રાખ્યો જણાતો નથી. જો રાખ્યો હોત તો તે પરથી બીજું કોઇપણ માણસ બનાવટીપત્ર રચી શકત નહિ. વારૂ, મીરમુન્સીએ પોતે તે બનાવટી પત્ર તૈયાર કરી અંગ્રેજના જાસુસને વેચ્યો નહિ હોય તેની શી ખાત્રી ? પૈસાના લોભે માણસ બધું કરી શકે છે. મીરમુન્સીને પૈસાનો લોભ નથી, તે કોણ કહે તેમ છે ? પૈસા માટેજ તેઓ વિદેશમાં પડયા છે,"

પહેલા માણસે કહ્યું, તોબા ! મીરમુન્સીસાહેબે પૈસાના લોભથી આવી નિમકહરામી કરી હોય, તેમ હું ધારતો નથી; તેઓ એવા માણસ નથી. પરંતુ કોટવાળ તેઓને સપડાવવા એકાદ યુક્તિ લડાવશે તો ખરાજ; લોકોને વશ કરવાની અનેક યુક્તિઓ તેના માથામાં આવે છે. કંઇ ગમે તેવા સાધારણ માણસને કોટવાળું મળે ખરૂં ?"

બીજા માણસે કહ્યું, "કોટવાલ હવે શું કરે છે તે એની મેળે જણાશે; બહુ મજા પડશે. ખરેખર ભાઇ દૂર ઉભા ઉભા મજા જોવામાં બહુ આનંદ છે."

પહેલા માણસે કહ્યું, "પરંતુ નિર્દોષ માણસ ફાંસીએ લટકે, એ મને પસંદ નથી; એવી નિષ્ઠૂર મજા જોવામાં આનંદ પણ નથી. મીરમુન્સી બહુ ભલો માણસ છે; તેમણે ઘણીવખત આપણાપર ઉપકાર કર્યા છે, તે યાદ કરી જો. હું જો મીરમુન્સી હોત તો અમી-

રનાં આશ્વાસનથી લોભાઇ એક દિવસ પણ નિશ્ચિત ચિત્તે અહીં રહેત નહિ. કંઇને કંઇ તક સાધી અહીંથી પલાયન કરત. તેઓ શું ધારી અહીં પડયા રહ્યા છે, તે સમજાતું નથી. જાળમાં સપડાયા પહેલાં સરી પડવું, એજ બુદ્ધિમાનનું લક્ષણ છે."

મીરમુન્સીએ બેઠાં બેઠાં આ બધી વાત સાંભળી, તે સમજી ગયા કે આ ખુદાએ કરેલો ઇસારો છે; તે મનમાં બબડવા લાગ્યા, મારાપર વિપત્તિનાં વાદળાં ઘેરાતાં આવે છે. હવે નાસવા સિવાય બચવાનો બીજો કોઇ રસ્તો નથી. હવે અહીં રહેવામાં માલ નથી, અવ્યવસ્થિત ચિત્તવાળા અમીરનો શો ભરોસો, હવે સ્વદેશમાં નાસી જવું એજ સારૂં છે. પરંતુ કયે રસ્તે, કેવી રીતે નાસવું ? ચારે તરફ કિલ્લા છે, રાજ્યની ચારે બાજુએ અસંખ્ય હથિયારબંધ પ્રહરિઓ છે, બધા મને ઓળખે છે. નાસવાનો પ્રયત્ન કરતાંજ હું પકડાઇ જઇશ; તે પછી મુક્તિની આશાજ નહિ રહે. છુપી રીતે નાસવું પડશે, પરંતુ એકલાથી એ કાર્ય કેવી રીતે બનશે; કોનાપર વિશ્વાસ રાખી સાથે લઉં. કોણ મને રસ્તો બતાવશે ?"

નાના પ્રકારના વિચારોથી તેઓ વ્યાકુળ થઇ ગયા. આ માન સંભ્રમ, પૈસા, શક્તિ બધું છોડી છુપી રીતે નાસવું ! કદાચ તેમાં તેઓને સફળતા મળે, પરંતુ અફગાનરાજ્યમાં તેમણે જે સુખી સંસાર શરૂ કર્યો હતો, તે સંસારની માયા છોડવી એ સહેલું ન હોતું. સંસારમાં તેઓ એકલા નહોતા; સાધ્વીપત્ની તેમને તજી પરલોકમાં ગઇ હતી, પરંતુ તેનાં છોકરાં હતાં; આ વિદેશમાં તેમનું સગું વહાલું નહોતું, તેઓ નાસી જાય તો છોકરાંની શી ગતિ થાય ? તેઓને કોણ ઉછેરે ? અસહાય બાળકોને આશ્રય કોણ આપે ? જે કઠણ માયાબંધનથી તેઓ બંધાયા હતા, તેમાંથી મુક્ત થવાનો

કશો ઉપાય નજરે પડતો નહોતો. પરંતુ વળી વળી વિચાર આવ્યો કે "ધારો કે હું અમીરના સંશયનો ભોગ થઈ ફાંસીએ લટકું અગર કેદખાને પડું તો મારાં છોકરાંને કોણ ઉછેરશે? નાના પ્રકારની ચિંતાથી તેનું હૃદય અશાંત થઇ ગયું, પરંતુ પલાયન સિવાય બીજો કોઇપણ ઉપાય મળ્યો નહિ. તેઓ આસન તજી ઉભા થયા, અને રાજસભામાં પ્રવેશ ન કરતાં ઘર તરફ ચાલ્યા.

---



## પ્રકરણ ૧૪ મું

### નિમકહલાલીનું ઇનામ

—:o:—

ગુલબેગમ માલિકની રાહ જોઈ જાળીઆંમાં બેઠી હતી. તેનાં હૃદયમાં નાના પ્રકારના વિચારોનું તોફાન મચ્યું હતું; તે વિચારતી હતી, "મારા માલિક પર મહાન અપરાધ ઢોળી પાડવામાં આવ્યો છે, તેઓ મુક્ત થઈ ઘેર આવશે ? જો આવે તો શું કરશે ? ત્યાર બાદ આ દેશમાં રહેવું એ શું સારૂં છે ? અને જો શત્રુઓનું તરકટ સફળ નીવડે, તેમનાપરનો ગુનો સાબીત થાય, તેમને કેદખાનું મળે, તેઓ જિંદગીમાં કદી પણ મુક્ત ન થઇ શકે; તો પછી શો ઉપાય કરવો ? " ગુલબેગમ ભયથી કંપવા લાગી.

મીરમુન્સી ક્યારના બહાર ગયા હતા; ગુલબેગમ કોઇ પણ રીતે મન સ્થિર કરી શકી નહિ, છેવટે તેણે નક્કી કર્યું કે માને મળવા જવાને બહાને ઘર છોડવું; પરંતુ ગૃહિણી સેલિમાની રજા સિવાય માને મળવા જવાય તેમ નહોતું. તેણે સેલિમાની રજા માગી; તેણે

કહ્યું, " મારે મારી મા સાથે જરૂરની વાતચીત કરવી છે, તમારી રજા હોય તો હું તેની પાસે જાઉં. "

સેલિમાએ કહ્યું, " તેમ કેવી રીતે બની શકે ? આગાસાહેબ ઘેર નથી; તેનો મત લીધા સિવાય હું તને કયાંએ જવા દઇ શકીશ નહિ. ત્યાં ન જતાં તારી માને અહીં બોલાવ તો સારૂં. "

ગુલબેગમે કહ્યું, " ના, તેની જરૂર નથી. તમે મને આટલું બધું ચાહો છો, અને મારા પર આટલો સાધારણ ઉપકાર કરવામાં પણ આનાકાની કરો છો ! ખરેખરે, હું બહુજ અભાગણી છું, પૃથ્વી પર મારે મુખ બતાવવાનું સ્થાન નથી. જો મારી પાસે પૈસા હોત, તો બધું આપી આ બાબતમાં તમારી રજા મેળવત; પરંતુ હું ગરીબ છું. જો તમે મને જવા દેશો તો હું તમને એવી ચીજ ભેટ આપીશ, કે જે બજારમાં હજાર રૂપીઆ આપતાં છતાં ન મળે. હું આગાસાહેબ માટે જે શાલ પર જરી કામ કરતી હતી, તે પૂરૂં થયું છે, આગા એ જાતની શાલ વાપરવા ઇચ્છતા નથી; તેઓનો શોખ જૂદોજ છે. મારી ઇચ્છા છે કે તમેજ એ શાલ વાપરો. "

ગુલબેગમે પેટી ઉઘાડી શાલ બહાર કાઢી અને તે પહોળી કરી સેલિમાને બતાવી. શાલ જોઇ સેલિમાને બહુ લોભ થયો; તેણે કહ્યું, " તું તારી માને મળવાનો આટલો બધો આગ્રહ બતાવે છે, તો પછી તને અટકાવવી એ યોગ્ય નથી; પરંતુ આગાસાહેબને જણાવ્યા વિના તને રજા આપું તો મારી કસૂર થાય. "

ગુલબેગમે કહ્યું, " ત્યારે તમે એ વિષે કહેજો; તમે કહેશો એટલે તે માની જશે. મને તો કંઇ પણ કહેતાં શરમ આવે છે. "

સેલિમાએ કહ્યું, " વારૂ, હું કહીશ, પરંતુ તું જવાની છે ક્યારે ? "

ગુલબેગમે કહ્યું, " અત્યારે તો વખત નથી, સંધ્યાકાળ પછી જઈશ. રાત્રે પાછી આવી શકીશ નહિ, મારે ઘણી વાતો કહેવાની છે; કાલ સવારમાં આવીશ. તમારો 'બોકરા' મને આપજો, નહિ તો બહાર જઈ શકશે નહિ. "

બોકરા, એક જાતનું ઢાંકણ હતું; તેથી પગથી માથાં સુધીનું શરીર ઢંકાઈ જતું, તે પહેરી અફગાન સ્ત્રીઓ ઘર બહાર નીકળે છે.

સેલિમા શાલ લઈ સંતુષ્ટચિત્તે પોતાનાં શયનગૃહમાં આવી; અને ગુલબેગમને એક નવીન 'બોકરા,' આણી આપ્યો, ત્યારબાદ ગુલબેગમે પોતાના માલિકનો એક જુનો પોશાક બહાર કાઢી પહેર્યો. પુરુષનો પહેરવેશ પોતાને કેવો લાગે છે, તે જોવા માટે આરસો લીધો. પોતાનો વેશ જોઈ તેને હસવું આવ્યું. તેણે તે પોશાકપર ' બોકરા ' પહેર્યો. ત્યારબાદ પોતાના દાગીના વગેરે એક પોટલીમાં બાંધી તે બોકરાની નીચે છાતી આગળનાં ખીસાંમાં રાખ્યા.

ગુલબેગમ આ રીતે તૈયાર થઈ મનમાં બોલી, " આજ રાત્રેજ મારા માલિક સાથે મારે સ્વદેશ તરફ નાસવાનું છે. એકાદ બંદુક હોય તો સારૂં, તે માલિક લેશે. સ્વદેશમાં ગયા બાદ હું તેમને થોડા રોજ કોઈ અજાણ્યા સ્થળે છુપાવી રાખીશ. મારી મદદ વગર તે કદી પણ પોતાને સ્વદેશ જઈ શકશે નહિ. પરંતુ તે નાસવાની સંમતિ આપશે ? ગમે તેમ થાય, પણ તેને આજે તો નસાડવા જોઈએ. તેમની વિપત્તિ આંખમાં આંગળાં નાખી બતાવશે તોપણ તેમને તે રસ્તો નહિ સૂઝે ? હજુ પણ તે આવ્યા નહિ ! શું કંઈ મુશ્કેલીમાં તો નહિ આવી પડ્યા હોય ? "

થોડીવાર પછી બારણાં પાસે પગરવ સંભળાયો; એ પરિચિત પગરવ સાંભળતાંજ ગુલબેગમ સમજી ગઈ કે માલિક ઘેર આવે છે. ગુલબેગમનાં હૃદયનો ભાર ઓછો થયો; પરંતુ વાત શી રીતે શરૂ કરવી, માલિક આગળ નાસવાની માગણી શી રીતે કરવી, તે બાબત તે કશું નક્કી કરી શકી નહિ; ઉદ્વેગથી તેનું હૃદય વારંવાર ધબકવા લાગ્યું.

મીરમુન્સીએ ઘરમાં આવી જોયું તો જણાયું કે ગુલબેગમ બોકરા પહેરી બેઠી છે! તેમણે નવાઇ પામી પૂછ્યું, "ગુલબેગમ તું 'બોકરા' પહેરી કેમ બેઠી છે? ક્યાંય જવાનું છે કે શું?"

ગુલબેગમ ઉભી થઇ બોલી, "આગાસાહેબ, બાંદીની ગુસ્તાખી માફ કરો. આપ મારી સાથે છુપી રીતે આ શહેર છોડો; આપને સાથે લઇ જવા માટેજ મેં આ પોશાક પહેર્યો છે. આપ અહીં એક ક્ષણ પણ રહેતા નહિ; આપની ચારે તરફ શત્રુઓ છે, ડગલેડગલે આપ વિપત્તિમાં આવી પડશો! અહીં રહેશો તો આપ બે ચાર દિવસમાં એટલી બધી મુશ્કેલીમાં આવી પડશો કે તેમાંથી કદી પણ છૂટી શકશો નહિ. મેં છુપી રીતે બધી તૈયારી કરી રાખી છે. મેં સેલિમા પાસે આજની રાતની રજા માગી છે; માને જોવા જવાની છું એવું બહાનું કાઢ્યું છે. મેં શો સંકલ્પ કર્યો છે, તે કહેવા જેટલો સમય નથી; પરંતુ આપ મારાપર વિશ્વાસ રાખો, મારાપર આધાર રાખો. સેલિમા આપની આજ્ઞા વગર મને રજા આપતી નથી; તે જો આપની પાસે રજા માગવા આવે, તો આપ કૃપા કરી તેમાં ડખલ કરતા નહિ, હું મારૂં જીવન બચાવવા માટે આ વિનંતિ કરતી નથી. પ્રભુ, આપનું રક્ષણ કરો, આપને આ વિપદ્‌–સાગરમાંથી બચાવવા

એજ મારૂં પ્રધાન કર્ત્તવ્ય છે; અને તે માટેજ હું બાંદી છું છતાં આ-પની પાસે આવી પ્રાર્થના કરવાનું સાહસ કરૂં છું.” ગુલબેગમે બહાર કોઇનો પગરવ સાંભળ્યો, તે તરતજ તે ઓરડાની બહાર ચાલી ગઇ.

મીરમુન્સી કંઇપણ કહે તે પહેલાં સેલિમાએ તેની આગળ આવી કહ્યું, “આગાસાહેબ, બાંદી ગુલબેગમે ઘણા દિવસ થયાં તેની માને જોઇ નથી, તેથી તે બહુ ચિંતાતુર થઇ છે. આજ સંધ્યાકાળ વખતે તેણે પોતાની મા પાસે જવાની મારી પાસે રજા માગી છે; પરંતુ આપની રજા સિવાય હું તેને શી રીતે રજા આપી શકું?—ગુલબેગમ બહુ સારી છોકરી છે, તેનાપર હું બહુ વિશ્વાસ રાખું છું. એક રાત માટે તેને રજા આપવાથી આપણને કશી અગવડ પડશે નહિ; વળી ગુલબેગમ કોઇની પાસે આપણાં ઘરની વાત કહે તેવી નથી.”

મીરમુન્સીએ શાંત દૃષ્ટિથી સેલિમાના મુખ સામું જોયું, ત્યાર પછી તે ધીમે ધીમે બોલ્યા, “ગુલબેગમ પોતાની માને મળવા જાય, તે માટે તારી પાસે રજા કેમ માગે છે? મને કહ્યું હોત તો ચાલત. હું શું દાસદાસીઓ તરફ કઠોર વર્ત્તન ચલાવું છું કે મારી પાસે વાત કરતાં અચકાય છે? ગુલબેગમને મારી પાસે મોકલ; તે તેની મા આગળ શામાટે જવા માગે છે, તે મારે જાણવું જોઇએ; જો અગત્યનું કામ હશે, તો જરૂર રજા મળશે ”

સેલિમા મનમાં બોલી, “આજે આગાસાહેબનો મિજાજ ઠીક જણાય છે. આવાં મીઠાં વચનો તેમનાં મુખે હમેશાં સાંભળવામાં આવતાં નથી! આજ સવારમાંજ તેમનો મિજાજ જલઃ થઇ ગયો હતો; મને લાગે છે કે આજે દરબારમાં અમીરસાહેબ પાસેથી તેમને કંઇ શિરપાવ મળ્યો હશે, તેથી આટલા બધા આનંદી જણાય છે! વાહ, આજે શું આપણે પણ ઇનામ નહિ મેળવીએ?”

સેલિમા બારણામાં ઉભી ઉભી ગુલબેગમને બોલાવવા લાગી, " ગુલબેગમ, આગાસાહેબ તને બોલાવે છે. જલદી આવ."

ગુલબેગમ મીરમુન્સી સમક્ષ હાજર થઇ. તેણે કહ્યું, " ગુલબેગમ, તું તો કદી બહાર જવા માગતી નહોતી, આજે એકાએક તને બહાર જવાનું મન શાથી થયું? તારી માને અહીં બોલાવીએ તો નહિ ચાલે?"

ગુલબેગમે સેલિમા તરફ જોઇ બોલી, " કેટલાક દિવસ થયાં મારી માના સમાચાર નથી; કાલરાત્રે સ્વપ્ન આવ્યું, તેમાં મારી માને સખત રોગ થયો હોય એવું જણાયું; તે માટે મારૂં મન બહુ ઉદ્વેગમાં છે."

એ દરમિઆન સેલિમા ચાલી ગઇ. એટલે ગુલબેગમે ધીમેથી કહ્યું, આગાસાહેબ, આજે મેં માની પાસે જવાનું બહાનું કાઢી રજા ન માગી હોત તો દાસદાસીઓના મનમાં શક પેદા થાતે; આજેરાત્રે મને રજા મળી છે, એ સાંભળતાં કોઇને કશો શક રહેશે નહિ. તે દરમિઆન હું આપની સાથે બહુ દૂર ચાલી જઇ શકીશ. મારી મદદ વગર આપ કોઇપણ રીતે આ રાજ્ય છોડી શકશો નહિ; તેથી હું આપની સાથે આવવા તૈયાર થઇ છું. આપ મારી વિનંતિ તરછોડશો નહિ. હું આપને રસ્તો બતાવી લઇ જઇશ. રસ્તામાં કોઇપણ મને સ્ત્રી ધારશે નહિ, મારો છુપો વેશ જૂઓ–" એમ કહી ગુલબેગમે 'બોકરો' દૂર કરી પુરૂષનો છુપો પોશાક મીરમુન્સીને બતાવ્યો; ત્યાર પછી તે આગળ બોલવા લાગી, "હું પહેલાં બહાર જઇશ, પરંતુ મારી મા પાસે જઇશ નહિ; પહાડની બાજુએ જ્યાં બીબીસાહેબની કબર છે, તે કબરસ્થાનમાં જઇ આપની રાહ જોઇશ. હું તે સ્થાન

બરાબર ઓળખું છું. આપ ત્યાં મને આવી મળશો. આપ ઘોડાપર આવજો. એક નોકરને સાથે લેજો, તે પણ ઘોડાપર બેસી આવે એવો બંદોબસ્ત કરશો. આપ તે નોકરને બંને ઘોડા લઇ કબરસ્તાનથી થોડે દૂર રાહ જોવાનું કહેશો. કબરસ્તાનમાં નમાજ પૂરી કરી આપ તેની પાસે જઇ કહેશો કે ' કબરસ્તાનમાં ' એક અમલદાર સાથે મેળાપ થયો છે,-તેની સાથે કોઇ જરૂરી સરકારી કામ માટે કેટલાક ગાઉ આવેલ એક બીજાં કબરસ્તાનમાં જવાનુ છે; અમે ઘોડાપર જવાના છીએ. માટે તું કાબુલ જા. ' ફકત એટલુંજ નહિ પણ એ નોકરને વધુમાં એ પણ જણાવશોકે 'તુ ઘેર જઇ ઘોડારમાંથી એક બીજો ઘોડો લઇ જેમ બને તેમ જલદે પાગમાન જજે.'' તેને કોઇપણ બહાને ત્યાંના સુબેદાર પાસે મોકલશો સુબેદારને શો સંદેશો કહેવો તે આપ નક્કી કરી લેશો. કોઇ પણ બહાને તેને ત્યાં મોકલવામાં આપને કશી અડચણ નડશે નહિ. તેને એકદમ પાગમાન મોકલવાનો ઉદ્દેશ એ છે કે તે ત્યાંથી રાજધાનીમાં ન આવે, ત્યાંસુધી આપ કઇ દિશામાં ગયા છો, તે કોઇ જાણી શકશે નહિ. આથી જ્યારે આપની ખોળ થશે, ત્યારે આપણે ઘણે દૂર નીકળી ગયાં હશું. હુ આપના નોકરના ઘોડા પર ચઢી આપને રસ્તો બતાવતી ચાલીશ. ઘોડેસ્વાર થયા પહેલાં હુ 'બોકરો' ઉધાડી કોઇ પહાડની ગુફામાં છુપાવી રાખીશ, તેથી કોઇ પણ માણુસ મને સ્રી ધારશે નહિ. આપ આપના નોકરને કહી રાખશો કે " કાલે શુક્રવાર છે, નમાજનો દિવસ છે, હુ કાલ આખો દિવસ આ સમાધિસ્થાનમાં રહી નમાજ પઢીશ, માટે તું સુબેદાર પાસેથી જે જવાબ લાવે તે મને અહીં પહોંચાડજે; ત્યાર પછી રાજધાનીમાં જજે.'' કબરસ્થાનથી રાજધાની સાત આઠ ગાઉ દૂર

છે; માટે આપની ખોળ માટે માણસો નીકળે તે પહેલાં આપણે ઘણે દૂર નીકળી જશું. આપણે જુદે રસ્તે હાજરાપ્રદેશના પહાડોનો રસ્તો લેશું. તે માર્ગે અફગાન સીમાડા પર એક મુશ્કેલી છે; ત્યાં પ્રહરીઓ હોય, તો તે કદાચ આપણને અટકાવશે. પરંતુ તેની આંખમાં ધૂળ નાખવાનું કામ આપને માટે મુશ્કેલ નથી. અમીર જો આપની ખોળ કરવા માટે ચારે તરફ સ્વારો દોડાવે, તોપણ તે વ્યવસ્થા આપણે નાસી છૂટીએ તે પછી દોઢ દિવસ પહેલાં થવાની નથી. વળી આવતી કાલે શુક્રવાર હોવાથી અમીર આપની ભાળ નહિ લે; તે ધારશે કે આપ નમાજ પઢવા ગયા છો, બીબી સાહેબનાં કબરસ્તાનમાં આપ નમાજ પઢવા જાઓ છો, તે બાબત અમીરસાહેબ જાણે છે. મારી યુક્તિ બરાબર છે કે નહિ, તે આપ તપાસી જૂએ."

મીરમુન્સી એકાગ્રચિત્તે ગુલબેગમની વાત સાંભળતા હતા; તેણે તેને બોલતાં અટકાવી નહોતી. તે બધી વાત સાંભળી એ હાજરા યુવતીની પ્રત્યુત્પન્ન મતિ અને પ્રભુભક્તિ જોઈ તે બહુજ આનંદ પામ્યા; તે મનમાં બોલ્યા, "એ દયાળુ ખુદા, તું ધન્ય છે! હું નાસવા માટે વ્યાકૂળ થઇ રહ્યો છું, અહીંથી નાસ્યા સિવાય મારો છૂટકો નથી; પરંતુ હું એકલો આ રાજ્ય છોડી શકું તેમ નથી. કોને સાથે લઉં, કોનાપર વિશ્વાસ રાખું, તે નક્કી ન કરી શકવાથી હું બહુ મુંઝાતો હતો; પરંતુ તેં અગાઉથીજ મારો મદદગાર નક્કી કરી રાખ્યો છે! આ વિપદસમુદ્રમાં આ યુવતીજ મારી જીવનનૌકાનો નાવિક છે, મને રસ્તો બતાવનાર છે! હું જાણતો નથી કે તેનાપર વિશ્વાસ રાખવો યોગ્ય છે કે નહિ; પરંતુ તારા ઇસારાની હું ઉપેક્ષા કરીશ નહિ. તું પાંગળાને પર્વત ઓળં-

ગાવે છે, આંધળો પણ તારી કૃપાથી દિવ્યદૃષ્ટિ મેળવે છે; તારી દયાની હદ નથી."

માલિકને મુંગા રહેલા જોઇ ગુલબેગમ વ્યાકુળચિત્તે પૂછવા લાગી, "આ બાંદીને આપનો શો હુકમ છે ? હવે વખત નથી, આપણે બહુ દૂર જવાનું છે."

મીરમુન્સીએ કહ્યું, "સેલિમાને કહેજે કે મારી મા પાસે જવા માટે આજની રાત રજા મળી છે" બધું કાર્ય તારી ઇચ્છા મુજબ થશે."

ગુલબેગમ આનંદથી ગદગદ સ્વરે બોલી, "માલિક, આટલા દિવસે આ બાંદીને તેની પ્રભુભક્તિનું ફળ મળ્યું, આપ થોડા પૈસા અને બંદુક સાથે રાખશો; રસ્તામાં હથિયારની જરૂર પડશે. આપ જલદી તૈયાર થાઓ."

ગુલબેગમ મીરમુન્સીનો ઓરડો છોડી ચાલી ગઇ. મીરમુન્સી બાળકોનાં ભવિષ્યની ચિંતાથી વ્યાકુળ થયા, બંને હાથે મ્હોં ઢાંકી મુંગે મ્હોંએ રૂદન કરવા લાગ્યા; હાય, તેની એ નિદાસરૂણ હૃદય-વેદાન કોઇની પાસે પ્રકટ કરી શકાય તેમ નહોતું.





## પ્રકરણ ૧૫ મું

### ઘર છોડયું



અફગાનિસ્તાનમાં ઝળઝળું વધુ વખત રહેતું નથી; સૂર્યાસ્ત પછી થોડીવારમાં સંધ્યાકાળનો અંધકાર ગાઢ બની જાય છે. ત્યાં અંધારિઆની રાતો આપણા દેશની અમાસની રાત કરતાં પણ વધુ અંધકારમય હોય છે. એવી ઘોર રાત્રે રસ્તાપર મુસાફરી કરવાનું કામ અતિશય કઠણ છતાં અજવાળી રાત્રે અફગાનરાજ્યમાં મુસાફરી કરવામાં જરાપણ કષ્ટ પડતું નહિ. મીરમુન્સીએ જે રાત્રે ઘર તજવાનો સંકલ્પ કર્યો હતો, તે રાત અજવાળી હતી, પરંતુ ચાંદની બહુ સ્પષ્ટ નહોતી.

મીરમુન્સી સંધ્યાકાળ વખતે ઘોડાપર બેસી ચાલતા ચાલતા મધરાતને શુમારે અફગાનિસ્તાનની હદમાં આવેલ સમાધિક્ષેત્રમાં આવી પહોંચ્યા; સાથે એક ઘોડેસ્વાર હતો-વાંચકો સમજી ગયા હશે કે એ નોકર છુપાવેશવાળી ગુલબેગમ હતી.

એ કબરસ્તાન કાબુલથી લગભગ પંદર ગાઉ દૂર પૂર્વમાં ડુંગરાળ રસ્તા પાસે આવેલું હતું. તેની ચારે બાજુએ અસંખ્ય પર્વતો આકાશતરફ માથું ઉંચું કરી ધ્યાનમગ્ન યોગીની પેઠે પદ્માસન વાળી રહ્યા હતા. ઝાંખા ચંદ્રના પ્રકાશમાં તે દૃશ્ય ચિત્રપટપર આંકેલા

ચિત્ર જેવું જણાતું હતું. એ પર્વતોની હાર અફગાન રાજ્યની પૂર્વ સીમા હતી; ત્યારપછી હાજરાઓનાં રાજ્યની સીમા શરૂ થતી હતી. કબરસ્તાનથી થોડે દૂર રસ્તાને મધ્યસ્થળે એક ચોકી હતી; એક હવાલદાર એ ભયંકર રાતે પણ ચોકીનું રક્ષણ કરવા માટે હથિયાર-બંધ થઈ ઉભો હતો !

નોકર સાથે મીરમુન્સી આગળ આવેલા જોઇ હવાલદારે બંદુક ખાંધપર મૂકી તેની પાસે આવ્યો. મીરમુન્સી ઘોડાપરથી ઉતર્યા. હવાલદારે ચંદ્રના પ્રકાશમાં મીરમુન્સીને ઓળખ્યા; તેણે તરતજ બંદુક નમાવી કહ્યું, "સલામ આલેકમ મીરમુન્સીસાહેબ ! આવી રાતે આપ એકજ નોકર સાથે રાજધાનીથી આટલે દૂર શામાટે આવ્યા છો ?–રસ્તો બહુ ખરાબ છે; ચારે તરફ લૂટફાટની બીક લાગે છે, અહીં હિંસક પશુઓનો પણ તોટો નથી. રાતને વખતે તંબુથી દૂર જવું હોય તો પાંચ જણા સિવાય એકલા જવાની અમને પણ હિંમત થતી નથી. આપના સાહસની તારિફ કરવી જોઇએ !"

મીરમુન્સી રૂમાલથી મ્હોં લૂછી બોલ્યા, "હવાલદાર તમે સાચું કહો છો,–પરંતુ ચાલો પહેલાં તમારા તંબુમાં જઇએ; ટાઢથી હાથ પગ અકડાઇ ગયા છે ! અહા–કેવી ભયંકર ટાઢ ! આગથી હાથ પગ શેકી જરા ગરમ થઇએ."

નોકર સાથે મીરમુન્સી હવાલદારના તંબુમાં ગયા. તંબુની અંદર એક કુંડમાં દેવતા સળગતો હતો, એક જાડું લાકડું કાયમને માટે સળગતું રાખવામાં આવતું હતું; મીરમુન્સી તેની પાસે બેસી તાપતાં તાપતાં છુપા વેશવાળી ગુલબેગમને કહેવા લાગ્યા, "અરે ખાકસા, તું અહીં બેસી તાપ, હાથ પગ ગરમ કરે નહિ તો ટાઢથી

ફેરી જઈશ !" ત્યારબાદ તેણે હવાલદાર તરફ જોઇ કહ્યું, " જૂઓ હવાલદાર, મારો આ નોકર બહુજ વિશ્વાસુ અને આજ્ઞાવહ છે; પરંતુ એ બિચારો મુગો છે, તેનાં મ્હોંએ કોઇપણ છૂપી વાત બહાર પડવાનો સંભવ નથી. વાચાળ નોકર સાથે રાખવાથી બહુ વેઠવું પડે છે, તે બકબક કરીને માથું ખાઇ જાય છે! આવાને સાથે રાખવાથી એ અગવડ ભોગવવી પડતી નથી, મુંગાના શત્રુ કોણ હોય ? કોઇપણ જાતની છુપી ચિઠીઓ હુ આની મારફતજ મોકલું છું; છુપી રીતે બહાર જવું હોય, તોપણ એનેજ સાથે રાખું છું."

હવાલદારે ધીમેથી પૂછ્યું, " શું એની જીભ કાપી નાખવામાં આવી છે ?"

મીરમુન્સીએ કોમળસુરે કહ્યું, " ના, ના, હું એવો નિષ્ઠુર નથી; એ જન્મથીજ મુગો છે. એની ઉમર આઠ વરસની હતી, ત્યારે મેં તેને ખરીદ્યો હતો; તે વખતે તે તદ્દન ગધેડા જેવો હતો, મેં તેને બહુ કષ્ટ વેઠી માણુસ બનાવ્યો છે. ચાકરને કેળવવો એ સહેલું કામ નથી."

હવાલદારે કહ્યું, આ રીતે એક મુંગા નોકર સાથે આપ રાતને વખતે રાજધાનીથી આટલે બધે દૂર આવ્યા છો ! આપના જેવા ઉમરાવ માટે એ સારૂં નથી; આપનું જીવન કિંમતી છે."

મીરમુન્સીએ કહ્યું, " હવાલદાર, અહીં તમારી ભૂલ થાય છે, તમે અમીરના અતિ વિશ્વાસુ અમલદાર છો, બુદ્ધિમાન અને સાવચેત છો; અહીં તમે સંધ્યાકાળ પછી એકલા તંબુની બહાર નીકળી શકતા નથી, કારણકે અહીં તમને બીકનું ચોમ્મકારણ મળી રહ્યું છે..

અમીર સાહેબે તમને વિશ્વાસુ જાણી તમારાપર આ ઘાટનાં રક્ષણનો ભાર મૂકયો છે. મુસાફરો કંઇપણ મુશ્કેલી વગર આવજા કરે, લૂટારાઓ મુસાફરોને લૂટી ન લે અગર મારી ન નાખે તે માટેજ તમને અહીં રાખવામાં આવ્યા છે. લૂટારાઓ તમને ઓળખે છે, તમને પોતાના શત્રુ માને છે; પરંતુ મને તેઓ શત્રુ માનતા નથી. મેં તેઓને કશું નુકસાન કર્યું નથી; ઉલટું તેઓ મુશ્કેલીમાં આવી પડે, તો તેનું દુઃખ ઓછું કરવાના મેં પ્રયત્નો કર્યા હશે. શાન્તિ એજ મારાં જીવનનું લક્ષ્ય છે. ખુદાની કૃપાથી અમીરસાહેબની પણ મારાપ્રત્યે નેકનજર છે; તેથી સદહદના અનેક લૂટારાઓ મારી મદદથી જીવતા પાછા ફરી શકયા છે. તેઓ મને શા માટે નુકસાન કરે ! તેઓ મને શત્રુ ધારતા નથી, પણ મિત્ર ધારે છે.

હવાલદારે માથું હલાવી કહ્યું, "હજુર જે કહે છે, તે બધું ખરૂં છે; આ પ્રદેશમાં એવું કોઇપણ માણસ નહિ હોય કે જે આપથી કંઇને કંઇ ઉપકાર પામ્યું નહિ હોય, આપ જો હીરાને મહોરોની થેલી લઇ આ પ્રદેશના રસ્તામાં મુસાફરી કરો, તોપણ આપ કશી મુસ્કેલીમાં ન આવી પડો, તે હું જાણું છું. પરંતુ આ પ્રદેશના લોકો સિનવારી છે; આપ જાણતા તો હશો કે આપણા દેશમાં એક કહેવત છે કે "વિંછીનો વિશ્વાસ કરજો, પણ સિનવારીનો કદીપણ વિશ્વાસ ન કરતા." ખરેખર તેઓ બહુજ નિમકહરામ લોકો છે ! આપ ગમે ત્યાં જતા હો, પણ આજ આ તંબુ છોડશો નહિ; રાત અહીં ગાળી સવારમાં જવું હોય ત્યાં જજો. અહીં સૂતાં આપને ઉંઘ નહિ આવે, પણ તેનો કંઇ ઉપાય નથી. આપ કૃપા કરી મારૂં આતિથ્ય ગ્રહણ કરો; મારા ખાટલામાં સૂઇ રહો. હું આપના માટે ચા બનાવું છું. આટલી રાતે આપનાં ભોજનની બીજી વ્યવસ્થા તો કરી શકીશ નહિ, તોપણ

આપને ઇંડાં, રોટલી અને દહીં આપી શકીશ; તે ખાઇ આપ કોઇ-પણ રીતે ભૂખ મટાડશો. આ અતિ ગંદુ સ્થાન છે, અહીં અમીર-ઉમરાવને લાયક ખોરાક મળી શકતો નથી; કાબુલનું સુખ આ ડુંગ-રાળ પ્રદેશમાં મળે તેમ નથી."

મીરમુન્સી હવાલદારની પરોણાગતથી અત્યંત ખુશી થઇ બોલ્યા, "ભૂખ્યા મુસાફર માટે આ કરતાં વધુ ખોરાકની શી જરૂર છે? જીવન ધારણ કરવા માટે વિલાસની જરૂર નથી. જીવન ધારણ કરવા માટે જે જે સામગ્રી જોઇએ, તે તે સામગ્રી દયાળુ પ્રભુએ બધાંને પૂરી પાડી છે. ચોકખું પાણી, સ્વચ્છ વાયુ, અને સૂર્યનાં કિરણો કોઇને ખરીદવાં પડતાં નથી, દયામયનાં રાજ્યમાં તેનો તોટો નથી. વિદેશીઓ અફગાનોની ઘણી ભૂલો બતાવે છે, પણ પરોણાગત કરવામાં તેના જેવી બીજી કોઇ જાતિ હશે કે નહિ એ શક પડતી વાત છે. બધાની શક્તિ બરાબર હોતી નથી; ભૂખ્યા અતિથિ આગળ ધનવાનનાં મિષ્ટ ભોજનો કરતાં ગરીબનાં લૂખાં અન્નની કિંમત ઓછી હોતી નથી."

મીરમુન્સીની વાત સાંભળી હવાલદારે છાતીપર હાથ મૂકી માથું નીચું કરી તેને અભિવાદન કર્યું, ઉંચી પદવીવાળા અમલદારની આવી સહાનુભૂતિ તેણે કદીપણ મેળવી નહોતી. પરંતુ તે જાણતો હતો કે મીરમુન્સી જેવો સાચો માણસ અમીરના દરબારમાં બીજો કોઇ નથી; આથી તે તેમની વાત સાંભળી નવાઇ પામ્યો નહિ, તેના તરફ શ્રદ્ધા-ભક્તિથી તેનું હૃદય પૂર્ણ થઇ ગયું. તુચ્છ હવાલદારની વાત તો દૂર રહી, પણ અફગાનિસ્તાનનો કોઇપણ આબરૂદાર સરદાર પણ મીરમુ-ન્સીના શિષ્ટાચારથી ગૌરવ ને ગર્વ અનુભવતો હતો.

હવાલદારે કહ્યું, "આગાસાહેબ, આપ રાત્રે અહીં રહેશો ? હું આપને માટે વ્યવસ્થા કરૂં ?"

મીરમુન્સીએ કહ્યું, "ના હવાલદાર, હું અહીં વિશ્રાંતિ લઇ શકીશ નહિ; આ દુર્ગમ ડુંગરાળ પ્રદેશમાં તમે હમેશાં કર્તવ્ય બજાવો છો, તેથી એકાદ બે મીઠાં વચનોથી તમને ઉત્સાહ આપવા ખાતર મેં તમારી મુલાકાત લીધી છે. મારે બીજે સ્થળે કામ છે; હું થોડે દૂર આવેલ સમાધિક્ષેત્રમાં રાત રહીશ. તે સ્થાન અહીંથી કેટલું દૂર છે ? આ પ્રદેશના રસ્તાથી હું અજાણ્યો છું. અગાઉ હું આ રસ્તે વધુ વખત આવ્યો નથી."

હવાલદારે કહ્યું, "સમાધિક્ષેત્ર અહીંથી બહુ દૂર નથી, ત્યાં પહોંચતાં ઘોડાને એકાદ કલાક લાગશે. જો આપને અત્યારેજ ત્યાં જવું હોય, તો મારા એકાદ બે ચોકીદારોને સાથે લઈ જાઓ. રાત્રે તેઓ ત્યાં જ રહેશે, આપનું કામ પૂરૂં થયે આપની સાથે કાલે અહીં પાછા ફરશે. આપ એકલા જતાં જો લૂટારાઓના પંજામાં સપડાશો, તો મારે સરકારને જવાબ આપવો પડશે. આપ આ રસ્તે ગયા છો, છતાં મેં આપની સાથે એક પણ ચોકીદાર મોકલ્યો નહિ, એ વાત સાંભળી અમીરસાહેબ મને ગરદન મારશે."

મીરમુન્સીએ જોયું કે આ તો મોટી મુશ્કેલી ઉભી થઇ ! હવાલદારની માગણી ન સ્વીકારવી એ પણ ખોટું છે, અને જો તેની માગણી સ્વીકારૂં તોપણ ખોટું છે. પરંતુ એ નિરક્ષર અને સરલ પ્રકૃતિ લડવૈયાને વખાણદ્વારા છેતરવાનું કામ તેના જેવા કૂટબુદ્ધિવાળા રાજનીતિજ્ઞને માટે કઠણ નહોતું. તેણે થોડીવાર થોભી કહ્યું, "જૂઓ હવાલદાર, તમને એક છુપી વાત કહું. મારા માલિક અગાઉ મારા

પર જેટલો વિશ્વાસ રાખતા, તેવો વિશ્વાસ અત્યારે રાખતા નથી. તે મારા તરફ અસંતુષ્ટ છે, એમ કહેતો નથી; પરંતુ મારા શત્રુઓ પ્રબળ બની ગયા છે, તેઓ ડગલે ડગલે મને દુઃખી કરવાનો પ્રયત્ન કરે છે."

હવાલદારે નવાઇ પામી કહ્યું, " બહુ તાજુબીની વાત ! આપ તો અમીરસાહેબનો જમણો હાથ છો; આપની સાથે વાતચીત કર્યા સિવાય તેઓ કશું કરતા નથી, તેઓ આપને પુત્ર કરતાં પણ વધુ ચાહે છે; હજુરના દરબારમાં આપના કરતાં યોગ્ય અમલદાર બીજો કયો છે ? દુશ્મનો આપની વિરુદ્ધ અમીરસાહેબના કાન ભરે છે ! ખુદા, તારો આતે કેવો ન્યાય ? આ વાત પર કોઇ વિશ્વાસ પણ ન મૂકી શકે. પરંતુ આવી વાત મારે કાને આવી હતી ખરી, પણ મેં તો એ ખોટી માની ઉડાવી દીધી હતી. ત્યારે એ વાત ખોટી નથી, હજુર ? "

મીરમુન્સીએ કહ્યું, " પરંતુ હું તે માટે ગભરાતો નથી; અમીર સાહેબ મને સારીરીતે જાણે છે. તોપણ વાત એવી બની કે થોડા રોજ થયાં મારૂં શરીર સારૂં નહોતું. હું રીતસર દરબારમાં જઇ શકયો નહિ, એ તક સાધી મારા શત્રુઓએ અમીરસાહેબ આગળ મારા વિરુદ્ધ ઘણી વાતો કરી. એકને એક વાત વારંવાર સાંભળવાથી માણસનું મન ફરી જાય છે. મારા શત્રુઓએ પણ મારી વિરુદ્ધ એક બારે ફરિયાદ માંડી હતી, પરંતુ મારૂં નિર્દોષપણું સંપૂર્ણ રીતે સાબીત થયું છે; તેથી મારા શત્રુઓ દબાઇ ગયા છે, "

હવાલદારે માથું હલાવી કહ્યું, " દબાઇ જવું જ પડે ! બાવળની ડાળ સાથે જે શરીર ઘસવા જાય, તેનું શરીર છોલાયા સિવાય રહે ! વારૂ, પણ એ બનાવ સાથે આપનાં અહીં આવવાને શો સંબંધ છે."

હવાલદાર મ્હોંએ તો આટલાંજ વચનો બોલ્યો, પરંતુ અકસ્માત્ તેને લાગ્યું કે "મીરમુન્સી ખરી વાત છુપાવતા તો નથી? અમીરની બીકથી તે છુપીરીતે બીજા દેશમાં તો નહીં નાસી છૂટતા હોય? જો તેમ હોય તો તેને છૂટા જવા દેવાથી મારો જીવ જશે. માસિક છ રૂપીઆના પગારની ચાકરી કરતાં શું છેવટે જાન ગુમાવવો?" સંદેહથી તેની આંખો તીક્ષ્ણ બની ગઇ, તે બંદુક ખાંધપર ચઢાવી ઉભો અને રૂંધાયલા શ્વાસે મીરમુન્સીના ઉત્તરની રાહ જોવા લાગ્યો.

મીરમુન્સીએ કહ્યું, "મારી વિરૂદ્ધ ફરિયાદ મંડાઇ, તેથી મેં ખુદાની પ્રાર્થના કરી કહ્યું કે, "હે ખુદા, તું જો મને નિરપરાધી તરીકે જાહેર કરીશ, જો હું આમાંથી મુક્ત થઇશ, તો આ રાજ્યની સીમાપર જે પીરની દરગાહ છે, ત્યાં એકલો જઇ એક રાત્રિ નમાજ પઢીશ." તેથી અહીં હથિયાર વગર એકલો આવ્યો છું. દરગાહમાં મારે એકલા જવાનું ન હોય તો શું હું એકજ માણુસ સાથે ત્યાં જવા નીકળું ખરો? બીજું કંઇ નહિ પણ હથિયાર તો લાવુંજ ને? પરંતુ ખુદાની પાસે જે પ્રતિજ્ઞા કરી હોય, તે પાળવીજ જોઇએ; તે આ દુનિયાનો માલીક છે, એમ કરતાં જો વિપત્તિમાં પડવું પડે, તોપણુ શું?"

હવાલદાર મીરમહમ્મદે અસ્પષ્ટ સ્વરે કહ્યું, "અલ્લા અકબર, તે બચાવવા ધારે તો બચાવી શકે છે, મારવા ધારે તો મારી શકે છે, પરંતુ મને ખાત્રી છે કે આપના જેવા વિશ્વાસુ ભક્તનું અનિષ્ટ થવાનું નથી."

મીરમુન્સીએ કહ્યું, "અમીરસાહેબે કબૂલ કર્યું છે કે તેઓ

મારા શત્રુઓને બરાબર શિક્ષા કરશે. તેણે મને ખાણું લેવાનું નિમંત્રણ કર્યું હતું, પરંતુ હું તે નિમંત્રણ સાચવી શકયો નથી. કાલ શુક્રવાર છે, પીરના દરગાહમાં જઇ કાલેજ ત્યાં નમાજ પઢવાનું નક્કી કર્યું હતું; તેથી આ નોકરને સાથે લઇ આજ રાત્રેજ બહાર નીકળ્યો છું. કાલે દરબાર બંધ છે, કંઇપણ કામ નથી તેથીજ આવી શકયો છું."

હવાલદારનો સંદેહ જતો રહ્યો. મીરમુન્સી કેવા ધર્મિષ્ઠ, વિશ્વાસુ ને નિષ્ઠાવાન્ મુસલમાન છે, તે કાબુલમાં કોઇથી અજાણ્યું નહોતું, હવાલદાર પણ તે જાણતો હતો; આથી તેણે આ બધી વાતો સાચી માની.

થોડીવારમાં ભોજન પૂર્ણ કરી મીરમુન્સીએ પોતાના નોકરને કહ્યું, "બચ્ચા, તું પણ થોડું ખાઇ લે. આપણે હજુ પણ દૂર જવાનું છે; કંઇ ખાઇશ નહિ તો પછી આગળ કેવી રીતે જવાશે? કાલેજ પાછું ત્યાંથી ફરી વળવું પડશે; તે પહેલાં વિશ્રાંતિ લેવાની નથી.

પરંતુ ત્યાંથી પાછા ફરી કયાં જવાનું છે, તે મીરમુન્સી જાણતા નહોતા; જીવનમાં કદીપણ પાછું કાબુલ જોવાનું છે કે નહિ, તે વાત મીરમુન્સી જાણતા નહોતા. તેઓ અફગાનિસ્તાનની સરહદપર આવ્યા હતા, થોડા ગાઉ આગળ જતાંજ અફગાન ચોકીદારોની દૃષ્ટિ સદાને માટે ચૂકવવાના હતા, પરંતુ ત્યાર પછી કયાં જવાનું હતું? કેટલા દિવસે આ લક્ષ્યહીન લાંબો પંથ પૂર્ણ થવાનો હતો? નાના પ્રકારની ચિંતાથી તેનું હૃદય રૂંધાવા લાગ્યું. કાબુલનું સુંદર ઘર સાંભર્યું, છોકરાં સાંભર્યાં, તેનું હૃદય ધબકવા લાગ્યું; તેઓ પોતાને પૃથ્વીમાંના બધા જીવો કરતાં વધુ હતભાગી જીવ તરીકે માનવા લાગ્યા. પરંતુ ગુલબેગમ તેના માફક હતાશ થઇ નહિ, તે દૂર આશાનું ઉજ્જવળ

કિરણુ જોતી હતી જે જન્મભૂમિની સ્મૃતિ આટલાં વર્ષો થયાં સૂતાં બેસતાં, ખાતાં પીતાં તેનાં હૃદયમંદિરમાં જળવાઇ રહી હતી, જે જન્મભૂમિમાં જવા માટે તેનું તૃષિત ચિત્ત રાત દહાડો હાહાકાર કરતું હતું, તે દેશની ઉન્નત ગિરિશ્રેણી ચંદ્રના પ્રકાશમાં થોડે દૂરથી નજરે પડતી હતી! તે વિચારતી હતી, ફક્ત આટલોજ રસ્તો, ગમે તે રીતે ઓળંગું એટલે બસ! તેને ભૂખ નહોતી, તરસ નહોતી, આહારનિદ્રાની વાત જ તે વિસરી ગઇ હતી.

મીરમુન્સીની વાત સાંભળી હવાલદારે તેની સાથે ચોકીદારો મોકલવાની વાત પડતી મૂકી. હિંદુ હોય કે મુસલમાન હોય, પણુ જેનાં હૃદયમાં બિંદુમાત્ર ધર્મભાવ હોય, તે કોઇનાં પણુ ધાર્મિક કાર્યમાં અડચણુ નાખવાની ઇચ્છા કરતું નથી.

મધરાત વીત્યા બાદ મીરમુન્સી પુરૂષવેશધારી ગુલબેગમ સાથે સરહદપરનાં કબ્રસ્તાનમાં પહોંચ્યાં; કબ્રસ્તાનની પાસેજ એક ફકીરનું આસ્તાના હતું. ફકીર ઉંઘતો હતો.

મીરમુન્સીએ ઘોડાપરથી ઉતરી ગુલબેગમને કહ્યું, "ગુલબેગમ, હવે રાત થોડી રહી છે; બાકીની રાત અહીંજ ગાળીએ. સવારમાં આપણે તારા સ્વદેશ તરફ જશું."

ગુલબેગમે કહ્યું, "હવે અમીરસાહેબના ચોકીદારો આપની પાછળ પડયા હશે, તોપણુ કશો ભય નથી; ગમે તેટલા આવે, તોપણુ તેઓ મારા સ્વદેશમાં આપને ખોળી શકશે નહિ. આપને જે રસ્તે લઇ જવાની છું, તે માર્ગ હાજરાઓ સિવાય બીજું કોઇ જાણતું નથી. પેલો મારા સ્વદેશનો પહાડ છે; એ પહાડમાં જે ગુફાઓ છે, જે દુર્ગમ માર્ગો છે, તે અત્યારસુધી અફગાનોના સ્પર્શથી કલંકિત થયા નથી. અફગાનો ટોળાંબંધ થઈ ત્યાં જવાનું સાહસ કરી શકશે

નહિ. હવે થોડા ગાઉ જતાંજ આપણો ભય જશે. મળસ્કાંમાંજ આપણે આગળ ચાલવાનું છે; સવારપડે તે પહેલાં અફગાન હદ ઓળંગવાનું જરૂર છે. અહીં વિશ્રાંતિ ન લઇએ તો સારૂં હતું; પરંતુ બંને ઘોડા થાકી ગયા છે, તેઓને થોડો વિસામો આપવો જોઇએ. હવાલદારે ઘોડાને ખૂબ ખવરાવ્યું છે, એટલે તે બાબતની તો ચિંતા નથી."

મીરમુન્સીએ કહ્યું, "તેઓને ખુશી કરી બક્ષીસ આપી છેને?

ગુલબેગમે કહ્યું, "આગાસાહેબ, આપે મને જે પૈસા સોંપ્યા છે, તે બધા મેં ખરચી નાખ્યા નથી. ઘોડાના ખોરાકના પૈસા આપ્યા છે, તેથી વધુ કશું આપ્યું નથી; તેઓને બક્ષીસ આપવાથી તેઓને કદાચ સંદેહ પડત. આપણે કયા ઉદ્દેશથી આ બાજુએ આવ્યાં છીએ, તે ઉદ્દેશ જો તેઓના જાણવામાં આવત, તો તેઓ આપણને જરૂર બદીવાન બનાવત. હવાલદાર આપની સાથે ગમે તેટલી સભ્યતા રાખતો હોત, પરંતુ આપણે નાસેડુ છીએ, એવો તેને શક પડયો હોત તો તે કદીપણ આપણને જવા દેત નહિ. વારૂ, એ બલાતો ટળી."

મીરમુન્સીએ કહ્યું, "તેં બહુજ બુદ્ધિ વાપરી છે, પરંતુ આપણી વિપદ ટળી છે, એમ શાપરથી જાણ્યું? આપણે હજુ તો બહુ દૂર જવાનું છે."

ફકીરના આસ્તાનમાં પ્રવેશ કરી મીરમુન્સીએ તેની ઝુંપડી પાસે ઉભા રહી કહ્યું, "ફકીર સાહેબ, આજની રાત બે અતિથિને રહેવાની જગા આપશો?"

ફકીરસાહેબ ઉંઘતા હતા. ઘણા ઘાંટા પાડયા બાદ તેઓએ બારણું ઉઘાડયું. ને બત્તી લઇ બંને અતિથિઓ સામે આવી ઉભા. ફકીર મીરમુન્સીને ઓળખતો હતો; તેને જોઇ નવાઇ પામી બોલ્યો, "આ શું! મીરમુન્સી સાહેબ અત્યારે અહીં? આપ એકજ નોકર સાથે અહીં આવ્યા છો!"

મીરમુન્સીએ કહ્યું, "દીનતા એજ ધર્મ-કર્મનું પ્રધાન અંગ છે. સંસારી લોકોને લોભાવવા ખાતર ભપકાની જરૂર છે, પરંતુ ખુદાતાલાની પ્રસન્નતા મેળવવા જે તૈયાર થાય છે, તેને આડંબરની શી જરૂર છે અથવા લાવલશ્કર સાથે રાખવાથી શું ફાયદો છે? હું ખુદાની ભક્તિ કરવા અહીં આવ્યો છું. પરંતુ રસ્તાના થાકથી બહુજ હયરાન થયો છું; થોડો વખત વિશ્રાંતિ લઇ રાત પૂરી થતાં નમાજ પઢીશ. સવાર પહેલાંજ મારે પાછું ફરવાનું છે કાબુલથી ઘણે દૂર નીકળી પડયો છું; વાર લાગશે તો નકી કરેલા સમયે દરબારમાં હાજર થઈ શકાશે નહિ.

વૃદ્ધ ફકીર પોતાની છાતી સુધી પ્રસરેલી ધોળી દાઢીપર હાથ ફેરવી બોલ્યો, "સાચી વાત છે; પરંતુ મારૂં શરીર સારૂં નથી, રાત પૂરી થાય ત્યારે નમાજને વખતે આપને જગાડીશ શકીશ કે નહિ તે કહી શકતો નથી. આપના ચાકર પર એ જવાબદારી નાખો તો આપને અગવડ થાય તેમ છે?"

મીરમુન્સીએ કહ્યું, "જરા પણ નહિ, મારો નોકરજ મને જગાડશે, તે માટે આપને તસ્દી લેવાની જરૂર નથી; કેવળ આપ અમને સુવાની જગા બતાવી દેશો અને આ બે ઘોડાને ક્યાં બાંધવા તે કહેશો એટલે બસ થશે. આપને બીજું કશું કરવાનું નથી. આપને ઠીક નથી; આટલી રાત્રે આપની વિશ્રાંતિનો ધક્કો પહોચાડ્યો, તે ખાતર માફી આપશો"

એક નાની ઝુંપડીમાં એક કામળી પાથરી મીરમુન્સી સુઇ ગયા, તે એટલા બધા થાકી ગયા હતા કે સુતાંવેત તેમને ગાઢ નિદ્રા આવી ગઇ. ઊંઘી જવાથી કદાચ મોડું થઇ જાય, એ ભયથી ગુલબેગમ સૂઇ ગઇ નહિ; ઝુંપડીનાં દ્વાર પર બેસી તે પહેરો ભરવા

લાગી. ગુલબેગમ પણ બહુજ થાકી ગઇ હતી; પરંતુ ઉત્સાહે તેને ઉંઘવા દીધી નહિ.–પ્રેમ મૃત્યુનો પણ જય કરે છે, તો પછી નિદ્રા તો તુચ્છ ચીજ છે.

થોડીવાર બાદ ગુલબેગમ મીરમુન્સીની નમાજની તૈયારી કરી બે ઘોડાની ચાકરી કરવા લાગી. રાત પૂરી થવા આવી એટલે તેણે મીરમુન્સીને જગાડયા. તેણે ઉઠી નમાજ કરી. ત્યાર પછી નમાજ પૂરી થઇ રહ્યા બાદ ગુલબેગમે કહ્યું, " ખાવાનું તૈયાર છે આગા સાહેબ ! " એ દરમિઆન ગુલબેગમે ખાણાંની તૈયારી કરી રાખી હતી; હવાલદારે જે રોટલી ઇંડા વગેરે આપ્યું હતું, તેમાંનો કેટલોક ભાગ તેણે પોતાના માલિક માટે સાથે રાખ્યો હતો.

ઉપાસના કરી રહ્યાબાદ મીરમુન્સીએ પૂછ્યું, " ગુલબેગમ, તું ઉંઘી નથી ? "

ગુલબેગમે નીચું મ્હોં કરી કહ્યું, " ના પ્રભુ, થોડો વખત વિશ્રાંતિ લીધી છે; મારે માટે એજ પુરતું છે. ઉંઘી હોત તો બધું કામ વણસત. આપ જમી લો, આપણે લાંબો રસ્તો કાપવાનો છે, રસ્તામાં ખાવાનું મળશે કે નહિ તે શક પડતું છે. "

મીરમુન્સી સંતુષ્ટ થઇ બોલ્યા, " ગુલબેગમ, જો તું પુરુષ હોત, તો આ પ્રમાણે મારી સેવા કરત કે નહિ તે સંદેહ છે. ખુદાની ખાસ કૃપાવના તારા જેવો અનુચર મળી શકે નહિ. "

ગુલબેગમ શરમાઇ જઇ બોલી, " પ્રભુ, આપની સેવા સિવાય બીજી મારી ઇચ્છા નથી. રાત્રિ પૂરી થવા આવી છે, ઘોડા પર ચઢો. "

બંને ઘોડા દાબડાવડે સાંકડા પત્થરમય રસ્તા પર પડઘા પાડી દ્રુતવેગે હાજરાપ્રદેશ તરફ દોડયા.



## પ્રકરણ ૧૬ મું

### મુક્તિ



થોડીવાર પછી ઉષાના આલોકથી ચારે દિશા પ્રકાશિત થઇ રહી. ગુલબેગમ આગળ, ને તેની પાછળ મીરમુન્સીનો ઘોડો ચાલતો હતો. ગુલબેગમ ચાલતાં ચાલતાં હાથ લાંબો કરી બોલી, " આગ-સાહેબ, સામેનો આ પર્વત હાજરારાજ્યની હદમાં આવેલો છે; તે અમારો સ્વદેશ છે. આપણે અફગાનસીમા ઓળંગી ગયાં છીએ, હવે આપણને કશી બીક નથી !

મીરમુન્સી ઉંડો વિચાર કરતા કરતા જતા હતા, તેના વિચારોનો છેડો આવતો જ નહોતો. નાનાં છોકરાંઓનું રૂદન અહીં પણ તેના કાનમાં ગાજતું હતું; તેણે ધાર્યું કે મારાં નાનાં બચ્ચાં અત્યારે ઉઠયાં હશે, મને ન જોતાં જ તેઓએ રૂદન શરૂ કર્યું હશે, હાય ! અનાથ બાળકોને એ વિદેશમાં કોણ આશ્રય આપશે ? તેને કોણ છાનાં રાખશે ? તેઓની મલિન કાન્તિ, ઓશિયાળું મ્હોં મીરમુન્સીનાં હૃદય પર આલેખાવા લાગ્યું; તેની આંખમાં આંસુ ઉભરાયાં, કંઠમાં ડુમો જામ્યો, આંખે અંધારાં આવવા લાગ્યાં.

ગુલબેગમનાં વચનોથી તેમનો વિચાર–સ્રોત થંભ્યો. તેણે કહ્યું, "આપણે અફગાન સરહદ ઓળંગી છે? ગુલબેગમ, તું ભુલી જાય છે કે હાજરારાજ્ય હવે સ્વાધીન નથી, આ બધું અત્યારે અફગાન રાજ્ય સાથે જોડાઈ ગયું છે; અમીરસાહેબ અત્યારે આ દેશના માલિક છે. હાજરા અફગાનિસ્તાનના તાબામાં છે."

ગુલબેગમ માલિકની વાત સાંભળી લાંબો નિસાસો નાખી બોલી. "પ્રભુ, આપની વાત ખરી છે; પરંતુ આ પ્રદેશમાં આવ્યા બાદ મારા મનને લાગે છે કે આ પ્રદેશ અફગાનોનો નથી; એમ શામાટે થતું હશે તે સમજાતું નથી. અહીંઆના વાયુપ્રવાહમાં કોઈ એક જાતની માદકતા, મધુરતા વહી જાય છે। અહીંનું આકાશ બહુ નીલરંગી છે, આ આકાશ અફગાનિસ્તાનના આકાશ જેવું રાખોડી રંગનું નથી. જૂઓ તો ખરા, રસ્તાની બંને બાજુએ પર્વતોમાં ઉગેલા વેલા, વૃક્ષો વગેરેમાં કેટલાં બધાં ફુલો ખિલી રહ્યાં છે; એ બધાં ફુલોની ગંધ કેવી મિષ્ટ છે! અફગાનિસ્તાનનાં ફુલોમાં શું આટલી બધી સુગંધી છે? જૂઓ તો ખરા, પૂર્વ દિશામાં સૂર્ય ઉગે છે,—બાળસૂર્યનાં કિરણો જાણે આનંદનાં મોજાં ફેલાવતાં નહોય, એ આનંદથી પૃથ્વીની સર્વ ચીજોને હસાવતાં નહોય એમ જણાય છે. આ મારો સ્વદેશ છે, આ મારી માતૃભૂમિ છે; આવો દેશ પૃથ્વીપર બીજે ક્યાં છે પ્રભુ? આપણી પાછળ બંધન છે, સામે મુક્તિ છે; પાછળ મૃત્યુ છે, સામે નવજીવન છે. ખુદાએ આટલે દિવસે આપણા તરફ કૃપા કરી છે."

મીરમુન્સી દીલગીર થઈ બોલ્યા, "લાંબા વખતબાદ સ્વદેશ આવેલી હોવાથી તને આનંદ થાય છે, એ સ્વાભાવિક છે. હવે તું મારી બાંદી નથી, અત્યારથી તું સ્વતંત્ર છે; તને આનંદ આવે એ

સ્વાભાવિક છે. પરંતુ મારો સ્વદેશ બહુ દૂર છે! પ્રભુ જાણે, ત્યાં કોઇપણ દિવસ પહોંચી શકીશ કે નહિ તે; હું હવે કદીપણ સુખી થઇશ કે નહિ તે પણ ખુદાને માલુમ! મને તો લાગે છે કે જીવનનાં બધાં સુખો હું કાબુલમાં મૂકતો આવ્યો છું."

ગુલબેગમે કહ્યું, "પ્રભુ, મારો આનંદ જોઇ મને અકૃતજ્ઞ ન ધારતા. સ્વદેશમાં આવી હું ખુશી થઇ છું એ ખરૂં, પરંતુ આ આનંદ મારા પોતાના માટે નથી: આપ વિપત્તિમાંથી મુક્ત થયા છો, તેથીજ મને આટલો બધો આનંદ થાય છે. હું આપની દાસી છું, ગમે ત્યાં જાઉં પણ આપની આજ્ઞાંધીન બાંદી માત્ર છું; આપને તજી હું સ્વતંત્ર થવા ઇચ્છતી નથી. આપ અહીં સ્વતંત્ર છો, કારણકે હવેથી આપ અમીરસાહેબના નોકર નથી. હું આપની બાંદી છું ખરી, પરંતુ અફગાનપતિના ગુલામનાં જીવન કરતાં આપનું જીવન શું અધિક શ્લાઘાનો વિષય નથી? માલિકને સંતોષવામાટે કયા ગુલામને આપના કરતાં વધુ મહેનત કરવી પડી છે? માલિકનું માન જાળવવા માટે બીજા કોણે આ પ્રમાણે દેહપાત કર્યો છે? એ માલિક સાથે હવે આપને કશો સંબંધ રહ્યો નથી. આપની બેડીઓ અફગાન સીમાપર તુટી પડી છે, દાસત્વની બેડીઓથી હવે આપ બંધાયલા નથી, આપ સ્વતંત્ર છો. આપને આનંદ પામવાનું કારણ નથી, આગા?"

મીરમુન્સી અન્ય મનસ્ક ભાવે બોલ્યા, "હા, હું સ્વાધીન છું; પરંતુ સ્વાધીનતા મેળવવાથી હું સુખી થયો છું, તે તું કેવી રીતે ધારે છે?"

ગુલબેગમે કહ્યું, "હું મારાં મન વડે જાણું છું. વનનું પંખી

પિંજર મુક્ત થતાં તેને કેટલો આનંદ થાય છે; અને આપ સ્વતંત્રતા મેળવ્યા છતાં સુખી ન થાઓ ? હું કબુલ કરૂં છું કે આપની બેડીઓ સોનાની હતી, પરંતુ તે બેડીઓ તો ખરીજ. સોનાનું પાંજરૂં શું પાંજરૂં ન કહેવાય ? હું આપની બાંદી છું, પરંતુ મારા જેવી ભાગ્યવતી બાંદી પૃથ્વી પર કેટલીક છે ? બીજી કોઇ બાંદી પોતાના માલિકનો આટલો બધો વિશ્વાસ, આટલો બધો સ્નેહ પ્રાપ્ત કરી શકે ? ”

મીરમુન્સીએ કહ્યું, “ હું તારા પર સ્નેહ રાખું છું, વિશ્વાસ રાખું છું, તે તેં કેવી રીતે જાણ્યું ? ”

ગુલબેગમે કહ્યું, “ તે પણ શું કહેવું પડશે ? એ શું છુપાવાય તેવું હતું ? આપે ઘણી વખત મારો તિરસ્કાર કર્યો છે, ઘણી વખત મારા તરફ કઠોરતા બતાવી છે; પરંતુ મારા સિવાય બીજા કોઈને આપે વિપત્તિનો મિત્ર ધારેલ નથી. હું ન હોત તો આપ આજે અહીં આવી શક્ત ? પરંતુ આપ સ્વતંત્ર થયા છતાં મને તજી શકશો નહિ. હું આપની છાયા છું; શરીર ધારણ કરી છાયાને કોઇ તજી શકતું નથી. ” પ્રાતઃકાળના સૂર્યનાં મધુર કિરણોથી, સવારના વાયુની શીતળ લહરિઓથી, પ્રભાત કુસુમની સુકોમળ સુગંધીથી ગુલબેગમે નવજીવન મેળવ્યું હતું; તેથી જે વાત અત્યાર સુધી તેનાં હૃદયમાં છુપાઇ રહી હતી, તે આજ છુપી રહી શકી નહિ. વાચાળ બાલિકાની માફક તેણે પોતાનાં હૃદય કપાટ ખુલ્લાં કરી નાખ્યાં.

મીરમુન્સીએ પૂછ્યું, “ તું શું એમ ધારે છે કે અમીરસાહેબ મારી યોગ્યતા સમજી શકતા નહિ ? ”

ગુલબેગમ વ્યગ્રભાવે બોલી, " ના, આગાસાહેબ, હું તેમ ધા- રતી નથી. તે આપના ગુણ સમજતા હતા; આપ ચાલ્યા આવ્યા છો, હવે તે આપના વિના વધુ સારી રીતે સમજી શકશે. પરંતુ તે આપ પર સંપૂર્ણ વિશ્વાસ રાખી શકતા કે નહિ એ શક પડતી વાત છે. જેના માટે જીવ આપવા તૈયાર થઇએ, તે આપણા પર વિશ્વા- સ ન રાખે એ મોટાં દુઃખની વાત છે. અમીર પોતાના સ્વદેશવા- સીનો પૂરેપૂરો વિશ્વાસ મેળવી શકયા નથી; તો પછી બીજા પર સંપૂર્ણ વિશ્વાસ કેવી રીતે રાખી શકે ? તેમાં પણ આપ વિદેશી, જુદા રાજાની પ્રજા છો. આપના શત્રુઓ શિઆળ ને કુતરાંની માફક હંમેશાં આપને ડંખવાની ચેષ્ટા કરતા હતા; તેઓજ અમી- રની પ્રજા હતી, અમીરને છોકરાં જેટલી પ્રિય હતી ! આવી સ્થિતિમાં ત્યાં આપની સુખ–શાન્તિ હંમેશને માટે બેડીથી બંધાયલી રહેતી. "

મીરમુન્સીએ કહ્યું, " ગુલબેગમ, અમીરસાહેબ પોતાની સ્ત્રી કે પુત્રો પર પણ વિશ્વાસ રાખતા નથી, તો પછી હું તો વિદેશી અમલદાર માત્ર હતો. તે માટે તેને દોષ આપી શકાય નહિ, અફ- ગાન રાજ્યનાં સિંહાસનની છાયાતળે હંમેશાં કેટલાં છૂપાં તરકટો થાય છે, તેની ગણતરી કોઇથી થાય તેમ નથી. સિંહાસનના લોભ- થી પુત્ર પિતા વિરુદ્ધ અસ્ત્ર ધારણ કરે છે, રાજ્યમાં વજન પાડવા માટે સ્ત્રી પોતાના સ્વામીની છાતીમાં છુરી ભોકવા તૈયાર થાય છે ! અમીર જેના પર વિશ્વાસ રાખે, તેજ તેનું નખ્ખોદ વાળવા તૈયાર થાય છે; માટે તે કોના પર વિશ્વાસ રાખે, તું મારી આગળ અમીર સાહેબની નિંદા કરતી નહિ, મેં તેમનું નિમક ખાધું છે. તે કેવાં અશાન્તિમય રાજ્ય પર રાજ્ય ચલાવે છે, તે તું જાણતી નથી;

પરંતુ હું જાણું છું. હજરો અડચણો છતાં તેઓ જે યોગ્યતા સાથે રાજ્ય ચલાવે છે, પ્રજાપાલન કરે છે, તે પ્રશંસાની વાત છે. તેઓ દુર્બળ સ્વભાવના રાજા હોત તો અફગાનિસ્તાનનાં ભાગ્યમાં શું બનત તે કહેવું કઠણ છે."

ગુલબેગમે કહ્યું, "આગાસાહેબ, એ વાતની ચર્ચા કરવાની જરૂર નથી, ભૂતકાળની સ્મૃતિ ભૂતકાળના ગર્ભમાં છુપાઇ જાઓ, આપ એ બધી વાત ભુલી જાઓ; અફગાનિસ્તાનની વાત અત્યારે મને દુઃખદાયક સ્વપ્ન જેવી લાગે છે. આપણે જે દિવસો કાબુલમાં ગુજાર્યા તે સુખી દિવસો નહોતા. તે ભૂલી જવામાંજ માલ છે, તેથી જ આપણને શાંતિ વળવાની છે."

મીરમુન્સીએ કહ્યું. "તેં કાબુલમાં દરરોજ દુઃખ જ ભોગવ્યું છે? કોઇ પણ દિવસ એક ક્ષણપર્યંત પણ સુખ ભોગવ્યું નથી? ભવિષ્યમાં સ્મરણ રાખવા યોગ્ય ત્યાં કશું નહોતું? તું આ ચાર વરસની બધી સ્મૃતિ તારા મનમાંથી લૂછવા માગે છે? તેં આટલા દિવસ જે રીતે મારી સેવા બજાવી છે, તેવી સેવા મહમ્મદજાનની પણ બજાવત?"

ગુલબેગમે કહ્યું, "આગાસાહેબ, આપ મને એવી અપ્રીતિકર વાત કેમ પૂછો છો? આપની આગળ એવા પ્રશ્નની મેં આશા રાખી નથી. હું આપની બાંદી હતી, મેં તનતોડ પ્રયત્ને આપની સેવા બજાવી છે; શા માટે તે તો અલ્લાજ જાણે છે. તોપણ આપનાં કાર્યમાં મેં જિંદગી અર્પણ ન કરી હોત, તો તેમ પણ કરી શકત; આપની બાંદી આપની સેવા કરવાને બંધાયલી છે; પરંતુ મેં જે રીતે આપની સેવા બજાવી છે, તે રીતે કોઇ પણ બાંદી વર્ત્તી શકે?"

મીરમુન્સીએ કહ્યું, "પરંતુ માલિક બાંદીની સાથે જેવો વ્યવહાર કરે, મેં તારી સાથે એવો વ્યવહાર કર્યો છે ? મારાં છોકરાં શું તને બાંદીની માફક જોતાં હતાં ? બીજી કોઇ બાંદી તારા જેટલાં વખાણ મેળવી શકી છે ? તારી બ્હેન શેરિન પણ મારી બાંદી હતી; તે કદી કોઇ પણ કામ કરતી નહિ, છતાં મેં તેનો કોઇપણ દિવસ તિરસ્કાર કર્યો છે ? એની ઉપેક્ષાને તું ઠીક માને છે ? "

ગુલબેગમ નીચી નજર કરી ઉશ્કેરાયલા સ્વરે બોલી, "ના, આગાસાહેબ, હું તે ઠીક માનતી નથી; એ નીરવ ઉપેક્ષા મારાથી કદી સહન ન થાય. ખરેખર આપનાં ઘરમાં હું બહુ સુખી હતી. મને કોઇપણ જાતનું દુઃખ નહોતું; કેવળ આપનો દિલગીર ચહેરો, થાકી ગયેલું શરીર, આપની ચિંતા, ઉદ્વેગ-એ બધું જોઇ મને બહુજ દિલગીરી થતી."

મીરમુન્સીએ કહ્યું, "મારૂં દુઃખ જોઇનેજ તું દિલગીર થતી, તારૂં પોતાનું કશું દુઃખ નહોતું ! મહમ્મદજાને નહોતું કહ્યું કે 'તું મારા હાથમાં આવે તો તારાં ગોસ્તના ટુકડે ટુકડા કરી કુતરાંને ખવરાવું.' આ વચનો સાંભળ્યા છતાં તને તારી જાત માટે કશી ચિંતા નહોતી ! તું આટલા થોડા સમયમાં એ વાત ભૂલી ગઈ છે ?"

ગુલબેગમની આંખોમાંથી અગ્નિ ઝરવા લાગ્યો; તે બોલી, "મહમ્મદજાન ! હા, તેનું નામ સાંભળતાંજ મારૂં કાળજું ફફડે છે; આ દુનિયા પર મને તેનો જેટલો ભય લાગે છે, તેટલો શયતાનનો પણ નથી લાગતો. આગાસાહેબ, આપ ભવિષ્ય જોવરાવવામાં વિશ્વાસ રાખો છો ! મનુષ્યની ભવિષ્યવાણી કદી પણ સફળ થઇ હોય, એવું આપે સાંભળ્યું છે ? હું એ બધાં પર વિશ્વાસ રાખું છું, મને ખાત્રી

છે કે મહમ્મદજાનને હાથેજ મારૂં મરણ થવાનું છે. એ વિશ્વાસ હું કોઇ પણ રીતે દૂર કરી શકતી નથી. મને લાગે છે કે વેર વાળવા માટેજ મહમ્મદજાન છાયાની માફક મારી પાછળ પાછળ ફરે છે ! આટલે બધે દૂર સ્વદેશમાં આવ્યા છતાં હું નિર્ભય થઇ શકી નથી. ભવિષ્યવાદિની બુઢ્ઢી મિરિયમે હાથ જોઇ કહ્યું છે કે મહમ્મદજાનજ મારો કાળ છે. એક દિવસ મેં અતિ ભયાનક સ્વપ્ન જોયું છે ! સ્વપ્નમાં જોયું હતું કે હું એક વિશાળ પર્વતની ઓથમાં ફરૂં છું. ધુમસથી બહુ દૂર જોઈ શકાતું નથી ! મેં લાંબી નજરે આજુબાજુ જોયું, દૂર એકાદ છાયા જણાઇ, છાયા ધીમે ધીમે શરીર ધારણ કરી મારી આગળ આવવા લાગી; તેની આંખોમાં વેરની આગ બળતી હતી, તેના હાથમાં તીક્ષ્ણ ધારવાળી વાંકી છરી હતી ! તેણે એક ક્ષણમાં એ છરી મારી છાતીમાં ભોંકી; તે સાથે મહમ્મદજાન હા હા કરી હસવા લાગ્યો. અહા, કેવું ભયંકર શયતાની હાસ્ય ! હું બરાડા પાડી જાગી ઉઠી; મારૂં આખું શરીર પરસેવાથી રેબઝેબ થઈ ગયું હતું.–આ સ્વપ્નની વાત હું એક ક્ષણ પણ ભૂલી શકતી નથી. એ સ્વપ્ન અમૂલક નથી, એ ભવિષ્યમાં બનવાની ઘટનાનું ઝાંખું ચિત્ર છે."

મીરમુન્સીએ કહ્યું, "એ સ્વપ્ન ખોટું છે એવાં અપ્રીતિકર સ્વપ્નને હૃદયમાં સ્થાન આપ નહિ; આપણે જાગૃતાવસ્થામાં જે જે વિચારો કરીએ છીએ, તેજ અસંબદ્ધ ભાવે સ્વપ્નાવસ્થામાં આપણા મનમાં આવે છે. આપણે કાબુલ છોડી ઘણે દૂર આવી પહોંચ્યાં છીએ, આપણે કિસ્મતનો હાથ તરછોડયો છે. ખરેખર અત્યારે આપણે સ્વતંત્ર છીએ; ભુતકાળની વાતની ચર્ચા કરવાની જરૂર નથી, ભવિષ્યની વાતોજ અત્યારે વિચારવાની છે,"

ગુલબેગમે હાથ લાંબો કરી કહ્યું, " આગાસાહેબ, પેલો પર્વત દેખાય છે, તેની પાસેથી આપના સ્વદેશનો રસ્તો ચાલ્યો જાય છે. એ પર્વતની તળેટીમાં જઇ પહોંચીએ તો પેશાવરની હદમાં પેસવાનું સરળ થઇ પડશે. હું આપને ત્યાં લઇ જઇશ; પરંતુ તે પહેલાં આપને એકાદ બે દિવસ વિશ્રાંતિ લેવી પડશે. આ મારી માતૃભૂમિ છે, અહીં આપ મુશ્કેલીમાં આવી પડવાના નથી. "

મીરમુન્સીએ કહ્યું, " વિશ્રાંતિની શી જરૂર છે ? હું એટલો બધો થાકી ગયો નથી; કાલ રાત્રે સારી ઉંઘ આવી હતી, તેં ખાવાનું પણ સરસ બનાવ્યું હતું. વળી ઘોડા પર લાંબી મુસાફરી કરવાની મને ટેવ છે. હું આ રીતે બીન હરકતે અફગાન-સીમા ઓળંગી શકીશ, એવી મને આશા નહોતી. ગુલબેગમ, તું રસ્તો બતાવનારી ન થઇ હોત, તો હું કદીપણ છૂટી શકત નહિઃ તારૂં ઋણ હું કદીપણ અદા કરી શકવાનો નથી. તારાં સાહસ પર આધાર રાખીને જ આવું દુષ્કર કર્મ કરવાનું મેં માથે લીધું હતું. હું અકૃતજ્ઞ નથી, જ્યાં સુધી જીવીશ, ત્યાંસુધી તારો ઉપકાર યાદ રાખીશ. હું સ્વદેશ જાઉં, ત્યારે તું શું કરશે, ગુલબેગમ ? "

ગુલબેગમે અસ્પષ્ટ સ્વરે કહ્યું, " હું શું કરવાની છું ? ખુદા જાણે. હું તો એટલુંજ જાણું છું કે હું નિશ્ચિંતચિત્તે મહમ્મદજાનને હાથે જીવન વિસર્જન કરી શકીશ. એ વાત કેમ પૂછો છો ? હવે શું આપને બાંદીની જરૂર નથી ? "

મીરમુન્સીએ કહ્યું, " તને મારી સાથે આવવાની ઇચ્છા છે ? પરંતુ હિંદુસ્તાનમાં બાંદી રાખવાનો ઉપાય નથી; તે અંગ્રેજોનો મુલક

છે, ત્યાં ગુલામગીરી પ્રચલિત નથી. હિંદુસ્તાનમાં પગ મૂકતાંજ મારો તારા પર કશો અધિકાર રહેશે નહિ."

ગુલબેગમે કહ્યું, "હું તો અહીં પણ સ્વતંત્ર છું, આપે પણ હમણાંજ મારી સ્વતંત્રતાનો સ્વીકાર કર્યો છે."

મીરમુન્સીએ કહ્યું. "હા, ખરી વાત છે; પરંતુ તને સાથે લઇ જઇ શકીશ કે નહિ તે કહી શકતો નથી. તું સુંદર યુવતી છે, તને બાંદી તરીકે સાથે લઇ જાઉં તો સમાજમાં મારી હાંસી થાય; તું મારી બાંદી છે, એ વાત કોઇ સ્વીકારે પણ નહિ.

ગુલબેગમે કહ્યું, "લોકની મશ્કરીની બીકથી તમે મને તજી દેશો? દેશમાં આપની મા તો છે ને, હું તેની પાસે રહીશ. અને જો આપને અડચણ ન હોય તો આપની સેવા કરીશ. બાંદી એટલી કૃપા મેળવે એટલે ઘણું છે."

મીરમુન્સીએ કહ્યું, "દેશમાં તારા પિતા છે, તે ઘરડા થયા છે. તેના પ્રત્યે તારે કર્તવ્ય બજાવવાનું છે, તે તું વિસરી ગઇ છે?"

ગુલબેગમે કહ્યું, "ના આગાસાહેબ, તે વિસરી ગઇ નથી. હું શું તેમને તે ભૂલી શકું? પરંતુ તેઓ જીવતા છે કે નહિ, તે કોણ્ી કહી શકે છે? જીવતા હોય તોપણ આ જીવનમાં તેઓની મુલાકાત થશે કે નહિ એ નકી નથી. જો તેઓની મુલાકાત થશે, તો તેમની પાસેજ રહીશ."

મીરમુન્સી ક્ષોભ પામી બોલ્યા, "ગુલબેગમ, તું જતી રહે તો મને બહુ દુઃખ લાગશે. તું મારી પાસે નહિ રહે તો મને બહુ

અગવડ નડશે, એ સમજું છું; પરંતુ શો ઉપાય ? તને સાથે લઇ દેશમાં જવાની મારી ઇચ્છા છે, પરંતુ મારી મા તારા પર સંદેહ રાખશે. તેથી મેં ધાર્યું છે કે દેશમાં એકલાજ જવું; માને તારા સંબંધમાં બધી વાત કહી જો તેને રાજી કરી શકીશ, તો પછી તને દેશમાં લઇ જવાની વ્યવસ્થા કરીશ."

ગુલબેગમે કહ્યું, "કેવી રીતે વ્યવસ્થા કરશો ? આપની જન્મભૂમિ પેશાવરથી હાજરારાજ્ય બહુ દૂર છે; વચમાં ઘણા પર્વતો, ઘણી નદીઓ આવેછે. ક્ષુદ્ર બાંદીને માટે આપ અહીં આવશો ? તે શું સંભવિત છે ? અને સંભવિત હોય તો પણ આપ મને કયાં મળશો ? મારે ઘર નથી, આશ્રય નથી. મારા પિતાની મુલાકાત થાય તેવો સંભવ નથી, ભવિષ્યમાં કયાં રહેવું તે નકી નથી. આપની જે ઇચ્છા હોય તેમ કરશો, હું તો સાધારણ બાંદી છું-" ગુલબેગમ આ વખતે રડવા લાગી. આટલા દિવસે સ્વતંત્રતા મેળવ્યા છતાં એ સ્વતંત્રતા તેને તદ્દન અર્થ વગરની જણવા લાગી.

મીરમુન્સી તેની વેદનાનું કારણ સમજી વ્યથિત થયા; તેને આશ્વાસન આપી સ્નેહપૂર્વક કહ્યું, "ગુલબેગમ, તું મારાપર વિશ્વાસ રાખ. ખરેખર હું તને મારા દેશમાં લઈ જઇશ; તોપણ થોડા દિવસ તારે સબુરી પકડવી પડશે."

પર્વતનો સુશીતળ પવન સુસવાટા કરતો ગુલબેગમના કાનમાં કહેવા લાગ્યો-" આ છેલ્લી વિદાય છેલ્લી, છેલ્લી, છેલ્લી !" તે નિશ્વાસ મૂકી મીરમુન્સી સામું જોવા લાગી; પરંતુ કશું બોલી નહિ. ભવિષ્ય તેની આગળ અંધકારમય હતું, એ અંધકારમાં મહમ્મદજાનની તીક્ષ્ણ છૂરિ સિવાય બીજું કંઇ તેનાં કલ્પનારૂપી નેત્રના જોવામા આવ્યું

નહિ ! શુભ્ર તુષાર-વિમંડિત ગિરિ-શિખર માલાપર સૂર્ય કિરણો પ્રતિ-ફલિત થઇ ક્ષણે ક્ષણે વર્ણ વૈચિત્ર્યની સૃષ્ટિ કરતાં હતાં. શિખરોપર શિખરો વિરાજતાં હતાં; પર્વતોની તળેટીમાં લીલાં વૃક્ષો, બહુ દૂરથી દૂરનાં આકાશમાં લટકતાં વાદળાંની માફક રાખોડી રંગનાં જણાતાં હતાં. સાંકડો રસ્તો તદ્દન નિર્જન હતો, કોઇ પણ દિશામાં શબ્દ પણ સંભળાતો નહોતો; વાયુના સુસવાટા, અને બંને ઘોડાઓના દાબડાના અવાજ એ પર્વતોની એકાંત તળેટીની નિસ્તબ્ધતાનો ભંગ કરતા હતા. મીરમુન્સી અને ગુલબેગમ પોતપોતાની ચિંતામાં ડુબી ગયાં હતાં; ઘણીવાર સુધી કોઇનાં મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળ્યો નહિ.

ગુલબેગમ વિચારવા લાગી, " કાબુલ કેમ તજ્યું ? ત્યાં રહી હોત તો મારા માલિકથી છૂટી થાત નહિ; સાંજરે પણ તેમને જોઇ તો શકત, તેની સેવા કરી શકત. હવે કોની સેવા કરૂં ? હું તેનાથી છૂટી પડીશ એટલે તેઓ શું એકલા રસ્તો શોધી સ્વદેશ જઇ શકશે ? "

મીરમુન્સી વિચારતા હતા, " શામાટે ઇરાદાપૂર્વક આ મુશ્કેલી વહોરી લીધી ? કયાં જાઉં છું ! સ્વદેશમાં મને સ્થાન મળશે ? આ જીવનમાં હું કદી પણ મારા છોકરાંનું મ્હોં જોઇ શકીશ ? પ્રાણના ભયથી હું તેમને પરદેશમાં છોડી જાઉં છું ! આગળ પાછળનો વિચાર ન કરતાં આ મેં શું કર્યું ? હજુ પણ જો પાછા ફરવાનું સંભવિત હોત તો પાછો ફરત. "

ધીમે ધીમે સૂર્યનો તાપ સખત થવા લાગ્યો, બપોરનાં સૂર્યકિરણોથી જમીન તપી ગઇ; પરસેવાથી બંનેનાં શરીર પલળી ગયાં. થાકેલા ઘોડાઓનાં મુખમાંથી ફીણ નીકળવા લાગ્યાં; ઘોડાની ગતિ ધીમી પડી ગઇ. ગુલબેગમ તરસથી અકળાઇ ગઇ. ઘણો વખત ગયો, ગુલ-

બેગમે કહ્યું, "આગાસાહેબ, હવેથી આગળ જવાતું નથી; તાપથી મારૂં માથું ચડયું છે, તરસથી છાતી ફાટી જાય છે, હવે તો જ્યાં ઝરણું આવે ત્યાં થોડો વખત આરામ લઇએ તો ઠીક. ગામ હજુ પણ બે ગાઉ દૂર છે; પરંતુ એ બે ગાઉ વીશ ગાઉ જેટલા જણાય છે! થોડો વખત આરામ લીધાથી હું જરા શાંત થઇશ. મારો સ્વદેશ આવી ગયો છે, અહીં વિસામો લેવામાં શો વાંધો છે?"

મીર મુન્સીએ કહ્યું, "એટલીવારમાં તું થાકી ગઇ? આપણે બહુ રસ્તો કાપ્યો નથી; મને તો ભૂખ કે તરસ કશું જણાતું નથી."

ગુલબેગમે કહ્યું, "હું સ્ત્રી છું, આપની સાથે મારો મુકાબલો થઇ શકે? આટલો બધો લાંબો રસ્તો ઘોડાપર બેસી મેં કદી કાપ્યો નથી. ઉત્સાહને લીધે મેં આટલો રસ્તો તો કાપ્યો, હવે મુસ્કેલી વગરનાં સ્થાને આવ્યાં છીએ તેથી મારો ઉત્સાહ જતો રહ્યો છે, તેથી મને થાક ચઢયો છે. પગરખાંમાં ડંખ પડયા છે, આવાં પગરખાં મેં કદી વાપર્યાં નહોતાં. ઘોડાપરથી ઉતરી થોડું પાણી પીઉં, હાથ પગ ધોઉં, થોડો વિસામો લઉં, એટલે થાક ઉતરી જશે; ત્યારપછી ધીરે ધીરે ચાલ્યાં જઇશું."

મીરમુન્સીએ ગુલબેગમનાં થાકથી ક્લિષ્ટ થઇ ગયેલાં મુખ સામું જોયું. તેણે કહ્યું, "વારૂ, તેમ કરીએ; જોતો ખરી, આટલામાં કોઇ ઝરણું છે?"

થોડે દૂર એક ચોકખાં પાણીવાળી નિર્ઝરિણી ચાલી જતી હતી, તે જોઇ ગુલબેગમ ઘોડાપરથી ઉતરી. તે ઝરણ પાસે પડેલી શિલાપર બેસી હાથ પગ ધોવા લાગી. મીરમુન્સી ઘોડાપરથી ઉતરી ચારે તરફ જોવા લાગ્યા.

થોડે દૂર એક વિશાળ મેદાન હતું; એ મેદાન તરફ નજર નાખતાં મીરમુન્સી વ્યગ્રભાવે બોલી ઉઠયા, "ગુલબેગમ, સામે જો, કેટલાક ઘોડેસ્વારો જણાય છે કે નહિ?"

ગુલબેગમ ઝરાને કિનારે ઉભી થઇ તે તરફ જોવા લાગી; તે વ્યાકૂળ થઇ બોલી, "આગા સાહેબ, આ તો સ્વાર જણાય છે! નકી અફગાન સ્વાર છે, તેઓએ આપણો પીછો પકડયો લાગે છે, છૂપે રસ્તે આવી તેમણે આપણો રસ્તો રૂંધ્યો લાગે છે! હવે અહીં એક ક્ષણ પણ થોભીશું તો આપણે બંદી થશું; ચાલો, જંગલમાં જઇ કોઇ ગુફામાં આશ્રય લઇએ. જલદી ચાલો!

મીરમુન્સીએ એક પલકમાં ઘોડાપર ચઢી પાસે આવેલા પર્વતનાં જંગલતરફ ઘોડો દોડાવ્યો, ગુલબેગમ તેની પાછળ ચાલી.

થોડે દૂર ગયા બાદ ગુલબેગમે કહ્યું, "તેઓએ આપણને જોયાં છે કે નહિ તે શક પડતી વાત છે; જો આપણે પેલાં જંગલમાં જઇ શકીએ તો નકી કોઇ પણ ગુફાઇમાં છુપાઇ શકશું. ત્યાં હજારો અફગાન સ્વારો આવે તોપણ આપણો પત્તો લાગશે નહિ. પહાડી હજરાસિવાય કોઇપણ ત્યાં આવવાનું સાહસ કરશે નહિ. એ જંગલમાં એક ગામડું છે,-એ ગામડાંના લોકો પર્વતોની ગુફાઓમાં જ રહે છે. અફગાન સ્વારોએ ગામડાનો પત્તો મેળવી શકવાના નથી. તેઓ ધારશે કે આપણે હિંદુસ્તાનને રસ્તે પડયાં છીએ."

મીરમુન્સી એક વાંક વળ્યા, પેલા સ્વારો હવે તેના જોવામાં આવ્યા નહિ. ગુલબેગમ મીરમુન્સીને રસ્તો બતાવતી આગળ આગળ જવા લાગી. દુર્ભેદ્ય અરણ્યમાં સાંકડો રસ્તો બહુજ દુર્ગમ હતો. ગુલબેગમ થોડે દૂર ગઇ, મીરમુન્સી તેને જોઈ શકયા નહિ; પરંતુ

બે ત્રણ મિનિટ બાદ બંદુકના ભયંકર અવાજથી તેઓ ચમક્યા, તે સાથેજ સ્ત્રીના કંઠનો આર્ત્તનાદ સંભળાયો. મીરમુન્સીએ ઝડપથી ઘોડો ચલાવ્યો, આગળ જતાંજ જણાયું કે એક ઘોડેસ્વાર રસ્તો રોકી ઉભો છે; તેના હાથમાં પિસ્તોલ છે ! મીરમુન્સી એક ક્ષણમાં એ ઘોડેસ્વારને ઓળખી ગયા, તે મહમ્મદજાન હતો !—અમીરનો ગુપ્તચર અને ગુલબેગમનો શત્રુ મહમ્દજાન હતો !

મહમમ્દજાનની ગોળીથી ઘવાઇ ગુલબેગમ ઘોડાપરથી જમીન પર પડી હતી; પરંતુ તેના તરફ નજર કરવા જેટલો સમય નહોતો. તેણે મહમમ્દજાનને જોતાંજ પિસ્તોલ ઉપાડી, મહમ્મદજાન પણ તૈયાર હતો; બરાબર એકજ સમયે એક બીજાને લક્ષી બંનેની ગોળીઓ છૂટી.

મહમ્મદજાનની ગોળી મીરમુન્સીના કાન પાસેથી ચાલી ગઇ. મીરમુન્સીની ગોળી મહમ્મદજાનની છાતીમાં વાગી; તે બંને હાથ ઉંચા કરી "અલ્લા !" કહેતો ઘોડાપરથી જમીનપર પડયો. એક ક્ષણમાં આ બનાવ બન્યો. મહમ્મદજાન એક ઝાડની છાયા નીચે પડી લોહીથી તરબોળ થવા લાગ્યો; તેની આંખો મીંચાઇ ગઇ હતી, તેનો અંતિમકાળ નજીક હતો.

મીરમુન્સી સમજ્યા કે મહમ્મદજાનને યોગ્ય ફળ મળ્યું છે, એક ક્ષણમાં તેનો જીવ ચાલ્યો જશે. તેણે તેના તરફ જોયું નહિ, ઘોડા પરથી ઉતરી ઘવાયલી ગુલબેગમ પાસે આવી ઉભા.

ગુલબેગમના ખભા પરથી લોહીની ધાર વહેતી હતી, તેનું માથું ફરતું હતું, આંખે અંધારાં આવતાં હતાં; તે ધીરેધીરે માથું ઉંચું કરી અસ્પષ્ટ સ્વરે મુન્સીને કહેવા લાગી, "આગાસાહેબ, આપ

મને અહીંજ છોડી ચાલ્યા જાઓ; હું ઘોડાપર ચઢી શકું તેટલી શક્તિ નથી, શરીર થાકી ગયું છે, મેં આપને જે રસ્તો બતાવ્યો છે, તે રસ્તે આપ સ્વદેશ જાઓ, એજ પેશાવર જવાનો રસ્તો છે. હું જરા જરા શાંત થઇશ, એટલે મારી નાનીને ઘેર જઇશ; તે સ્થાન અહીંથી બહુ દૂર નથી. મહમ્મદજાનને હવે ઉઠવું નહિ પડે, તે અહીં મરણ પામશે. તેની સાથે જે અફગાનસ્વારો આપની પાછળ પડયા છે, તેઓ અહીં આવી શકવાના નથી; માટે હવે મને કશી મુશ્કેલી પડવાની નથી. આપ ઘોડો ઝડપથી દોડાવજો, તેઓ આપની પાછળ ન પડે તેની સંભાળ રાખજો. આપનો ઘોડો વેગવાન છે, તે આપને બીનહરકતે પેશાવર લઇ જશે. હું પણ કંઇ હરકત વગર મારી નાનીને ઘેર જઇ શકીશ. હું આટલામાં કયાંય પુરુષનો પોશાક ઉતારી નાખીશ; માટે જો હું દૈવયોગે અફગાનસ્વારોના પંજામાં સપડાઉં તોપણ મને કશો વાંધો નહિ આવે હુંજ આપનો અનુચર છું, એ શંકા તેઓને નહિ આવે. તેઓ મને ગામડામાં વસતી હાજરા યુવતી માનશે. જો તેઓ મને આપની વાત પૂછશે, તો હું કહીશ કે મેં તમને ગામમાં જતા જોયા છે. તેઓ આપની ખોળ કરવા ગામમાં જશે; એ દરમિઆન આપ બહુ દૂર નીકળી જશો."

મીરમુન્સી વિચાર કરવા લાગ્યા. ઘવાયેલી સોબતણને આવી સ્થિતિમાં મૂકી જવું એ તેને યોગ્ય લાગ્યું નહિ. તેઓનો આ વિચાર ગુલબેગમ સમજી ગઇ, તે વ્યાકુળ થઇ બોલી, " અફગાન સ્વારો આ રસ્તે આવી શકત નહિ. મહમ્મદજાન આ દેશનો છે, તે આ રસ્તો જાણતો હતો, તે માટે તે તેઓને આ રસ્તે લાવી શક્યો છે; પરંતુ હવે અફગાનો આ રસ્તો શોધી શકશે નહિ. આપ

મારા માટે ચિંતા કરતા નહિ, મારી જિંદગી કરતાં આપની જિં-દગી લાખોગણી મૂલ્યવાન છે, આપ જલદી નાસો, જરા પણ વિચાર ન કરો. વિલંબ કરવાથી આપ વિપત્તિમાં આવી પડશો; ત્યારે તમે મારો કશો ઉપકાર કરી શકશો નહિ, ઉલટા આપને બંદી થવું પડશે. મને બહુ વાગ્યું નથી. હું બીકથી અધમુઇ બની ગઇ હતી; હું ચાલતી ચાલતી અનાયાસે મારી નાનીને ઘેર જઇ શકીશ. આપ જ-લદી ઘોડા પર ચઢો; મારા કરતાં આપને વધુ મુશ્કેલી છે."

મીરમુન્સી ગુલબેગમનાં ફીકાં મ્હોં તરફ નજર કરી પત્થરની માફક ઉભા રહ્યા.

ગુલબેગમ તેના પગમાં માથું નાખી ગભરાયેલા સ્વરે બોલી, "મારા કસમ, આગાસાહેબ, હવે વાર ન લગાડો; ઇરાદાપૂર્વક વિપ-ત્તિમાં ન પડો,"

મીરમુન્સી વ્યાકૂળ દૃષ્ટિથી ગુલબેગમનાં મુખ તરફ જોઇ રહ્યા; અશ્રુપ્રવાહથી તેના બંને ગાલ પલળી ગયા હતા. પોતે કેવું રત્ન આ જંગલમાં મૂકી જાય છે, તે વિચારતાં તે કોઇ પણ રીતે આંસુ ખાળી શકયા નહિ. બીજી તરફ તેની નજર નહોતી; તે મહમ્મદજા-નનું અસ્તિત્વજ ભુલી ગયા હતા.

ગુલબેગમ બંને હાથે તેના પગો પકડી વ્યગ્રભાવે તે પર ચુંબન કરી બોલી, "પ્રભુ, સ્વામી, અભાગણીનું સર્વસ્વ, તમે મોટા કે હું ? મારા માટે આપ શા માટે આવી રીતે જીવન વેડફી નાખો છો ?–તમે જલદી—

ગુલબેગમના શબ્દો મ્હોમાંજ રહ્યા, મહમ્મદજાન ગોળીના મારથી બેભાન બની ગયો હતો, તે ભાનમાં આવતાંજ છાતી ઘસડતો

પડતો ગુપચુપપણે ગુલબેગમ પાસે આવતો હતો,–તે ગુલબેગમ કે રમુન્સીમાંનાં કોઇએ જોયું નહિ, જાણ્યું નહિ. મહમ્મદજાને ગુલબેગમ સે આવી તેનાં ગળાં પર એક તીક્ષ્ણ ધારવાળી છૂરી જોરથી ફેંકી. જરાનું લક્ષ્ય અવ્યર્થ હોય છે; એ છુરીના આઘાતથી ગુલબેગમનું ગું લગભગ કપાઇ ગયું ! કપાયેલાં ગળાંમાંથી લોહીનો પ્રવાહ ખળ ખળ કરતો વહેવા લાગ્યો.

મીરમુન્સીએ નવાઇ પામી મહમ્મદજાન સામું જોયું, થોડી ક્ષ. તેઓ કિંકર્તવ્ય મૂઢ બની ગયા, છેવટે તેણે પિસ્તોલ ઉપાડી; રાબર તેજ સમયે એક ઝાડની આડચમાંથી ગોળી આવી, મહ- ાદજાનનું કપાળ વિંધાઈ ગયું.–મહમ્મદજાન તરતજ મરણ પામ્યો.

ગુલબેગમના પિતા ગુલામહુસેને દોડતાં આવી દીકરીને ખોળા લીધી. તેનાં આંસુઓ ગુલબેગમનાં લોહીથી મળી ગયાં. તે રડતો તો બોલ્યો, "મા તારી આ દશા જોવા માટેજ શું હું છુપી રીતે રૂં અનુસરણ કરતો હતો ? હાય, હાય, એક ક્ષણ પહેલાં હું કેમ ાવી શક્યો નહિ ? આગાસાહેબ, મારી જનની જન્મભૂમિને શત્રુના થમાં સોંપી હું ભિખારી બની ગયો હતો; પરંતુ મારા સંસારમાં ા એક બંધન હતું, મારી માને માટે મેં જીવન રાખ્યું હતું. ાજે આ અભાગીઆ પાસે જીવન અને મરણ બંને સમાન છે; ારી બધી આશા આજે ઉડી ગઇ ! મા, મા, ઓ બ્હેન, તારા અધમ તાને હવે શાનો ટેકો રહ્યો. ?"

પરંતુ ગુલબેગમનું પ્રાણરૂપી પંખેરૂ તેનાં શરીરરૂપી પિંજર છ કયારનું શાંતિધામમાં પહોંચી ગયું હતું. તે જાણી પણ શકી હે કે મારા પિતાએ આટલે દિવસે પોતાની પ્રતિજ્ઞા પાળી છે, તાનું વેર વાળ્યું છે,

મીરમુન્સી ગુલબેગમનાં શબને વળગી બાળકની માફક રડવા લાગ્યા. તે શોકથી ફાટી જતા સ્વરે બોલ્યા, "ગુલબેગમ, હુંજ તારાં મરણનું કારણ છું ! હું શત્રુને પૂરેપૂરો માર્યા સિવાય કેમ નિશ્ચિંત થયો ? ગુલબેગમ, તું શત્રુના પંજામાંથી મને બચાવી છેવટે આ રીતે મરણ પામી ? હું તને બચાવી શકયો નહિ ! જ્યાં સુધી જીવું ત્યાં સુધી મને પશ્ચાત્તાપના અગ્નિમાં બાળવા માટેજ તું મને અહીં મૂકી બેહસ્તમાં ચાલી ગઇ ? તું જીવતી હતી, ત્યાંસુધી મેં તને એક દિવસ પણ માન આપ્યું નથી, તું કેવું રત્ન છે, તે હું ઓળખી શકયો નહિ; અનાયાસે મેં તને મેળવી હતી, આજે તને અનાયાસે ગુમાવી ! બાંદી તરીકે તું મારી પાસે આવી હતી, બાંદી તરીકે તેં જીવ ગુમાવ્યો ! હાય, કેવું દુઃખ ! "

એકાએક દૂર ઘોડાઓના દાબડાઓનો અવાજ સંભળાયો. ગુલામહુસેને કહ્યું, " આગાસાહેબ, અફગાન સ્વારો આપની શોધ માટે આ તરફ આવે છે, આપ નકામો કાળ ન ગાળો; જલદી સ્વદેશ સિધાવો. આ રસ્તે ઘોડો ચલાવો."

મીરમુન્સી આદરમાન સાથે ગુલબેગમને ચુંબન કરી ઘોડેસ્વાર થયા; ઘોડો વેગથી પર્વતના રસ્તાને પ્રતિધ્વનિત કરી પેશાવર તરફ દોડયો. ગુલામહુસેન પોતાની વહાલી પુત્રીના શબને ખાંધ પર ઉપાડી દુર્ગમ અરણ્યમાં છુપાઇ ગયો.

હાજરાનો ગૌરવ-રવિ હંમેશને માટે આથમી ગયો.



# સૂચના.

ખાસ વાંચવાલાયક અપટુડેટ નવલકથાઓ સારાં અને સસ્તા ભાવે વાંચવી હોય તો લખો નીચેના સરનામે.

| | | | |
|---|---|---|---|
| વેર વસુલ ભા ૧ થી ૪ | કિંમત. | રૂ. | ૧૨—૦—૦ |
| વિચિત્ર જગત ભા. ૧-૨ | ,, | રૂ. | ૬—૦—૦ |
| ચમત્કારી ગુફા ભા. ૧-૨ | ,, | રૂ. | ૫—૮—૦ |
| સુવર્ણ પ્રતીમા | ,, | રૂ. | ૨-૧૨-૦ |
| નખરાબાજ નશીલ પારસી | ,, | રૂ. | ૪—૦—૦ |
| ગુલીસ્તાનનું ગુલ. | ,, | રૂ. | ૫—૦—૦ |
| માકી ચવિત્રી સચિત્ર | ,, | રૂ. | ૪—૦—૦ |
| આગ્રાનો ખજાનો | ,, | રૂ. | ૨—૦—૦ |
| સૈનીકની સુંદરી | ,, | રૂ. | ૪—૦—૦ |
| ગુલ બદન | ,, | રૂ. | ૩—૦—૦ |
| ચમત્કારીક ખુન | ,, | રૂ. | ૨—૮—૦ |
| શ્રીમતિ વિજયા | ,, | રૂ. | ૩—૦—૦ |
| બંસરી બાલા | ,, | રૂ. | ૩—૦—૦ |
| શેરલાક હોમ્સના સાહસકર્મો | ,, | રૂ. | ૨—૮—૦ |
| ડૉ. ફુલ સાહેબ. ભાગ ૧ થી ૫ | ,, | રૂ. | ૩-૧૨-૦ |
| વિશ્વમોહીની ભા. ૧ થી ૪ | ,, | રૂ. | ૮—૦—૦ |
| રાજા રામકૃષ્ણ અથવા રમણીની રણભુમી | ,, | રૂ. | ૩—૪—૦ |
| હીંદના હીરા | ,, | રૂ. | ૧—૮—૦ |
| સીરાજ દૌલા | ,, | રૂ. | ૩—૪—૦ |
| સંસારદર્શન | ,, | રૂ. | ૩—૦—૦ |
| અનંગમોહીની | ,, | રૂ. | ૩—૮—૦ |

